

મીલે સૂર મેરા તુમ્હારા,
તો સૂર બને હમારા...

Together we can & we will Make
it Happen... Come what may
Let sky be the limit
- Macon, GA. - 15 June 2003






તા. ૧૫ જૂન ૨૦૦૩ના રોજ
મેકન, જ્યોર્જિયામાં મળેલ
સભાનું દૃશ્ય

અન્ન ભેળા એના મન ભેળા
બપોરના પ્રીતિભોજનની
વ્યવસ્થામાં યુવાનો - ૧૫ જૂન






તા. ૧૩/૧૪/૧૫ જૂન ૨૦૦૩ના રોજ ઉમિયા ઉત્સવમાં ભાગ લઈ રહેલી બહેનો

શ્રોતાગણ - મનન અને ચિંતન
મેકન, જ્યોર્જિયા






ભૂમિ પૂજનનું દૃશ્ય
મેકન, જ્યોર્જિયા

ઉત્સવમાં ઉત્સાહથી
ભાગ લેતા ભાઈ-બહેનો
અનેરો આનંદ -
આજની ઘડી રળિયામણી રે...
તા. ૧૫ જૂન ૨૦૦૩



# પાટીદારોની ગૌરવગાથા

લેખક
**ડૉ. મંગુભાઈ રા. પટેલ**
એમ.એ., પીએચ.ડી.
મંત્રી સર્વવિદ્યાલય કેળવણી મંડળ, ગાંધીનગર
નિવૃત્ત રીડર, ઈતિહાસ વિભાગ
ગુજરાત યુનિવર્સિટી-અમદાવાદ



પ્રકાશક
**ઉમિયાદર્શન**
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, બાટા શૉ-રૂમ પાછળ,
માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે, આશ્રમરોડ, અમદાવાદ-૯

Patidaroni Gauravgatha
By Dr. MANGUBHAI PATEL





**પ્રકાશક : ઉમિયાદર્શન**
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, બાટા શૉ-રૂમ પાછળ,
માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે, આશ્રમરોડ, અમદાવાદ-૯

ત્રીજી આવૃત્તિ : ૧૮-૦૨-૨૦૦૪, મહાશિવરાત્રિ
ઉમિયા માતાજી મંદિર પ્રતિષ્ઠા મહોત્સવ નિમિત્તે
(મેકન, જ્યોર્જિયા)

આર્થિક સહયોગ : Bharatbhai B. Patel (Lehari)
1501 NW Northridge Dr.
Blue Spring MO 64015



**મુદ્રક : હરેશ પટેલ**
**પ્રિન્ટોગ્રાફ**
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, બાટા શૉ-રૂમ પાછળ,
માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે, આશ્રમરોડ, અમદાવાદ-૯
ફોન : (૦૭૯) ૨૬૫૮૪૯૬૩

# સસ્નેહ અર્પણ





શ્રી બળદેવભાઈ અંબાલાલ પટેલ (કુમાર)



શ્રીમતી શારદાબેન બળદેવભાઈ



ભરતભાઈ બી. પટેલ (લહેરી)



શ્રીમતી રેખાબેન ભરતભાઈ પટેલ



શ્રી નટુભાઈ બી. પટેલ



શ્રી અશોકભાઈ બી. પટેલ



શ્રી મુકેશભાઈ બી. પટેલ



**દાતાશ્રી ભરતભાઈ બી. પટેલ અને પરિવાર (આખજ)**



પ્રથમ આવૃત્તિવેળાએ અર્પણનું સન્માન મેળવતાં
શ્રી ભક્તિભાઈનાં સ્વ. પૂ. માતૃશ્રી કાશીબા ગિ. પટેલ



પ્રથમ આવૃત્તિના અમેરિકાસ્થિત દાતાશ્રી
ભક્તિભાઈ ગિ. પટેલ (કરજીસણ)



# લેખક પરિચય

ડૉ. મંગુભાઈ રા. પટેલનો જન્મ મહેસાણા જિલ્લાના 'Town of Victory' તરીકે પ્રસિદ્ધ કંબોઈ ગામમાં ૧૯૩૭માં થયો હતો.

માતા શિવકોરબા અને પિતા રામદાસના સંસ્કાર પામી સર્વવિદ્યાલય, કડીમાં માધ્યમિક શિક્ષણ મેળવી ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ. ઈતિહાસમાં દ્વિતીય વર્ગ સાથે પ્રથમ સ્થાન મેળવ્યું. ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. ત્યારબાદ એલ. એચ. આર્ટ્સ કૉલેજ - માણસા તથા સ્વામિનારાયણ અને વિવેકાનંદ કૉલેજોમાં સેવાઓ આપી હતી. ગુજરાત યુનિવર્સિટીમાંથી ઈતિહાસના રીડર તરીકે નિવૃત્ત થયા.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી ડૉ. પટેલનાં 'ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામો અને તેના ઘડવૈયા', 'ફ્રેન્ચ ક્રાંતિ અને નેપોલિયન', 'આંતરરાષ્ટ્રીય સબંધો' ભાગ-૨, 'સરમુખત્યારશાહી, નાઝીવાદ-ફાસીવાદ' તથા ગુજરાત યુનિવર્સિટી દ્વારા 'વિશ્વક્રાંતિઓ અને રાષ્ટ્રીય આંદોલન', 'બહેચરદાસ લશ્કરી - ઔદ્યોગિક અને સામાજિક નેતા' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે. ઉપરાંત, 'મેડમ કામા', 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઈતિહાસ', 'પાટીદાર ગૌરવગાથા', 'યુગપુરુષ સરદાર પટેલ', 'કર્મયોગી દાસકાકા', 'સાત પગલા સાથે', 'ઉમાદેશ', 'પાટીદાર', 'પાટીદાર પ્રગતિ... અને પરિવર્તન...' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે.

વિવિધ સામયિકોમાં ઈતિહાસને લગતા એમના ઘણા શોધલેખો પ્રગટ થયા છે. અનેક પરિષદોમાં તેમણે શોધનિબંધો રજૂ કર્યા છે.

તેઓ ગુજરાત યુનિવર્સિટીની સિન્ડીકેટ, સેનેટ અને વિવિધ સમિતિઓના સભ્ય રહી ચૂક્યા છે. રાજ્યપાલશ્રીએ સેનેટ સભ્ય તરીકે તેમને બે વખત નિમ્યા હતા. તેમના માર્ગદર્શન નીચે દસ પીએચ.ડી. અને ચૌદ એમ.ફિલ.ના સંશોધકોએ પદવી મેળવી છે.

અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સંગઠનના સચિવ તરીકે ને અખિલ ભારતીય પાટીદાર સમાજ સંગઠન (મ.પ્ર.)ના સહસંયોજક તરીકે સેવાઓ આપેલ છે.

ગુજરાતી રંગભૂમિમાં તેમનું અનોખું પ્રદાન છે. તેઓએ ગુજરાત રાજ્યની ગુજરાત રાજ્ય સંગીત-નૃત્ય-નાટ્ય અકાદમી, દફતરભંડાર, કલાકાર આર્થિક સહાય સમિતિ, સંગ્રહાલય સમિતિ, પુરાતત્ત્વ ખાતું વગેરેમાં સક્રિય સભ્ય તરીકે સેવાઓ આપી હતી અને આપી રહ્યા છે. હાલ તેઓ સર્વવિદ્યાલય કેળવણી મંડળ, ગાંધીનગર ખાતે મંત્રી તરીકે સેવાઓ આપે છે. પાટીદાર સમાજના મુખપત્ર 'ઉમિયાદર્શન'ના તંત્રી છે.

ગુજરાતી સાહિત્ય અકાદમીના આમંત્રણથી ૧૯૯૪માં યુ.કે. ખાતે જઈ વિવિધ વિષયો પર વ્યાખ્યાનો આપ્યા હતાં અને ભારે લોકચાહના પ્રાપ્ત કરી હતી.



સંપર્ક : **ડૉ. મંગુભાઈ પટેલ**
૬, અરૂણોદય પાર્ક, સેંટ ઝેવિયર્સ કૉલેજ કોર્નર,
નવરંગપુરા, અમદાવાદ-૯ ● ફોન નં. ૨૬૩૦૦૨૩૮

# પાટીદારોની ગૌરવગાથા–પહેલી નજરે

ઈતિહાસમાં જીવનદર્શન કરાવવાની ક્ષમતા છે. પોતાના ઉજ્જવળ ભવિષ્ય માટે શ્રેષ્ઠ માર્ગદર્શન મનુષ્યને ઈતિહાસ વડે જ પ્રાપ્ત થાય છે અને એ જ તો ઈતિહાસની બહુમૂલ્યતા છે.

ઈતિહાસ હવે કોઈ કલ્પના, સ્વપ્નદર્શન કે મનોરંજનનો વિષય રહ્યો નથી. આજની સમસ્યાઓ અને ઉલઝનોને સુલઝાવવા માટે ઈતિહાસ એક મહત્ત્વની કડી બની ચૂક્યો છે. આના કારણે જ આજના પ્રખર સમાજશાસ્ત્રીઓ વર્તમાન સમસ્યાઓના સંદર્ભમાં ઐતિહાસિક અધ્યયન ઉપર સવિશેષ ભાર મૂકે છે.

ગત ત્રણેક દાયકાઓમાં ઈતિહાસવિદોએ નવાં જ પરિમાણો સાથે ઈતિહાસની નવી ક્ષિતિજોમાં પ્રવેશ કર્યો છે. ભારતભરનાં અનેક વિશ્વ-વિદ્યાલયોએ એમના શૈક્ષણિક અભ્યાસક્રમમાં મહિલાવિષયક બાબતોને પ્રમુખ બનાવીને અભ્યાસક્રમો શરૂ કર્યા છે. એટલું જ નહીં, સમાજના વિભિન્ન જનસમૂહોમાં મહિલાઓના ઐતિહાસિક યોગદાન ઉપર વિશ્લેષણ-સંશોધન પણ શરૂ કરાયાં છે. ઉપેક્ષિત, દલિત જાતિઓ, આદિવાસીઓના ઈતિહાસ-આલેખન પર પણ કામગીરી શરૂ કરાઈ છે. બીજા શબ્દોમાં કહીએ તો 'ઈતિહાસ વિહીનોનો ઈતિહાસ' આલેખાઈ રહ્યો છે.

ઈતિહાસલેખનના ઉદ્દેશ અને સંદર્ભો બદલાઈ રહ્યા છે, વિસ્તૃત બની રહ્યા છે. ઈતિહાસ હવે કેવળ રાજા-મહારાજા કે ગગનચુંબી ઈમારતોના નિર્માણ કે વિધ્વંસના પરાક્રમકર્તાઓ પૂરતો સીમિત નથી રહ્યો, બલકે ઈતિહાસના હૃદયસ્થાનમાં - કેન્દ્રમાં 'સંપૂર્ણ માનવી' આવી ગયો છે. માનવીની વિકાસ-ગાથા જ ઈતિહાસ છે.

ઈતિહાસનાં આ નવાં પરિમાણો અને બદલાવોની સાથે જ્ઞાતિઓ, કુટુંબો અને વિસ્તારના ઈતિહાસ પણ પ્રચલિત બની રહ્યા છે. આને અનુલક્ષીને જ આ લઘુ-ગ્રંથમાં પાટીદાર ઈતિહાસને મુખ્ય વિષય બનાવીને પાટીદારોના રીતરિવાજ, રહેણીકરણી, એમના મુખ્ય વ્યવસાય, ખેતીમાં સમયે-સમયે થયેલાં પરિવર્તનો, સમાજમાં થયેલા વિભિન્ન સુધારાઓ, આંદોલનો, ચડતી-પડતી, સમાજ માટે કંઈક કરી છૂટવા તત્પર હોય તેવા અદમ્ય પુરુષાર્થી પાટીદારોનાં પરાક્રમપૂર્ણ પ્રસંગો અને ભાષણો, આપત્તિઓમાં પણ અડગ રહીને પાટીદારોના ગૌરવને જાળવી રાખવા દરેક યુગમાં દેશકાળની સાથે રહીને જે સત્ત્વનું સિંચન કર્યું છે અને પાટીદારોને શૂન્યમાંથી ખમતીધર બનાવવાનું જે પુણ્યકાર્ય થયું છે તેનું સવિસ્તર વર્ણન કરવાનો પ્રયાસ કર્યો છે.



કેવળ સિદ્ધિઓથી જ સંતોષ માનીને બેસી રહેવું નથી. વિશ્વ અને તેની દરેક માનવજાત સાથે આપણે કદમ મિલાવવાના છે. એમના વિકાસની હરણફાળ સાથે સ્પર્ધા કરવી છે. પણ આ સ્પર્ધા શુદ્ધ અને શુભ આશયની ભાવનાથી કરવાની છે. અન્યોને દેખાડો કરવાની આ સ્પર્ધા નથી.

સારા ઇતિહાસકારનાં લક્ષણ છે કે એ સમાજની ભૂલો, ત્રુટિઓ પ્રતિ પોતાનો અંગુલિનિર્દેશ કરે. કડવું સત્ય કહેવાનાં ભયસ્થાનો ઘણાં બધાં છે. તેનું જોખમ લઈને પણ આ ગ્રંથમાં જરૂર જણાઈ છે તેનો અંગુલિનિર્દેશ કર્યો છે. કોઈ પણ ઇતિહાસવિદ્‌ની કલમ આખરી અને અનંત સત્યવાળી નથી હોતી. આથી સમયોચિત સંશોધિત પરિમાણોથી જે કોઈ હકીકતો કે પ્રસંગોનું ખંડન થાય તો તેનો સ્વીકાર કરવો જ રહ્યો. અંતે તો હકીકતોનું ખંડન અને માંડણીનો સંઘર્ષ જ સમાજનું નવનિર્માણ કરે છે.

નવા નવા દૃષ્ટિકોણથી જુદી જુદી અનેક બાજુએથી પાટીદાર સમાજના ભૂતકાળ પર દૃષ્ટિપાત કરવો, તેની તપાસ કરવી, તેને પારખવો અને ઉપલબ્ધ થયેલી માહિતી જાણકારી માટે સમાજ પાસે મૂકવી એ હવે અનિવાર્ય બન્યું છે. આ વિષયો પર વાદવિવાદ, ચર્ચાઓ ઉપસ્થિત કરીને પણ વર્તમાન સમસ્યાઓની ચાવી - ઇલાજ શોધવો એ આજની તાતી જરૂરિયાત છે. પરંતુ કમનસીબે આપણો યુવાવર્ગ ખૂબ જ નિષ્ક્રિય બનતો જાય છે, એટલું જ નહીં, પણ સમાજના માંધાતાઓના અહમ્ અને ચસમપોષીની હીનવૃત્તિના પરિણામે સત્યો સામાન્ય જ્ઞાતિજન સુધી પહોંચતાં નથી. આનાથી તો સમાજની પ્રગતિ ત્યાં જ રૂંધાઈ જાય છે. ખાસ કરીને ગુજરાતના પાટીદારોના મોટા ભાગનાં જૂથ અતિવિકાસની પરિસ્થિતિ હોવા છતાં પણ કુરિવાજોની ગર્તામાં ધકેલાઈ જ જાય છે. આના પરિણામે પ્રગતિની ગતિ મંદ બની છે, હરણફાળ ભરી શકતી નથી.

અનેક બુદ્ધિજીવીઓના મનમાં એક તરફ ગૂંચવાડા સર્જાય છે, એક તરફ ભારતમાં લોકતાંત્રિક ઢબે સમગ્ર સમાજને પુનર્જીવિત કરવાના પ્રયાસ કરાઈ રહ્યા છે, ત્યાં કોઈ એક જ્ઞાતિના જાતીય ઇતિહાસને મહત્ત્વ આપવાની શું જરૂર છે?... અહીં, આ બુદ્ધિજીવીઓએ સમજી લેવાની જરૂર છે કે પાટીદારોમાં સમાજ-સુધારણાનાં જે આંદોલનો થયાં છે, તે જાતિના વિઘટનની ભાવનાથી નહીં, પણ જ્ઞાતિ દ્વારા સમાજમાં પરિવર્તન લાવવાના શુભ આશયથી જ થયાં છે. આજે ભલે આપણે ૨૧મી સદીની ચર્ચા કરીએ છીએ, પણ સત્ય તો એ છે કે આજેય આપણે જ્ઞાતિ-સમાજ વચ્ચે જ જીવીએ છીએ. એ પણ આપણી સંસ્કૃતિનું અભિન્ન અંગ જ છે. ભારતીય સંસ્કૃતિમાં જ 'અનેકતામાં એકતા' સમાયેલી છે.

આજે ભારતવર્ષની દરેક જ્ઞાતિ પાસે પોતાનો ઇતિહાસ છે. પોતાનો ઉદ્‌ભવ, વિકાસ અને સિદ્ધિઓને લઈને દરેક જ્ઞાતિ પોતાને ગૌરવાન્વિત અનુભવી રહી છે. એ  જ રીતે પાટીદાર જ્ઞાતિ પાસે પણ એનો પોતાનો આગવો ઇતિહાસ હતો અને છે.

પોતાનો મૂળ વ્યવસાય કૃષિ હોવાથી પાટીદારો સમાજનું અને રાજ્યનું મહત્ત્વપૂર્ણ અંગ મનાતા. કવિ શામળ ભટ્ટે બત્રીસ પૂતળીઓની વાર્તામાં રાજા વિક્રમ અને ભાભારામ પાટીદારના સંવાદમાં ભાભારામને ભૂપતિઓનો ભૂપ–રાજાઓનો

રાજા દર્શાવ્યો છે. શામળ લખે છે :

*'કણબી પાછળ કરોડ,*
*કણબી કોઈની કેડે નહીં!'*

પાટીદાર કરોડોને પોષે છે. પાટીદાર કોઈના ઉપર આધાર રાખીને નથી જીવતો.

આથીયે અગાઉ આઠમી શતાબ્દીમાં, ચૌલ રાજાના રાજકવિ કંભારે પોતાની તામિલ કવિતા 'જે ખેડૂ હળ હાંકે...'માં લખ્યું છે :

*'જે બ્રહ્મ અર્પી અર્ઘ્ય, દેવોને સદા સંતોષી રહે,*
*જે બ્રહ્મને ય પોષતા, જે ખેડૂ હળ હાંકી શકે.*
*જે દેવ નિયમે ધરી, ધરણી ચક્રને ચલવી રહે,*
*તે દેવને પોષતા, જે ખેડૂ હળ હાંકી શકે.'*

આ જગતમાં કિસાન હર કોઈનું ભરણપોષણ કરવા સમર્થ છે. તે બ્રહ્મ અને દેવોને પણ પોષે છે.

જ્યારે ભારતમાં બ્રિટિશ રાજ્ય શરૂ થયું ત્યારે પાટીદારોએ પુરુષાર્થથી પોતાનું આગવું સ્થાન બનાવ્યું, નવા વિચારોનો સ્વીકાર કર્યો, મહત્ત્વપૂર્ણ રાજકીય સ્થાનો પર નિયુક્તિ પણ મેળવી. રાજરત્ન કે રાય પણ બન્યા. આટલું હોવા છતાં પણ આપણા સામાજિક કુરિવાજોએ આપણી કોમને આર્થિક દૃષ્ટિએ પાયમાલ કરી. આપણા આર્થિક પછાતપણાને માટે બેશુમાર વૈવાહિક ખર્ચાઓ, મૃત્યુ પાછળ કરાતા પ્રેતભોજન વગેરે કારણભૂત રહ્યાં, એટલું જ નહીં, એની સાથે સાથે રાજાઓ અને બ્રિટિશ શાસકોની કૃષિવિષયક નીતિ-રીતિ અને મહેસૂલી પદ્ધતિ પણ સવિશેષ કારણભૂત બની.

પાટીદારોનો બહોળો સમુદાય કૃષિ સાથે જ સંકળાયેલો રહ્યો છે, આથી તે આર્થિક અને સામાજિક રીતે છિન્નભિન્ન થઈ ગયો, દેવાદાર થઈ ગયો. આમ છતાંય, સમાજના પરિવર્તનની સાથે સાથે પણ પાટીદારોએ પોતાની પ્રગતિ જારી રાખી. પરિણામે આજે લગભગ દરેક વ્યવસાયમાં 'પાટીદાર' નામ અગ્રેસર બની રહ્યું છે. વિદેશોમાં પણ 'પાટીદાર' યશસ્વી રીતે ઝળક્યા છે. એનું રહસ્ય છે : 'શ્રમ કરવામાં શરમ નહીં, જાતમહેનત, પ્રામાણિકતા અને સાહસ!' આ જ સદ્‌ગુણો સાચા પાટીદારની ઓળખ બની રહી છે. પાટીદાર શ્રેષ્ઠ કૃષક બન્યા. કૃષિક્ષેત્રે વૈજ્ઞાનિક  અભિગમ દરેક સમયે અપનાવ્યો. કૃષકમાંથી તેઓ વ્યાપારી બન્યા, શિક્ષિત થયા. શિક્ષિત થવાની સાથે સાથે ઉદ્યમી રહ્યા અને ઉદ્યોગો પ્રતિ પણ રસ-જાગૃતિ દાખવી. વિદેશ પણ ખેડ્યો. અનેક વ્યવસાય, હુન્નરનો કસ જાણ્યો, અજમાવ્યો. આની સીધી અસર તેના સામાજિક દરજ્જા પર પડી. પણ આ બધામાં હજી સુધી પાટીદારો રાજકીય અને સંગઠનની દિશામાં નિષ્ક્રિય બની રહ્યા. બદલાતા પરિપ્રેક્ષ્યમાં રાજકીય

વાતાવરણની ઉપેક્ષા હવે પાલવે તેમ નથી.

*'કુલમી કો સાત ગાંઠ',*

*'કુલમી કો કુલમી મારે... દૂસરો મારે કિરતાર.'*

જેવી ઉક્તિઓની બહાર હવે આવવું પડશે. હવે કહેવું પડશે :

*'કણબીને કણબી તારે...'*

સામાજિક સ્તરનાં પરિવર્તનોએ પાટીદારોની રહેણીકરણીમાં પરિવર્તન આણ્યું. પાટીદારો પાસે પૈસો આવ્યો, આવક વધી, આથી રિવાજો પણ બદલાયા અને પાટીદારો કુલીનશાહી માયાજાળ અને મોહમાં લપેટાયા. કુરિવાજો ઘર કરી ગયા. કન્યાવિક્રય, બાળવિવાહ, પ્રેતભોજન જેવાં દૂષણો આજેય દૂર કરી ન શકાય એટલી હદે ઘર કરી ગયાં છે.

જ્ઞાતિપંચના જુલમો પણ વધ્યા, સમય બદલાતાં તેની સામે યુવકોએ મોરચા પણ માંડ્યા. જ્ઞાતિમંડળો બનાવ્યાં. અનેક જ્ઞાતિ પરિષદોનાં આયોજન પણ થયાં. સમાજ સુધારણાના યજ્ઞો પણ શરૂ થયા. યુવક-યુવતીઓ સુધારણાના આંદોલનમાં સક્રિય બન્યાં. જડતાવાદીઓએ આ પ્રક્રિયા સામે ઝૂકવું પડ્યું. નવાં પરિવર્તનો મને-કમને સ્વીકારવાં પડ્યાં. એમણે પણ સુધારાવાદીઓ સામે પ્રતિસંઘર્ષ કરવામાં પાછી પાની નહોતી કરી. આ બધી ઘટનાઓનો ઇતિહાસ પણ ખૂબ જ રોમાંચક અને રસપ્રદ છે.

આ બધી હકીકતો અહીં-તહીં વિખરાયેલી પડી હતી, એને યોગ્ય સ્વરૂપ આપવાનો આ વિનમ્ર પ્રયાસ છે. જો આ ઇતિહાસનું આ મોકા પર સંકલન ન કરાયું હોત તો સંભવ છે કે, આપણી જ્ઞાતિના ઇતિહાસની મહત્ત્વની કડીઓ રફે-દફે થઈ ગઈ હોત! આવનારી પેઢી પોતાના પૂર્વજો માટે, સુધારકો માટે ગૌરવ લઈ શકે એ માટે આવા ઇતિહાસનું પ્રકાશન થવું અનિવાર્ય હતું. આ ઇતિહાસ દ્વારા પોતાના પૂર્વજોનાં ત્યાગ, બલિદાન, શૌર્ય, ઉદ્યમ, ઉમંગ અને ગૌરવપૂર્ણ વારસાને અવારનવાર સ્મરીને પોતાની ભાવિ પેઢી પોતાની ઉન્નતિયાત્રાના માર્ગને ઉત્સાહપૂર્વક નિર્ધારિત કરી શકશે.

પાટીદાર સમાજ એટલે આખી જ્ઞાતિનું એકત્રિત બળ, વિચારોનું અથવા કાર્યનું સંગઠન. વિચારોની જાગૃતિ અને સમાજનું ચેતન, નહીં કે સમાજનું કુળવાનપણું. સમાજ કોઈને કુળવાન બનાવતો નથી કે તે કોઈ ઈશ્વરીય હક્ક પણ નથી. પણ અમુક માણસો અહમ્‌ના સેવનથી અને કુળવાનપણાના સ્થૂળ વિચારોથી પોતે કુળવાન છે એવું કહેવડાવાનો સિદ્ધ હક્ક માને છે. કુળવાનનો સાચો અર્થ છે : પોતે પોતાની જાતને સુસંસ્કારી બનાવે, સાથે બીજાને પણ પોતાનો પ્રાણ રેડી સંસ્કારી બનાવે તેને જ કુળવાન કહી શકાય. કુળવાનશાહી ભોગવવાનો હક્ક પાટીદાર સમાજની પ્રત્યેક વ્યક્તિને છે.

# 7

યુવક સમાજમાં મહાન બુદ્ધિ હોવા છતાં સ્વતંત્ર વિચારોને અભાવે તેઓ અનિશ્ચિતતામાં રહી વિલંબમાં અને વિચારમાં જ કિંમતી વર્ષો ગુમાવે છે. પોતે સ્વતંત્ર માનવી હોવાને બદલે તે પોતાની સામાજિક ગૂંચવણ ભરેલી સ્થિતિનો ગુલામ બની જાય છે. જો તમારું મસ્તિષ્ક અબાધિત, તમારું મન બોજારહિત, તમારા હાથ અને તમારી સર્વ શક્તિઓ મુક્ત હશે, તો તમે થોડે દ્રવ્યે ઘણું કામ કરી શકશો.

પાટીદાર જ્ઞાતિના કટ્ટર શત્રુને પણ કબૂલ કરવું પડશે કે એ જ્ઞાતિમાં પ્રતિભા છે, પ્રતાપ છે, પ્રબળ શક્તિ છે. પાટીદાર બાળક સ્વમાનની લાગણી માતાના ધાવણમાં જ ધાવે છે. 'શિર છૂટે પણ ટેક ન તૂટે' એ ગુણનું એ એટલું બધું સચોટ સેવન કરે છે કે આ ગણતરીબાજ જમાનામાં તેનો આ સદ્‌ગુણ દુરાગ્રહમાં પણ ખપી જાય છે. ઉદારતા તો એને વરેલી જ છે. એક કોમ તરીકે તેણે સુપ્રસિદ્ધ સેવકો દેશને ચરણે ધર્યા છે. પણ તેમનું પુણ્ય ક્ષીણ થતું જતું હોય, જાણે કે વિવેકશક્તિ તેનામાં બહેર મારી જવા માંડી હોય, તેમ તેનું આધુનિક ચિત્ર નીચું જોવડાવે એવું થતું જાય છે અને દિન-પ્રતિદિન તેના સમાજની ઉપેક્ષા થતી જાય છે. પાટીદારો ઉપર હમણાં લક્ષ્મી દેવીની મહેર છે. તેની સાથે સાથે પાટીદાર યુવકોમાં વ્યસનોએ પણ પ્રવેશ કર્યો છે અને પૈસા થતાં ભૌતિકવાદનો તે ગુલામ બની ગયો છે અને સંસ્કાર ભૂંસાવા લાગ્યા છે. પાટીદાર માટે જૂની કહેવત છે કે તેની પાસે પૈસા થાય તો તે ભીંત પલાણવા માંડે.

ત્રણ દસકા પહેલાંનું આહ્‌લાદજનક સ્મરણ ભુલાય તેમ નથી. તે વખતના આપણા પૂર્વજોને પોતાના કુટુંબની જ નહીં, જ્ઞાતિની જ નહીં, પણ આખા ગામની ચિંતા રહેતી. કર્મસંજોગે કોઈ યુવક કન્યા મેળવવામાં બેનસીબ રહે, કોઈનું ઘર પડી જાય, કોઈની કોઠીએ દાણો ખૂટે અથવા અણધારી આફત આવી પડે, કોઈ વિધવાને અન્ન-વસ્ત્રનાં સાંસાં પડે, દૈવવશાત્ કોઈ વેપારી મોટી ખાધમાં આવી જાય, કોઈ બ્રાહ્મણ-સવર્ણ અન્ન વગર ટળવળે તો તેમનું દુઃખ યથાશક્તિ વિચારવાની સારીય ચિંતા આપણા પૂર્વજો રાખતા. 'કણબી પાછળ કરોડ, કણબી કોઈની કેડે નહીં!'ની ઉક્તિને સાર્થક કરતાં કોઈ દુઃખિયારાનું દુઃખ ફેડાય નહીં ત્યાં સુધી ગામને માથે ભાર ગણાતો. આવા પરોપકારી જીવોને લોકો આદર આપતા, ગામ-પરગામમાં તેમની પ્રશંસા થતી, આજુબાજુનાં ગામો આવા આબરૂદાર સજ્જન સાથે સંબંધ બાંધવાને તલસતા. પણ એ ગૌરવપૂર્ણ જમાનાને હાલની સ્થિતિ સાથે સરખાવતાં કંપારી છૂટે છે. એ પ્રચંડ શક્તિ અને ઉદાર લાગણીના પૂર્વજ પાટીદારોનાં હાલનાં સંતાનો પોતાના સગા ભાઈની આબરૂ ઉઘાડી પાડવા અગર તો પાંચપંદર રૂપિયા કે ગજ-સવાગજ જમીન પડાવી લેવા, સારા માણસો જેનો સંગ પણ ન કરે એવા કજિયાદલાલોને અનેક પ્રકારની ખુશામતોથી સંતુષ્ટ કરી કોર્ટે ચઢે છે અને તેમાં જ હોશિયારી, પ્રતિષ્ઠા અને અભિમાન માણે છે. જેના વડવાઓ હરિજનથી માંડી બ્રાહ્મણ સુધીના તમામ વર્ણો સાથે હળતામળતા, સારે નરસે અવસરે પ્રેમ અને ઉમળકાથી તેમને યાદ કરતા, તેમનાં

હક્ક, લેણું-દેણું આદિ ઘરમેળે સમજી-સમજાવી દેવામાં ગામની આબરૂ અને મોટપ સમજતા તે જ આબરૂદાર અને રૂઆબદાર પાટીદારો ગણાતા. હાલ તો સગાને કનડવામાં, લૂંટવામાં, બેઆબરૂ કરવામાં, હલકા માનવામાં પોતાની મોટાઈ માને છે. એવું વિચારતાં લજવાતા પણ નથી. કોઈના આગળ હાથ લંબાવવો આપણા વડીલોને ગમતો નહીં. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે, પાંચ ખારેક, પાંચ પતાસાં કે એક ટકો કે ચીંથરા જેવી સાડી સારુ શરમ છોડીને મોઢે માગતાં શીખ્યા છે. આપણે સાહસિક ગણાઈએ છીએ, દેશપરદેશમાં જાણીતા બન્યા છીએ, સ્વાશ્રય અને સ્વતંત્રતા આપણને પ્રિય છે, નાહિંમત આપણને અડકી શકતી નથી, છતાં 'વહેવાર'ને નામે ઉપાર્જન કરવાનો આપણને હરામનો ચસકો લાગ્યો છે.

આપણી કોમનું બાહ્ય ચિત્ર આનંદ આપે છે તો આંતરિક ચિત્ર દુઃખ પણ પેદા કરે છે અને વધારે વિચારતાં દુઃખદ લાગણીનો ઊભરો લાવે છે. અને એ લાગણીના પ્રેરાયેલા શબ્દો કદાચ મધુર અને ખુશામતિયા ન ભાસે તો પણ પોતાની કોમના હિત માટે જ્ઞાતિબંધુઓના સમક્ષ ધરવા મને લાચાર બનાવે છે.

માતા સૌ સંતાનોને સરખી વહાલી હોય છે તેમ દરેક જ્ઞાતિબંધુને પોતાની કોમ પ્યારી હોય તે સ્વાભાવિક જ છે. પાટીદાર કોમ પ્રત્યેનાં મારાં પ્રેમ અને માન તેમ જ વફાદારીમાં હું કોઈને નમતું આપું તેમ નથી. માટે તેની યથાર્થ હકીકત મને સૂઝે તે રસ્તો બતાવવામાં હું મારો ધર્મ સમજું છું. તેમ કરતાં કદાચ મારે કોઈની નિંદા સહન કરવી પડે તો પણ મારી પ્યારી કોમ—પાટીદાર સારુ તેમ કરવા હંમેશાં તૈયાર રહીશ.

ઉજ્જવળ ઈતિહાસવાળી અને ઉજ્જવળ ભવિષ્યની આશાવાળી પાટીદાર કોમની પ્રતિષ્ઠાને હાનિ પહોંચવાનું કારણ શું? કયા કારણથી પાટીદારોમાં અવનતિજનક સડો પેઠો છે? સ્વતંત્રતાપ્રિય પાટીદારોને કઈ વસ્તુઓએ ભીરુ અને ગુલામ બનાવ્યા છે - ધનનું અભિમાન, ધનનો દુર્વ્યય અને કુલાભિમાન. આપણા પૂર્વજોએ જ્ઞાતિસેવાનાં કષ્ટો સહન કરી સદાચાર અને શીલ પાળીને પાટીદારના ઈતિહાસને ગૌરવશાળી બનાવ્યો હતો.

પાટીદાર ભાઈઓ! આપણી પહેલી જરૂર છે આપણા પૂર્વજોના ઈતિહાસની. ઈતિહાસમાં નામાંકિત નરવીરોનાં જીવન પણ આવી જાય. ઈતિહાસ વ્યક્તિજીવન કે પ્રજાજીવનની ઉન્નતિ કે અવનતિનું માપ દર્શાવે છે. એ ભવિષ્યની પ્રજાના સર્વદેશીય વિકાસનો પાયો છે. આપણને એ પાયો જ જડતો નથી. આપણે એ ખોળવાનો પ્રયત્ન પણ કર્યો નથી. આ પુસ્તકમાં પ્રાચીનકાળથી મેં આપણો પાયો શોધી કાઢ્યો છે. અને ભારતભરના કૂર્મીઓની ગૌરવગાથા આમાં અંકિત કરી અને ગુજરાતના નરવીરોએ પાટીદારોના ઉત્થાન માટે શું કર્યું છે તેનો અહેવાલ આપ્યો છે. ભવિષ્યની ઈમારત શાના પર ચણશો? જો તમારી પાસે તમારા પૂર્વજોનો ઈતિહાસ જ નહીં

હોય તો શું કરશો? પૂર્વજોના પનોતા સંસ્કારો નિરંતર સ્મરણમાં રાખી પ્રજા પોતાનાં પગલાં માંડે છે. 'વાછરડું કૂદે ખીલાના જોરે' એ રીતે ૨૧મી સદીના સંગાથે કૂદકા મારવા હોય તો તે પણ પૂર્વજોના સંસ્કારના ખીલાઓના જ જોરે. સંસ્કારો સાચવી રાખવા એ ઈતિહાસની અનિવાર્ય આવશ્યકતા છે.

પાટીદાર જ્ઞાતિ ભારતના કૂર્મીઓમાં અગ્રગણ્ય જ્ઞાતિમાંની એક છે. પાટીદાર અનેક સદ્‌ગુણોથી અલંકૃત છે. એનું હૃદય સાગર જેવું ગંભીર અને વિશાળ છે, અંતઃકરણ ઉદાર અને નિર્મળ છે, મન શુદ્ધ અને સરળ છે, એનામાં વટ અને વિવેક છે. જીવન રસિક અને સંસ્કારી છે. સ્વભાવે સ્વતંત્ર અને અભિમાની છે. એની વિભૂતિ બહુધા પરોપકારાર્થે છે. એનામાં સ્વ અને પરનો ભેદ ઝાઝો નથી. એટલી એની કક્ષા વિશાળ છે. એનામાં વીરતા અને સ્થિરતા છે. તે નીડર અને સાહસિક છે. તેનું શરીર પહાડ જેવું છે. એમાં સિંહનું બળ છે અને એ બળનો ઉપયોગ હંમેશાં નિર્બળની રક્ષા કરવામાં જ કરે છે.

આ ઉપરાંત, પાટીદાર વિદ્યાવિલાસી અને કલારસિક પણ છે. પાટીદાર કવિઓ અને સંતોની વાત આપણે કરીએ તો તેમની કૃતિઓમાં વિદ્યા અને કલા જોવા મળશે. આપણી પુરાણી વિદ્યા અને કળાની સંસ્થાઓના આપણે આશ્રયદાતા. માણભટ્ટ, ભરથરી, ભવૈયાઓ, નટ, ભાટચારણની રસિકતાઓ આજે અદૃશ્ય થઈ ગઈ છે, જેને પાટીદારોનો પૂરેપૂરો આશ્રય હતો. એ લોકોનું ગુજરાન પાટીદારો ઉપર અવલંબતું. પાટીદારને ત્યાં સરસ્વતીપુત્ર બારોટ હંમેશાં સન્માન પામતા. પાટીદારના ડહેલામાં પણ બધા પાટીદારો ભેગા થતા અને પછી,

*હુક્કા તણી ત્યાં વરધી અપાતી, હજુ કસુંબો ગરણી મહીં છે,*
*પાસે પડી નાજુક થેબડી કઈ, જેમાં ઝરે લાલ અફીણ ધીમે...*

એવી સ્થિતિ આપણી હતી. એ રેઢિયો કસુંબો તૈયાર થતાં સ્નિગ્ધ સરળ હૃદયો સામસામે પીતાં-પિવડાવતાં. હુક્કા અપાતા અને લેવાતા. બારોટ હુક્કાની એકાદ-બે ફૂંક લઈ શૌર્યભરી પાટીદાર ગૌરવગાથાની બહાદુરીભરેલી વાર્તાઓ શરૂ કરતા અને સાહિત્યરસિક પાટીદારો એમાં રસ લેતા.

*હુક્કાઓ બોલવાનું એ ભૂલી જાય બધા હવે,*
*અગાડી ચાલતી વાર્તા, મીઠા કો રસમાં વહે.*

આ ઉપરાંત, પાટીદારને વિદ્યા માટે પણ ખૂબ જ શોખ હતો, તેના અનેક દાખલાઓ મળે છે. 'ભોજ સમા ભડભૂપ' સિંહજના રખીદાસ એટલા બધા વિદ્યાવિનોદી હતા કે ગમાન બારોટને પોતાને ત્યાં રાખતા. તે ઉપરાંત, અમદાવાદમાંના ગોમતીપુરના કવિ શામળ કે જેમને કોઈ સ્થળે આશ્રય નહોતો મળ્યો તેમને રાજવી રખીદાસે આશ્રય આપ્યો હતો. વેણી શાહે ઘણાં કાવ્યોનું સર્જન કર્યું હતું. સંદેસરના કવિ પ્રીતમ કરમસદના મુખીકુટુંબ આગળ કથા કરતા. ભારતના નાટ્યક્ષેત્રમાં જે કલાકારો

જાણીતા બન્યા તે ઉત્તર ગુજરાતના ભવાઈમાંથી પેદા થયેલા નાયક-નટો જ હતા. ઉત્તર ગુજરાત આનર્ત પ્રદેશ તરીકે જાણીતો હતો. આનર્તનો અર્થ થાય છે નર્તન કે નૃત્ય. ભવાઈને પોષનારા કોઈ પણ હોય તો તે પાટીદારો હતા. પાટીદારોની જય બોલાયા પછી ભવૈયાઓ પોતાની ભવાઈ રજૂ કરતા.

ગુજરાતમાં પટેલ શબ્દની શરૂઆતરૂપે ઘણાં વર્ષ થઈ ગયાં. પટેલ અને ચૌધરી શબ્દો જ્ઞાતિસૂચક નહિ પરંતુ હોદ્દાસૂચક હતા જ્યારે 'પાટીદાર' શબ્દ જ્ઞાતિસૂચક છે. પીંપળાદના વીર વસનદાસ એક પટેલ હતા. તેઓ તે સમયના મોગલ બાદશાહ ઔરંગઝેબ સાથે સારો સંબંધ ધરાવતા હતા. તેમણે સંવત ૧૭૫૯ (ઈ.સ. ૧૭૦૩)માં સમસ્ત કણબી કોમનો એક મેળાવડો યોજેલો. આ મેળાવડામાં ઔરંગઝેબના શાહજાદા બહાદુરશાહને આમંત્રણ આપ્યું. આ મેળાવડામાં વીર વસનદાસે બાદશાહના દફતરમાં કણબીને બદલે 'પાટીદાર' શબ્દ દાખલ કરાવ્યો. પાટીદાર એટલે જેમની પાસે જમાત હોય તે. પાછળથી દિલ્હીના મોગલ બાદશાહ અને ગુજરાતના મોગલ સૂબાઓ પાસે લાગવગ વાપરી મહેસૂલ ઉઘરાવવાના ઈજારાઓ પાટીદારોને અપાવ્યા. આ ઈજારાઓ રાખનાર પાટીદારો 'અમીન' કહેવાયા. જ્યારે પેશ્વા વખતમાં મહેસૂલ એકઠું કરનાર ઈજારદારો 'દેસાઈ' કહેવાયા. પાટડી દરબાર જોરાવરસિંહજીએ ઈ.સ. ૧૮૬૫માં દીકરીઓ સારુ સંરક્ષણના નિયમો બનાવ્યા. ગુજરાત કૉલેજ સ્થાપવામાં દાન આપ્યું. તેમજ બેચરદાસ લશ્કરીએ ૧૮૭૦નો 'પુત્રી રક્ષક' કાયદો કરાવ્યો. વીરમગામના દેસાઈ ભૂખણદાસે જિલ્લો બનાવ્યો અને દેસાઈગીરી ભોગવી. નડિયાદના દેસાઈ શામળદાસે પોતાના હક્ક માટે લડવા છેક લંડન જઈ વિક્ટોરિયાનાં દ્વાર ખખડાવ્યાં. વસોના દરબાર ગોપાળદાસે પોતાની ધનદોલત આઝાદી જંગમાં દેશને ચરણે ધરી દીધી. ભક્તિબા અને મણિબેને પોતાના ત્યાગથી નારીજગતને ઊજળું બનાવ્યું. પાટીદારોએ શું શું નથી કર્યું?

આવા પાટીદારોનો ઈતિહાસ અદ્ભુત હોય તેમાં નવાઈ નથી. વળી, એ ઈતિહાસ અદ્ભુત છે કે નહિ તેની ખાતરી પાટીદાર જ્ઞાતિના કેટલાક અપ્રગટ ઈતિહાસ વાંચવાથી થાય. આવા અપ્રગટ ઐતિહાસિક સત્યની જ્ઞાનની ક્ષિતિજો ખીલવવાનું કામ મારા મિત્ર **શ્રી ભક્તિભાઈ પટેલે પોતાનાં સ્વર્ગસ્થ બા - કાશીબાના સ્મરણમાં આ પુસ્તકનાં પ્રકાશનમાં સહાય કરીને પાટીદારના ગૌરવમાં ઉમેરો કર્યો.** પાટીદારોનો ગૌરવપૂર્ણ ઈતિહાસ જાણવાનાં સાધનો દિનપ્રતિદિન ઓછાં થતાં જાય છે. તેને પ્રગટ કરવાનું કાર્ય આપણા સૌનું છે. ઈતિહાસ મેળવવાનું કામ સંશોધનની દૃષ્ટિએ થવાની જરૂર છે. એને માટે બને તેટલી હકીકત મેળવવી જોઈએ અને ન્યાયતુલામાં તોળી સત્ય શોધી કાઢવું જોઈએ. વહીવંચાના ચોપડા, જ્ઞાતિનાં મુખપત્રો, દસ્તાવેજો, લોકસાહિત્ય, જ્ઞાતિનાં ગીતો, લોકવાર્તાઓ વગેરે અદૃશ્ય થઈ રહ્યાં છે. રહ્યાં સહ્યાં પુસ્તકો ટકાવવાનો અથવા લખાવવાનો પ્રયાસ નહીં થાય તો ચોપડીઓ

પસ્તીમાં જઈ પડશે કે પાટીદાર ઈતિહાસની અને વંશાવળીની ગૌરવગાથાઓની ટોપલીઓ બની જવાની! કાલ્પનિક વાર્તાઓમાંથી સત્ય શોધવું એ ઈતિહાસકારનું કામ છે.

છેલ્લે, બધા પાટીદાર ભાઈઓ જે જે સંગ્રહવા અને સુગ્રહવા જેવું હોય તે બનતી તકે મેળવી લે, નહીં તો ઈતિહાસનાં પાનાં પરથી પાટીદાર કોમ અદૃશ્ય થઈ જશે.

પ્રથમ આવૃત્તિ ચપોચપ ઊપડી જતાં **બીજી આવૃત્તિ સૂરતના ઉમિયાધામ**નાં પ્રાણપ્રતિષ્ઠા વખતે સૂરત સત્યશોધક સભાના કારોબારી સભ્ય અને જનજાગૃતિ ટ્રસ્ટના પ્રમુખ **શ્રી ખીમજીભાઈ કચ્છીએ** આર્થિક મદદ આપી. બાકીનો ખર્ચ મેં અને શ્રી જયંતીભાઈએ ઉપાડી આ આવૃત્તિ **મારા માતૃશ્રી સ્વ. શિવકોરબા અને પિતાશ્રી સ્વ. રામદાસને અર્પણ કરી.** મેકન, જ્યોર્જિયા (યુ.એસ.એ.) સ્થિત કડવા પાટીદાર સમાજના હોદ્દેદારોને આ પુસ્તક ગમ્યું અને ૨૫૦૦ નકલ છપાવવાનો નિર્ણય કર્યો. **અમેરિકાસ્થિત આખજ નિવાસી શ્રી ભરતભાઈ બી. પટેલ (લહેરી)એ પ્રકાશનની સઘળી આર્થિક જવાબદારી ઉપાડી અમેરિકાસ્થિત પટેલોને સ્વ-ઈતિહાસની સાચી જાણકારી મળે તે હેતુથી તે દેશમાં તેનું વિતરણ કર્યું.** આમ **શ્રી ભરતભાઈએ અને કુટુંબીજનોએ** પાટીદાર સમાજનું ગૌરવ વધાર્યું. તેમને ખૂબ ખૂબ અભિનંદન. ક. પા. સમાજના તમામ હોદ્દેદારો તેમજ પરોક્ષ-પ્રત્યક્ષ મદદ કરનાર સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અમેરિકાસ્થિત શ્રી કૌશિકભાઈ અમીને આ પુસ્તક લોકાદર પામે તે માટે કરેલાં સૂચનો ઉપયોગી નીવડ્યાં છે. શ્રી જયંતીભાઈ અને તેમના સુપુત્રો શ્રી હરેશભાઈ અને નયનભાઈએ પોતાની ચીવટ અને કાળજી આમાં ઉમેરી આ પુસ્તકને આકર્ષક બનાવ્યું છે. આખરે આ પુસ્તકની લોકપ્રિયતાનો આધાર પાટીદાર વાચકવર્ગ ઉપર છે. તેઓ જ તેના સાચા માપદંડો છે.

મહાશિવરાત્રિ
૧૮-૨-૦૪

*ડૉ. મંગુભાઈ પટેલ*
૬, અરુણોદય પાર્ક
સેન્ટ ઝેવિયર્સ કૉલેજ કૉર્નર
નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ફોન : ૨૬૩૦૦૬૩૮

# અમારે કંઈક કહેવું છે...

## શ્રી ઉમિયા માતાજી મંદિર મેકન, જ્યોર્જિયા

આરાધ્ય દેવી મા ઉમા જગતજનની છે. કડવા પાટીદારો પંજાબના ગુજરાનવાલા જિલ્લાના કરડ પ્રાંતમાંથી ગુજરાત ભણી સ્થળાંતર કરી આવ્યા ત્યારે પોતાની કુળદેવી મા ઉમાને સાથે લઈ આવી ઊંઝામાં વાસ કર્યો. કોઈ પણ જ્ઞાતિ સ્થળાંતર કરે છે ત્યારે પોતાના કુળદેવતા કે કુળદેવીને સાથે લઈને વિચરે છે. વિશ્વસ્થિત કડવા પટેલો પોતાની કુળદેવીને વિસર્યા નથી. તા. ૧૫ જૂન ૨૦૦૩ના રોજ મેકન, જ્યોર્જિયા (યુ.એસ.એ.)માં મા ઉમાનું અવતરણ કરાવ્યું. બે મિલિયન ડૉલરના ખર્ચે મા ઉમાનું મંદિર અને સાંસ્કૃતિક ભવનનું નિર્માણ કર્યું. અમેરિકન સ્ટેટ્સના પુરુષાતની પાટીદારોએ સહિયારા પુરુષાર્થથી વિદેશની ધરતી પર શ્રી ઉમિયા માતાજીનું પ્રથમ મંદિર બનાવ્યું. ૧૩, ૧૪, ૧૫ જૂન ઉમિયામાતાજી મંદિરના પ્રાણપ્રતિષ્ઠા-મહોત્સવને અમેરિકાના ખૂણે ખૂણેથી આવેલા ૫૦૦૦ પાટીદારોએ મન મૂકીને માણ્યો હતો.

આપણું culture મૂળ તો Agriculture, પણ આપણે એ ન ભૂલવું જોઈએ કે કૃષિસંસ્કૃતિ બધી સંસ્કૃતિઓની જનેતા છે. મૂળ તો ખેડૂતવૃત્તિના મોસમમાં વાદળાં બંધાય... બે-પાંચ ટીપાં ટપકે અને આદર વર્તાય એટલે 'વાવી' નાખવું... વાવેલા ઉપર વરસાવવું એ તો ઉપરવાળાની મરજી. મંદિરો અને સામાજિક સંસ્થાઓનું વાવેતર કરવું એ સામાજિક પુરુષાર્થીઓનો પરિશ્રમ છે. પણ **એના ઉપર વરસવું દાતાઓની મરજી છે.**

આ મંદિરના નિર્માણમાં તમે મન મૂકીને વરસ્યા છો. સાંબેલા ધારની જેમ વરસ્યા છો. સહકારની ઈંટ, લાગણીનો સિમેન્ટ, મમતાના રંગો, હૃદયની ભૂમિ, સ્વપ્નનું આકાશ, સૌથી મોટું કંઈ આપ્યું તે વિશ્વાસની છત આપી છે.

*પટેલ સમાજની પ્રગતિ ઊભી*
*ચાર પાયાના ટેકે*
*નીતિ, મહેનત, દયા,*
*ચોથો વિશ્વાસ લાગ્યો લેખે*
*અને બીજુ...*

*એકલ રવિ નભ સંચરે, એકલ સાગર ગાય,*
*એ તો વિરાટને પોસાય, આપણે તો એકમેકની સહાય.*

તમારા બધાની સહાયથી જ આ બધું સિદ્ધ થયું છે. આપણે તો મા ઉમાના ભરોસે **'વેર્યા અમે બીજ અહીં છૂટ્ટે હાથે, તે હવે વાદળ જાણે ને વસુંધરા'** વસુંધરા એટલે આપણી નવી પેઢી અને વાદળ એટલે આપણે. હવે મન મૂકીને યુવા પેઢી પર સંસ્કારના વરસાદનું સિંચન કરવાનું છે. પછી જુઓ બગીચો કેવો ખીલે છે! નંદનવન બની જશે.

આ સંસ્થા અને મંદિરની છત્રછાયા નીચે ભારતીય સંસ્કૃતિ-હિંદુધર્મના પ્રચાર અને પ્રસાર માટે વિવિધ ધાર્મિક અને સામાજિક સેવાની પ્રવૃત્તિઓ ચલાવવાની અમારી નેમ છે. અમે તો માત્ર કોડિયું છીએ, દીવેલ અને વાટ તમારે બનવાનું છે. ઝળહળતી જ્યોતિનો લાભ સમાજને તમારે આપવાનો છે. આ સંસ્થાના હેતુ અને ઉદ્દેશનો ખ્યાલ નીચેની પ્રવૃત્તિઓથી આવશે -

**(૧) ધાર્મિક પ્રવૃત્તિ :** ધર્મ એ સમાજની કરોડરજ્જુ છે. ધર્મ દ્વારા જ સમાજનો ઉદ્ધાર થઈ શકે. હિંદુધર્મમાં આવતા તહેવારો, પર્વો અને ઉત્સવોની ધામધૂમથી ઉજવણી કરવી; રાસ-ગરબા, પૂજન-અર્ચન, ભજન-કીર્તન વગેરેનું આયોજન કરવું; **અંધશ્રદ્ધા અને ચમત્કારો ફેલાય નહિ તેની કાળજી રાખી** આખ્યાનો–પ્રવચનો ગોઠવી સમાજને નવી દિશા આપવા પ્રયત્ન કરશું.

**(૨) સામાજિક પ્રવૃત્તિઓ :** મા ઉમાનું આ ધામ સામાજિક પ્રવૃત્તિઓ દ્વારા ધમધમતું રાખશું.

૧. લગ્ન સંસ્કાર, ધાર્મિક વિધિ-કથા, જન્મદિવસ ઉજવણી, બેબી શાવર (સીમંત સંસ્કાર) વેવિશાળ, લગ્ન જયંતી તથા ગામના સ્નેહમિલન સમારંભો, કુટુંબના મેળાવડા, અન્ય સામાજિક પ્રસંગોએ સુવિધાઓ પૂરી પાડવામાં આવશે. ઉતારાની તેમજ ભોજન વગેરેની વ્યવસ્થા કરી આપવામાં આવશે.

૨. મૃત્યુતિથિ તેમજ શોકસભા પ્રસંગે કીર્તન તથા ધાર્મિક વિધિ તથા પ્રસાદની વ્યવસ્થા કરી આપવામાં આવશે. આકસ્મિક મૃત્યુ પ્રસંગે જરૂરીઆતવાળા માટે ફંડફાળા માટે અપીલ કરવામાં આવશે. કોઈ પણ પરિવારમાં આવી પડેલ સામાજિક દુઃખના પ્રસંગે સમાજ પરિવાર બની તેના પડખે ઊભો રહેશે. શાંતિ-પ્રાર્થના કરશે.



૩. **ઘસાઈને ઊજળા બનવાના ધ્યેય** સાથે મંદિરની મુલાકાતે આવતા ભાવિકો માટે રહેવા-જમવાની સુવિધા પૂરી પાડવામાં આવશે.

**(૩) યુવા પ્રવૃત્તિઓ :** અમો આપના થકી ઊજળા છીએ. પૃથ્વીના આ પાટલે - મા ઉમાના ખોળે રમતા બાળકો યુવાન-યુવતીઓ પ્રભુના પયગંબર છે. મા ઉમાની દીકરી અને દીકરાઓને જીવનનિર્વાહની સાથે સાથે જીવન

કલ્યાણનું, સંસ્કાર-ચારિત્ર્યનું નિર્માણ થાય તેવી કેળવણી આપવાની છે. જેટલા ઉન્નત વિચારો આપણે કરીશું તેટલા જ ઉન્નત અનુભવો આ બાહ્યજગતમાં આપણને થશે. મન, તનના ઘડતર માટે વ્યાયામ, સંગીત, નૃત્ય, ગરબા, નાટક, યોગ-ધ્યાન, પ્રાણાયામના વર્ગો ચાલુ કરવાનું આયોજન કરવાનું વિચાર્યું છે. રમત-ગમત, પર્યટન, વક્તૃત્વ સ્પર્ધા, શિબિરોનું આયોજન કરવું; વેલેન્ટાઈન ડે, વસંતોત્સવ જેવા ઉત્સવો ઉજવવા. ભારતીય સંસ્કૃતિના જતન અને વતનની વાત સાથે સમાજ-કુટુંબ-પ્રેમ કેળવાય. કૉલેજ શિક્ષણ માટે યોગ્ય માર્ગદર્શન મળે તેવી વ્યવસ્થા કરવી. વિદ્યાદાન એટલે ત્રીજા નેત્રનું દાન. શિષ્યવૃત્તિ તથા લોન માટેનું આયોજન કરી તેની સમજ આપવી. બાળકો સામાજિક બદીઓમાં ન ફસાય, ધાર્મિક પ્રવૃત્તિમાં વધારે રસ લે, વ્યસનમુક્ત બને તે માટે સેલ ઊભો કરવામાં આવશે. નિષ્ણાત ડૉક્ટરોને બોલાવી રોગો અંગેની માહિતી વિનામૂલ્યે આપી ગંભીર રોગો અંગે સમાજની વ્યક્તિઓને જાગૃત કરવામાં આવશે.

તમારી દૃઢ ધારણા હશે તો તમે મંઝિલે પહોંચશો.

*કદમ અસ્થિર હો તેને*
*કદી રસ્તો નથી જડતો,*
*અડગ મનના મુસાફરને*
*હિમાલય પણ નથી નડતો!*

સંઘર્ષમાં જ માણસને સ્વશક્તિનો સાચો પરિચય સાંપડે છે. આપણને સૌને તેનો અનુભવ છે. ચાલતી રહેતી કીડી સેંકડો જોજનનો પંથ કાપે છે.

હે યુવક-યુવતીઓ! ટોપલીમાં તેજ લઈને નીકળી પડો, પાણીની વચ્ચેથી રસ્તો થઈ જશે.

**મા ઉમાના આદેશથી કરવા જેવાં કામ :**

મંદિર અને સંસ્થાના સંચાલકોએ પોતાના મનમાં આ સંસ્થાની પાતળી લાંબાગાળાની રૂપરેખા આંકી રાખી છે જે **દાતાઓના દાન થકી શક્ય બનશે.** ધાર્મિક સાહિત્યનાં પુસ્તકો છપાવવાં કે ખરીદવાં ને વિતરણ કરવું. શક્ય બને તો સારું પુસ્તકાલય, કેસેટ-લાઈબ્રેરી અને મ્યુઝિયમનું નિર્માણ કરવું. નવી જમીન ખરીદી સંકુલનું વિસ્તરણ કરવું. રસોડું કરવું. નૂતન વર્ષે મેળાવડાનું આયોજન કરવું.



આ ઉપરાંત લગ્નોત્સુક યુવક-યુવતી માટેનો લગ્ન સહાયક પસંદગીમેળો યોજવો. ભારતથી વિશિષ્ટ મહાનુભાવો બોલાવી વિચારોનું આદાન-પ્રદાન કરવું. વેબ-સાઈટ, પ્રચાર-પ્રસાર-પ્રકાશનો કરવાં. સિનિયર સીટીઝનો પોતાનું જીવન

રસમય રીતે જીવી શકે તે માટે સુવિધા પૂરી પાડવી. ઇમિગ્રેશન, સોશ્યલ સિક્યોરિટી, નાગરિકત્વના પ્રશ્નો, વેપાર-ધંધા, લૉન, લૉ-શ્યૂટ વગેરે બાબતોની કાયદાકીય જાણકારી માટે સેલ ઊભો કરવો. **માતૃભાષા ન ભૂલાય તે માટે ગુજરાતીના વર્ગો ખોલવા.**

બહેનો માટે બાળ-ઉછેર, સીવણ–ભરત-ગૂંથણ તેમજ પાકશાસ્ત્રના વિષયોનું જ્ઞાન આપશું.

અમેરિકામાં કોઈ પણ ક્ષેત્રે વિશિષ્ટ સિદ્ધિ મેળવનાર વ્યક્તિનું યોગ્ય સન્માન કરવામાં આવશે.

આ તીર્થધામ સૌ કોઈ પાટીદારનું છે. જ્ઞાતિ-અભિમાન રાષ્ટ્રદ્રોહ નથી. બીજી જ્ઞાતિને નીચી બતાવી જ્ઞાતિ-અભિમાન કરવું તે રાષ્ટ્રદ્રોહ છે. જ્ઞાતિનાં દર્શન એટલે ગંગાના દર્શનનું પુણ્ય. આ ઉત્સવમાં કંઈ ઊણપ રહી હોય તો મોટું દિલ રાખી માફ કરશો.

કડવા પાટીદાર સમાજે પહેલી પ્રવૃત્તિ શરૂ કરી દીધી છે. શ્રી ભરતભાઈ બી. પટેલે (આખજ) 'પાટીદાર ગૌરવગાથા' નામનું પુસ્તક અમેરિકામાં પાટીદારના ઘર સુધી પહોંચે તે માટે આર્થિક માતબર દાન આપ્યું છે. તેમને અને તેમના પરિવારને ધન્યવાદ. ડૉ. મંગુભાઈ પટેલે પુસ્તક છાપવાની અનુમતી આપવા માટે તેમ જ ઉમિયાદર્શનના તંત્રી શ્રી જયંતિભાઈ અને તેમનો સુપુત્રો હરેશભાઈ અને નયનભાઈએ પોતાની કાળજી અને ચીવટ ઉમેરી આ પુસ્તકને આકર્ષક બનાવ્યું છે તે માટે અમે આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ.

*અમારા ઉમાતીર્થમાં તું કો'ક દિ ભૂલો પડ્ય ને ભગવાન!*
*તું થાને મેકન, જ્યોર્જિયાનો મહેમાન, તને સ્વર્ગ ભુલાવું શામળા!*

મા ઉમાના આશીર્વાદ અહર્નિશ આપના પર ઊતરો તે જ શુભેચ્છા.

તા. ૧૮-૦૨-૨૦૦૪ — અમે છીએ,

Shree Umiya Mataji Mandir — કડવા પાટીદાર સમાજના હિતચિંતકો
4770 Raley Rd, MACON, GA 31206 — મેકન, જ્યોર્જિયા.
Tel. : (478) 476-9440.
www.Shree Umiya Mataji Mandir.org

# KADAVA PATIDAR SAMAJ



## Executive Committee

| | | | |
|---|---|---|---|
| ૧. | શ્રી રસિકભાઈ બી. પટેલ | Chairman | 478-474-4000 |
| ૨. | શ્રી કાંતિભાઈ એ. પટેલ | Vice-Chairman | 229-273-2456 |
| ૩. | શ્રી પરસોત્તમભાઈ વી. પટેલ | Vice-Chairman | 478-994-5603 |
| ૪. | શ્રી અજીતભાઈ એ. પટેલ | President | 478-781-4343 |
| ૫. | શ્રી ભીખાભાઈ બી. પટેલ | Vice-President | 478-784-1000 |
| ૬. | શ્રી દિનેશભાઈ એ. પટેલ | Vice-President | 478-987-7355 |
| ૭. | શ્રી દિનેશભાઈ એન. પટેલ | Secretary | 478-953-3800 |
| ૮. | શ્રી અશ્વિનભાઈ એન. પટેલ | Joint Secretary | 478-956-1600 |
| ૯. | શ્રી વિનોદભાઈ ડી. પટેલ | Joint Secretary | 478-781-6680 |
| ૧૦. | શ્રી સૂર્યકાંતભાઈ પી. પટેલ | Treasurer | 478-994-9383 |
| ૧૧. | શ્રી જગદીશભાઈ આઈ. પટેલ | Joint Treasurer | 478-746-0099 |
| ૧૨. | શ્રી મંગળભાઈ એસ. પટેલ | Joint Treasurer | 770-507-7911 |

## Board of Directors

| | | |
|---|---|---|
| ૧. | શ્રી પી. જે. પટેલ | 770-957-2936 |
| ૨. | શ્રી હરીભાઈ એસ. પટેલ | 770-957-2601 |
| ૩. | શ્રી નારાયણભાઈ બી. પટેલ | 678-782-4100 |
| ૪. | શ્રી માણેકલાલ જે. પટેલ | 478-474-1661 |
| ૫. | શ્રી માણેકલાલ જી. પટેલ | 478-956-5100 |
| ૬. | શ્રી નંદુભાઈ એ. પટેલ | 229-723-4449 |
| ૭. | શ્રી મહેન્દ્રભાઈ એલ. પટેલ | 229-294-7608 |
| ૮. | શ્રી જસવંતભાઈ એ. પટેલ | 229-382-0280 |
| ૯. | શ્રી ધીરજલાલ એસ. પટેલ | 478-781-6680 |
| ૧૦. | શ્રી નવીનભાઈ વી. પટેલ | 478-956-5300 |
| ૧૧. | શ્રી નીતિનભાઈ બી. પટેલ | 478-956-3311 |
| ૧૨. | શ્રી દીપકભાઈ કે. પટેલ | 478-956-3056 |
| ૧૩. | શ્રી દિનેશભાઈ એલ. પટેલ | 478-272-5141 |
| ૧૪. | શ્રી યોગેશભાઈ બી. પટેલ | 478-847-4525 |
| ૧૫. | શ્રી ભરતભાઈ એ. પટેલ | 478-987-5600 |
| ૧૬. | શ્રી બળદેવભાઈ એસ. પટેલ | 478-627-3211 |
| ૧૭. | શ્રી દિનેશભાઈ બી. પટેલ | 478-987-2200 |
| ૧૮. | શ્રી દશરથભાઈ સી. પટેલ | 478-988-4233 |
| ૧૯. | શ્રી કાંતિભાઈ બી. પટેલ | 478-627-3261 |
| ૨૦. | શ્રી જીતુભાઈ એ. પટેલ | 229-891-3363 |
| ૨૧. | શ્રી લાલભાઈ એ. પટેલ | 229-228-6315 |

# વતનથી દૂર છતાં વતનથી ઓરે...

કોણ જાણે કેટલીક સદીઓથી ભારતની અન્ય જ્ઞાતિઓ સાથે ગુજરાતનો 'પાટીદાર' નામે ઓળખાતો ધરતીનો જાયો (The Son of Tiller) આજે પોતાના માદરે વતનથી દૂર દૂર દેશ-વિદેશ, પૃથ્વી પટે 'પેટિયું રળવા' વિચરતો અને વિસ્તરતો રહ્યો છે. પરદેશમાં પોતીકો ખેતીનો મૂળ વ્યવસાય તો રહ્યો નથી, પરંતુ એડન, ફિઝી, પૂર્વ-મધ્ય-દક્ષિણ આફ્રિકા અહીં તહીં અથડાતો કૂટાતો. છેલ્લે હવે અમેરિકા, કેનેડા, યુ.કે. વગેરે દેશોમાં છેલ્લા ત્રણ ચાર દાયકાઓથી મથામણો કરી કાળી મજૂરી કર્યા બાદ કંઈ સ્થિર થઈ ગયો છે. મૂળ ધરતીની ધૂળમાં આળોટી પશુપાલન કરતાં કૃષિ સંસ્કૃતિને ખોળે ઉછરેલો 'પાટીદાર' વિદેશોમાં પણ વિસ્તૃત ગુજરાતી સમાજના સામાન્ય ગુણદોષો સહિત વિશેષતઃ સ્વભાવથી જ આખા બોલો અને કડવો રહ્યો છે. લીંમડો કડવો હોય પણ તેમ તેની છાંય શીતળ હોય છે. બાંધવો બોલકા હોય તો એ પોતાની બોંય છે. આમ, આજે સમગ્ર પાટીદાર સમાજ દેશ-વિદેશમાં **'બંધુતત્વ'**ની ભાવનાથી જીવે છે. આ ભાવના મજબૂત કરવા પાટીદાર જ્ઞાતિએ ઠેર ઠેર નાની મોટી જ્ઞાતિ સંસ્થાઓની સ્થાપના કરી છે. મોટાભાગની આ સંસ્થાઓ સેવાભાવી અને બિનધંધાદારી હોય છે. આવી સંસ્થા મેકન, જ્યોર્જિયામાં કડવા પાટીદાર સમાજ નામે ઊભી થઈ છે. આ ઘટના સૌ કોઈ માટે ગૌરવ અને આનંદનો વિષય ગણાય. Temple of Umiya Mataji is a focal Point for the whole Gujarati Community. આંતર વ્યવસ્થાના જોડાણ માટે આ સંસ્થા સેતુબંધની ગરજ સારસે.

એક કવિએ સાચું જ કહ્યું છે -

Trust no Future, howe'er pleasant!
Let the dead past, bury its dead!
Act - act the living present!
heart within, and God o'erhead!

આ કવિતામાં કવિ તો આપણને ભવિષ્યનો વિશ્વાસ ન રાખવા અને ભૂતકાળને દફનાવી દઈ ભગવાનને ભરોંસે ફક્ત વર્તમાન તરફ જ સર્વ લક્ષ સંધાન કરવાનો આદેશ આપે છે. એટલે આ કાવ્યપંક્તિને સથવારે અને અજવાળે **'ભવિષ્ય'**નાં સોનેરી સ્વપ્નાં ત્યાગી, સૌ પટેલો 'ભૂત અને ભવિષ્ય'ને જોડતા **'વર્તમાન'**ને જ ધ્રુવતારક બનાવી. મા ઉમાના આશીર્વાદ મેળવી ક.પા. ફેડરેશન સ્વરૂપે, પુનઃનિર્માણને પંથે આગેકૂચ ચાલુ જ રાખે. Forward March of patels : Towards Regeneration. - જ વધુ યથાયોગ્ય જણાય છે. ખૂદ મહાભારત કહે છે - **ચાલ્યા કરો, ચાલ્યા કરો, જે**

**ચાલે છે તેનું નસીબ ચાલે છે, જે બેસી રહે છે તેનું નસીબ પણ બેસી રહે છે.**

આંધળી દોટ મૂકવાની વાત નથી અર્થ-ઉપાર્જન માટે દોડો, પણ ક્યાંક થોભો નહિ તો થાકી જવાય. આપણા ચાણક્યએ તેના 'અર્થશાસ્ત્ર'માં આ વાત વિગતે સમજાવી છે **"અર્થની પાછળની ભાવનામાં પ્રથમ તો ભેગું કરવું; બીજુ, ભેગુ કરેલું વધારવું; ત્રીજુ, વધારેલું જાળવવું ને માવજત કરવી; પણ ચોથી અને મુખ્ય વસ્તુ ધન માટે એ છે કે તીર્થ સ્વરૂપ વ્યક્તિ અને સંસ્થાઓમાં જઈને ધન નિવેદિત કરવું.**

મા ઉમાએ આપણને ધન નિવેદિત કરવાનો અવસર આપ્યો છે. સદભાગ્યે આપણને ડૉ. મંગુભાઈ પટેલ જેવા વિદ્વાન પ્રાપ્ત થયા છે. જેમની પાસે આપણા પૂર્વજોનો અઢળક ઈતિહાસ પ્રગટ અને અપ્રગટ પડેલો છે. ઈતિહાસ લખવા માટે તે અંગેનું બ્હોળું જ્ઞાન સંશોધન માટેની વૃત્તિ અને તેમાં રહેલી ચોકસાઈ માટેની કાળજી ખાસ મહત્ત્વની છે. વળી આવા કામો માટે લોકોનો સહકાર પણ મળવો જરૂરી છે. કેટલીકવાર વિટંબણાઓ, લાચારીનો પણ સામનો કરવો પડે છે. ટૂંકમાં, અદમ્ય ઉત્સાહ, ઉમંગ અને ધીરજ હોય તો ખંતથી આવાં કામો પાર પડે છે. ક.પા. સમાજના કેટલાક હોદ્દેદારોએ તેમનું **'પાટીદાર ગૌરવગાથા'**પુસ્તક વાંચેલું. મેં પણ જોયું અને આ પુસ્તક પાટીદારના ઘેર ઘેર પહોંચે અને નવી પેઢી પોતાના પૂર્વજોનો ગૌરવશાળી ઈતિહાસ જાણે તેવી મારી ઈચ્છા થઈ. મા ઉમાએ મને નિમિત્ત બનાવી આ કાર્ય માટે આજ્ઞા કરી. મારા પૂ. માતા-પિતાના સંસ્કારોએ પ્રેરણા આપી. કુટુંબીજનોની હૂંફ મળી. લેખક શ્રી અને ક.પા. સમાજના હોદ્દેદારોએ આ પુસ્તક મને સસ્નેહ અર્પણ કરી મારા પર ઉપકાર કર્યો છે. મારો પરિવાર આ પુસ્તક સમસ્ત પાટીદાર સમાજને સાદર અર્પણ કરે છે. સારા પ્રસંગોએ દીકરા-દીકરીઓને સારા પુસ્તકો ભેટ આપજો. સારું સાહિત્ય. સાચો સંસ્કાર વારસો છે. સુંદર છાપકામ માટે હરેશભાઈ અને નયનભાઈનો આભારી છું.

મહાશિવરાત્રી ૧૮-૨-૦૪

ભરતભાઈ બી. પટેલ (લહેરી)
(આખજ)

**Bharatbhai B. Patel (Laheri)**
**1501 NW Northridge Dr.**
**Blue Spring MO 64015**

# મારી સંવેદના...

## (પ્રથમ આવૃત્તિ વેળાએ)

'પાટીદાર ગૌરવગાથા' નામનું આ પુસ્તક આપના હાથમાં મૂકવાનું સંપૂર્ણ ગૌરવ લેખક શ્રી પ્રો. મંગુભાઈ પટેલના ફાળે જાય છે. તેમના પ્રશસ્ય પરિશ્રમ અને બૌદ્ધિક ઊંડાણથી આપણને સૌને સંતોષ અવશ્ય થશે એવી આશા રાખું છું.

પુસ્તકની કલ્પનાથી માંડીને તેનો પ્રસવ થયો ત્યાં સુધીના સમયગાળામાં અમે બન્ને, રૂબરૂમાં માત્ર એક વખત સિવાય, પત્રો ને ફોન દ્વારા જ મળતા રહ્યા છીએ. તેઓ ભારતમાં ને હું યુ.એસ.એ.માં.......... મારા માટે તો સ્મૃતિ એ જ જીવન છે. ભૂતકાળ સાથેના ચિર-સ્મરણીય સંવાદે મને હંમેશાં ભવિષ્ય આપ્યું છે. માત્ર ભૂતકાળની હકીકતો જ નહીં, પણ ભૂતકાળની સમજ જ આપણા સૌના વર્તમાન અને ભવિષ્યના આધારસ્તંભો છે.

આમ, મારાં હાડ ને પિંડ ગ્રામીણ છે. કૃષક છે.

'થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં,
પ્હાડોનાં હાડ મારા પિંડમાં ને
નાડીમાં નાનેરી નદીઓનાં નીર,
છાતીમાં બુલબુલનો માળો ને
રોમ મારાં ફરકે છે ઘાસમાં.

કવિશ્રી જયંત પાઠકના આ શબ્દો મારામાં ચરિતાર્થ થતા હોય એવાં સંવેદનો હું સદૈવ અનુભવતો રહ્યો છું.

ન્યૂયૉર્કમાં બેઠાં બેઠાં ભૂતકાળમાં કરેલાં અર્થપૂર્ણ સાહસોનો વિચાર કરું છું તો, એન્જિનિયર થયા બાદ કૉલેજમાં શૈક્ષણિક કારકિર્દીનાં બાર વરસો પૂરાં કરીને મેં અમદાવાદથી યુ.એસ.એ.ના કરેલા દેશાંતર કરતાં, માધ્યમિક શિક્ષણ પૂરું કરી કૉલેજના અભ્યાસાર્થે વતન છોડી અમદાવાદ જવાનું કરેલું સ્થાનાંતર મને વિશેષ સાહસભર્યું ને રોમાંચક લાગે છે. આ વાતથી વાચકને થોડીક રમૂજ થવા સંભવ છે. એ દિવસોનો પાટીદાર સમાજ, તેની સામાજિક ક્ષેત્રે રૂઢિચુસ્ત માન્યતાઓ ને કાર્યપ્રણાલિકાઓને લઈને, વ્યક્તિના જીવનમાં દીવાલ બનીને ઊભો હતો. તત્કાલીન પાટીદાર સમાજની વારસાગત સંસ્થાઓ, જેવી કે ગોળપ્રથા, લગ્નપ્રથા, માણસને સાધનમાત્ર ગણતી. આ સંસ્થાઓ તેની કાર્યપ્રણાલિકાઓને શાશ્વત ગણી તેના સભ્યો પાસેથી એકમાત્ર સંમતિ અને શરણાગતિની જ અપેક્ષા રાખતી. માણસમાં ભરપૂર પ્રચ્છન્ન શક્તિ હોઈ શકે છે, તેના આવિર્ભાવ માટે તેને પ્રોત્સાહનની જરૂર છે એવા ખ્યાલોથી પાટીદાર સમાજ ત્યારે ટેવાયેલો નહોતો. ક્યારેક તો તેની કાર્યપ્રણાલિકા, તેની વિચારસરણી કે નીતિનિયમો સામે કરાયેલી રચનાત્મક ટીકા

પણ બંડમાં ખપતી. આપણા પાટીદાર સમાજમાં ત્યારે પણ શિક્ષિત ને બુદ્ધિમાન સ્ત્રી-પુરુષોનો અભાવ તો નહોતો જ. છતાં મહદ્અંશે તત્કાલીન જૂની પુરાણી વ્યવસ્થા તરફ મૌન સેવવામાં જ સૌને સલામતી લાગતી. છતાં થોડાક પ્રાણવાનોએ આ રૂઢિચુસ્ત સીમાની બહાર પગ દઈ સમાજના ઔપચારિક માળખા સાથે સંઘર્ષનાં મંડાણ કર્યાં. માણસ સંસ્થા સામે સંઘર્ષ કરે અને નસીબસંજોગે નિષ્ફળતાને પામે તો પણ પરિવર્તનની પ્રક્રિયા તો શરૂ થઈ જ જાય છે. પછી તો ધીરે ધીરે પ્રસ્થાપિત ધોરણોનો, પ્રગતિને અવરોધક વૈચારિક બળોનો, અવિરત પ્રતિકાર થતો રહ્યો અને આજે પાટીદાર સમાજ મુક્ત હવામાં શ્વાસ લેતો થયો છે. વર્તમાન સમયમાં આ સંસ્થાઓ લોકમાનસની તાસીર સમજી પરાવર્તન પામતી રહી છે. આજે આપણે સમજતા થયા છીએ કે સમાજ તો સતત પરિવર્તન પામતા માનવ સંબંધોની સમતુલા છે, સમાજને કોઈ સ્થાયી અવસ્થા નથી, સમાજમાં સહકાર અને સંઘર્ષ બેઉ સાથે જ હોય છે. આ હકીકત, આ સમજ પાટીદાર સમાજ માટે એક ગૌરવગાથા છે. મને એ હકીકતથી હર્ષ ઉપજ્યો છે કે પાટીદાર સમાજ પાસે પરાવર્તન પામવાની ક્ષમતા ઘણી ઊંચી છે.

આદિકાળથી સામાજિક પરિવર્તનનું ચક્ર તેની નિર્ધારિત ગતિથી નિરંતર ચાલ્યા જ કરે છે. માનવીની રોજિંદી જરૂરિયાતો પણ બદલાતી રહી છે અને તેમાં વૈવિધ્ય પણ આવતું રહ્યું છે. પરિણામસ્વરૂપે સમાજમાં કોઈ એક કાળે કાર્યવિભાજનની પ્રક્રિયા કાયમી બની હશે. સમયના વહેણ સાથે દરેક સમૂહના ધંધાઓ વંશ-પરંપરાગત બનતા ગયા હશે અને ધંધાને આધારે સમાજમાં વર્તમાન સમયમાં અસ્તિત્વમાં રહેલી, જુદી જુદી જ્ઞાતિઓ ઉદ્ભવી હશે. જ્ઞાતિઓના ઉદ્ભવ વિશેનો આવો મારો તાર્કિક ખ્યાલ છે. ત્યારથી જ્ઞાતિનો એકમાત્ર આધાર આનુવંશિકતા રહ્યો છે, વ્યક્તિની જ્ઞાતિને, તેની પસંદગી અને પુરુષાર્થ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ વરતાતો નથી.

જ્ઞાતિપ્રથાના ગેરલાભો વિશે અને મુક્ત વર્ગ-વ્યવસ્થાની જરૂરિયાત સંદર્ભે ભારતમાં, સ્વાતંત્ર્યોત્તર કાળમાં, સતત સંવાદ થતો રહ્યો છે. જ્ઞાતિપ્રથાના લાભાલાભ તો છે જ. એક જ જ્ઞાતિના સભ્યોમાં ઘણી બાબતોમાં સૂક્ષ્મ પ્રકારનો સહકાર અને પરસ્પર સહાનુભૂતિનો નાતો આપણે અનુભવતા રહ્યા છીએ. દરેક જ્ઞાતિને પોતાની વિશિષ્ટ રૂઢિઓ, પરંપરાઓ અને સંસ્કૃતિ હોય છે. જ્ઞાતિપ્રથાને લીધે તેના સભ્યોમાં એકતાની જાળવણી પણ શક્ય બને છે. એક જ જ્ઞાતિના સભ્યો સ્થાયી સમાજરચનાના ભાગ હોવાથી યોગ્ય સામાજિક વાતાવરણ પામવા સદ્ભાગી બને છે. તેમના સમૂહના વિશિષ્ટ અનુભવોનો લાભ દરેક સભ્યને મળે છે. જ્ઞાતિબંધુઓ ઐક્યની અનુભૂતિ કરે છે. મારા મતે તો કોઈ પણ સમૂહમાં સભાનતાપૂર્વકની બંધુત્વની અને એકતાની ભાવના પાંગરે, તેના સભ્યો સમગ્રના ભાગરૂપ હોવાનું પોતાનામાં દર્શન કરે, સહભાગીદારની ભાવના અને માનસિક સુખાકારી અનુભવે એમાં કશું પણ અજુગતું

નથી. માનસિક સંગઠનની ભાવનાને બળ પૂરું પાડી અરસપરસને પ્રેરણા અને પ્રોત્સાહન પૂરું પાડી વ્યક્તિમાં કાર્યક્ષમતાની રોપણી થાય તો સમગ્ર સમાજને આ પ્રક્રિયા ફાયદારૂપ સાબિત થાય. આ કાર્ય પ્રશસ્ય ગણાવું જોઈએ. વ્યક્તિને સિદ્ધિનો આનંદ પણ થાય અને સમાજને તેનું યોગદાન પણ મળે. તેમાં વાંધાજનક છે શું? આ છે જ્ઞાતિપ્રથાના લાભ.

પણ, જ્ઞાતિપ્રથાના ગેરલાભો પ્રત્યે આપણે આંખમીંચામણાં કરી શકીએ નહીં. જ્ઞાતિ પ્રત્યેનો અનુરાગ સહજવૃત્તિથી કે અંધપણે માત્ર મમત્વથી દોરવાયેલો હોવો જોઈએ નહીં. 'જે સાથે નથી તે વિરોધી છે'ની ભાવના જ્ઞાતિના સભ્યોમાં ઘર કરી જાય તો આખરે સમાજ ને દેશની શાંતિ ને એકતા જોખમમાં મુકાય, સમાજમાં ને રાષ્ટ્રમાં સંકુચિતતાની ભાવના પ્રવર્તે. આ સંકુચિતતાની ખામીને લીધે અન્ય જ્ઞાતિબંધુઓ પ્રત્યે તિરસ્કારનું વાતાવરણ સર્જાય. એટલે જ્ઞાતિપ્રેમની આ સંકુચિત વૃત્તિને સમજણપૂર્વક નાથીને બીજાંઓ સાથે એકતાની ઊંડી ભાવનાગત ઊર્મિઓને સર્વગામી ને વ્યાપક ન બનાવવામાં આવે તો જ્ઞાતિપ્રેમ એક કલંક જ સાબિત થાય. આમ, આપણે સૌએ માત્ર આપણી સહજવૃત્તિઓથી દોરવાઈ જવાનું નથી, પરંતુ અન્ય વ્યક્તિઓના સંદર્ભે પ્રેમની ઊંડી અનુભૂતિ કરવાની છે. માનવજાત પ્રત્યેનું ફરજભાન ભુલાતાં જીવનમાં જે શ્રેષ્ઠતમ છે તેનો જ નાશ થઈ જશે. જ્ઞાતિવિષયક વૃત્તિઓ દયાહીન અને અન્યાયી ન બની બેસે તેની સતત તકેદારી તો રાખવી જ પડશે. ચૈતન્યને ખોઈને કશું જ પ્રાપ્ત થઈ શકવાનું નથી. સહજવૃત્તિઓ જ્યારે આપણને અંધપણે દોરે, મન દ્વારા અંધશ્રદ્ધા કે અવિશ્વાસ ઊભો થાય, સારાસારનો નિર્ણય ન થઈ શકે, ત્યારે આપણી કાર્યવૃત્તિમાંથી ઉત્પન્ન થતાં સંવેદનોને, ઊર્મિઓને સર્વવ્યાપક બનાવવાનું કામ પોતીકાં સાથે સમકક્ષાનો વ્યવહાર કરવામાં જ શાણપણ સમાયેલું છે.

જ્ઞાતિપ્રથાના વર્તમાન ભારતમાં વ્યક્તિની ભૂમિકાને સ્થાન તેનાં જૈવિક પરિબળોને આધારે, આનુવંશિકતાના આધારે નક્કી થાય છે. ત્યારે આપણા મનમાં અનેક પ્રશ્નો ઊભા થાય છે. 'વ્યક્તિની સ્થાનપ્રાપ્તિનો એકમાત્ર આધાર આનુવંશિકતા હોય એ નૈતિક દૃષ્ટિએ યોગ્ય છે ખરું?' 'વ્યક્તિની કાર્યક્ષમતા અને ગતિશીલતા કરતાં જૈવિક પરિબળોને અપાતું પ્રાધાન્ય તાર્કિક ગણાય ખરું?' આ પ્રશ્નોમાં રહેલી વેદના આપણી જ્ઞાતિપ્રથાની ખામીઓ બતાવે છે. બીજી પણ અનેક ખામીઓ છે. આપણો અનુભવ છે કે જ્ઞાતિપ્રથા આધારિત સમૂહોની પ્રગતિ ખૂબ ધીમી રહી છે, તેમનામાં પરિવર્તન ખૂબ ધીમું થાય છે. ઝડપી પરિવર્તન જ્ઞાતિપ્રથાના સ્વભાવને પ્રતિકૂળ લાગે છે. જ્ઞાતિવ્યવસ્થામાં વ્યક્તિના વિકાસની તકો પણ કુંઠિત થઈ જાય છે. એટલે જ્ઞાતિપ્રથાનો ઉચ્છેદ ન થાય ત્યાં સુધી જ્ઞાતિવ્યવસ્થાએ પોતાની ઉમદા ને અનુકરણીય પરંપરાઓ ને સંસ્કૃતિની જાળવણી કરવાની ભાવનાઓનાં

વિવેકપૂર્ણ રખોપાં કરીને રાષ્ટ્રને સારા નાગરિકોની ભેટ આપવી પડશે. અને આ જ આપણી કસોટી છે. યાદ રહે કે આપણા દેશને અનેક સમૂહોમાં વિભાજિત કરનારાં પરિબળોમાંનું એક પરિબળ જ્ઞાતિપ્રથા પણ છે. જ્ઞાતિપ્રથાની સંકુચિત ભાવનાએ સામાજિક સંવાદિતા સંદર્ભે અનેક પ્રશ્નાર્થો પણ ઊભા કર્યા છે, ક્યારેક તો રાજકીય શાંતિ જોખમમાં આવી પડી છે. એટલે જ્ઞાતિપ્રથા અસ્થિરતાતરફી, સ્થગિતતા- તરફી અને પરિવર્તનવિરોધી પરિબળ સાબિત ન થાય તે જોવું રહ્યું. આજના સમાજમાં દૃષ્ટિગોચર અસમાનતાઓના મૂળમાં જ્ઞાતિપ્રથાનાં દૂષણો જ છે. એટલે આપણા સમાજશાસ્ત્રીઓ અને બૌદ્ધિકો એ તાર્કિક અનુમાન પર આવ્યા છે કે, જ્ઞાતિ એટલે સ્થગિત થયેલો વર્ગ અને તેથી કરીને જ્ઞાતિપ્રથાના અન્ય લાભો હોવા છતાં પણ તેના દુર્ગુણોનું પ્રમાણ એટલું બધું છે કે વ્યક્તિને જ્ઞાતિની જંજીરોમાંથી મુક્ત કરવી જોઈએ અને ભારતમાં મુક્ત વર્ગવ્યવસ્થા ઊભી કરવી જોઈએ. આ મુક્ત વર્ગવ્યવસ્થામાં વ્યક્તિનું સ્થાન તેના પરિશ્રમ અને શિક્ષણને આધારે નક્કી થવું જોઈએ. હું આને સર્વોત્તમ વ્યવસ્થા ગણું છું.

રાજકીય ક્ષેત્રે પણ જ્ઞાતિપ્રથાએ અનેક દૂષણો ઊભાં કર્યાં છે. જ્ઞાતિવાદને કારણે ભારતમાં લોકશાહી તેના સાચા સ્વરૂપને હજી પણ પ્રાપ્ત કરી શકી નથી. જ્ઞાતિવાદને કારણે ઊભાં થતાં જૂથો, સમૂહો, રાજકીય ક્ષેત્રે વિશેષાધિકારનાં માલિક બની બેઠાં છે. ભારતમાં એવો કયો રાજકીય પક્ષ છે કે જે પોતાના મોટા ભાગના ઉમેદવારોની પસંદગીમાં ગુણવત્તાનું નહીં પણ જ્ઞાતિનું ધોરણ ન અપનાવતો હોય? પરિણામે ભારતમાં જ્ઞાતિવાદનું રાજકારણ દિવસે દિવસે કાઠું કાઢતું જાય છે. જ્ઞાતિવાદ ભારતીય લોકશાહીની શક્તિને કુંઠિત કરી રહ્યો છે અને તેના નાગરિકોની તકો મર્યાદિત બનાવી રહ્યો છે.

હા, સદ્ધર વર્ગોની, સદ્ધર જ્ઞાતિઓની નબળા વર્ગો, જ્ઞાતિઓ તરફ સહાનુભૂતિ અવશ્ય હોવી જોઈએ. નબળા વર્ગોને ન્યાય અપાવવા, તેમનાં જીવનધોરણને સુધારવાના પ્રયત્નો, સરકાર અને લોકો તરફથી થવા જ જોઈએ. તેમ કરવામાં ક્યારેક જરૂર પડે તેમને વિશેષાધિકારો પણ આપવામાં શાણપણ ને ઔચિત્ય સમાયેલાં છે. મૂઠીભર લોકોને ઘણું મળે અને મોટા ભાગના લોકો જીવનજરૂરિયાતોથી વંચિત રહે તેવી વર્ગ-વ્યવસ્થા પણ લોકશાહી માટે હાનિરૂપ છે. બીજાંને હાનિ પહોંચાડ્યા વિના દરેક વ્યક્તિ સફળતા મેળવવાની મથામણ કરે એ વાજબી હોવા છતાં કોઈ પણ વર્ગનું જગતદર્શન સીમિત રહે, તેમને ઓછી સામાજિક તકો મળે એવી વ્યવસ્થા પણ લોકશાહીને નબળી બનાવી દેશે.

મુક્ત વર્ગવ્યવસ્થા જ્ઞાતિપ્રથાના મુકાબલે ઈચ્છવા જોગ છે. આ વ્યવસ્થામાં વ્યક્તિ સતત મહેનત અને કેળવણી દ્વારા વધુ ને વધુ કાર્યક્ષમતા હાંસલ કરતો

રહે છે અને તેણે સમાજને આપેલા યોગદાન દ્વારા જ તેનાં માન-પ્રતિષ્ઠા ને મોભો નક્કી થાય છે. મુક્ત વર્ગવ્યવસ્થામાં જ સૌને સમાન તક મળવાની અનેક શક્યતાઓ રહેલી છે. અમેરિકન સમાજમાં વિકસેલી મુક્ત વર્ગવ્યવસ્થાનો અને તેના અનેકવિધ ફાયદાઓનો મને જાતઅનુભવ છે. અહીં લોકો ગતિશીલ છે. દેશમાં ગુણોત્તર પ્રમાણમાં લાંબાગાળાથી ઔદ્યોગિક ને આર્થિક વિકાસ થતો રહ્યો, શહેરો પણ સતત ઊભાં થતાં ને વિકસતાં રહ્યાં, પરિણામે જ્ઞાતિપ્રથા નેસ્તનાબૂદ થઈને ખુલ્લી વર્ગવ્યવસ્થા અસ્તિત્વમાં આવી અને લોકશાહી મુક્તપણે ખીલી શકી. અહીં વ્યક્તિનાં માનપાન અને તેની ભૂમિકા તેની શક્તિ, ક્ષમતા અને આવડતથી નક્કી થાય છે.

છતાંયે ભારતનું આધુનિકીકરણ કરવા માટે આપણે નીરક્ષીરવિવેક વાપરી પશ્ચિમના ઉત્તમ આદર્શોને પણ સૌની અનુકૂળતા ને જરૂરિયાત મુજબ જ અપનાવીએ. આપણા દેશની પ્રાચીન પરંપરાઓનું પશ્ચિમના વિચારોના સંદર્ભમાં હરહંમેશ વિચારવું યોગ્ય નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિનાં બધાં જ પરિબળોથી અંજાઈ જવાની જરૂર પણ નથી. આપણા સત્ત્વને અકબંધ રાખીને, સ્વપ્રયત્નોથી જ આપણે આધુનિક બનીએ, સંસ્કૃતિ, વારસો અને ભૂતકાળ પ્રત્યે આદરથી જોવું જોઈએ. જ્ઞાતિવિહીન જર્મનીમાં પણ હમણાં સુધી પૂર્વ-પશ્ચિમ વચ્ચે દીવાલ હતી. મુખ્ય બાબત છે માનવજાત તરફ બંધુત્વ ને સમતા કેળવવાની, આપણા પડોશીને માનવી તરીકે જોવાની. માનવીનો નાક-નકશો નહીં, પણ તેનો આત્મા, એનામાં રહેલી જીવંત વ્યક્તિ આદરણીય છે.

આપ સૌ તરફ મને આદરભાવ ને અહોભાવ છે જ. છતાં જ્ઞાતિ તરીકેની આપણી થોડીક ક્ષતિઓ તરફ અંગુલિનિર્દેશ કરવાની લાલચ રોકી શકતો નથી. આપણા માનસમાં સ્ત્રીવર્ગ અને સ્ત્રીકેળવણી અંગે જે ખોટી માન્યતાઓ ઘર કરી ગઈ છે તે ફગાવી દેવી પડશે. સામાજિક ક્ષેત્રે આંતરજ્ઞાતીય લગ્નોને પણ માન્ય કરવાં પડશે. ધાર્મિક ક્ષેત્રે આપણી માન્યતાઓ અને વ્યવહારો જો માનવમૂલ્યોથી વિપરીત જતાં જણાય તો તે સામે આપણે સજાગ થવું પડશે, સંઘર્ષ કરવો પડશે. પાટીદાર જ્ઞાતિમાં હજીયે પુરુષપ્રધાન સભ્યતા ચાલુ જ છે, દરેક ક્ષેત્રમાં સ્ત્રીને સમાનતા આપવી જરૂરી છે. આપણા બંધારણે પણ સમાનતાનો આ હક્ક સ્વીકારેલો જ છે. આપણા સમાજમાં સ્ત્રીકેળવણી માટે અનેક વિદ્યાધામો ઊભાં કરવાની જરૂર છે. આપણો સ્ત્રીવર્ગ કેળવણીની ગેરહાજરીને લીધે રૂઢિચુસ્તપણાને આધીન બન્યો છે અને પુરુષવર્ગ ઉપર આર્થિક રીતે આધારિત છે. હજારો વર્ષ જૂનું આ હિંદુ માનસ હવે પરિવર્તન ઝંખે છે.



સ્વજનો કે મિત્રોની ટીકાનું પ્રાબલ્ય પાટીદાર સમાજમાં સવિશેષ છે. કેટલાક લોકો તો બીજાના નૈતિક જીવનના ધરાર ઠેકેદારો હોય એમ જ વર્તે છે અને

બધાંના અંગત જીવનમાં સતત ડોકિયાં કર્યા કરે છે. આપણે સ્વજનોના અંતઃકરણના અવાજને પૂરતી સ્વતંત્રતા આપવી જોઈએ, તેમની અભિવ્યક્તિની સ્વતંત્રતાને સન્માનથી જોવી જોઈએ.

સામાજિક વ્યવહારોમાં હજીયે દંભ અને ધનનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આ સંદર્ભે સૉક્રેટિસની શીખ માનવા જેવી છે : 'આ દુનિયામાં માનપૂર્વક જીવવા માટેનો ટૂંકો ને ખાત્રીભર્યો માર્ગ આપણે જેવા છીએ તેવા જ દેખાઈએ એમાં રહેલો છે.' દંભી બચાવ કરતાં ઈમાનદાર એકરાર પ્રશસ્ય ગણાય. દીવો હોલવીને સુખની શોધ આપણે ક્યાં સુધી કરી શકીશું? પડઘાઓ કોઈ દિવસ ઝાઝું જીવતા નથી.

આ સમસ્યાઓના ઉકેલમાં આપણે રસ નહીં દાખવીએ તો હું તો કહીશ કે આપણે સમસ્યાઓના પક્ષકાર છીએ. આપણી સમસ્યાઓ અગ્નિકુંડની જેમ આપણને દઝાડી રહી છે. ધ્યાન રહે કે અગ્નિકુંડમાં ગુલાબ ઊગતાં નથી.

સ્વ. કવિ ઉમાશંકર જોષીની એક કાવ્યપંક્તિ યાદ આવે છે : 'બીજાંઓને મળવું પડે છે પોતાના પરિચય માટે.' તેમણે માનવજાતને ઠપકો આપતાં કહ્યું છે કે, 'માનવીને હાથ મિલાવતાં ઝાઝું ફાવ્યું છે કદીયે?'

એટલે નવા યુગનાં સામાજિક અને આર્થિક પરિબળોને સમજીએ અને આપણા પ્રાથમિક સમૂહોમાંથી આપણે પ્રાપ્ત કરેલા આદર્શોને બૃહદ્ સામાજિક જીવનમાં વ્યાપક બનાવવાનો ભગીરથ પ્રયત્ન કરીએ અને સમાજમાં બધાં અંગોનો સાર્વત્રિક વિકાસ અને કલ્યાણ સાધનારી લોકશાહીનું અવતરણ કરીએ. આ આપણો સંકલ્પ હો. આપણું મન પૂર્વગ્રહોથી મુક્ત રહી શકે તેવું ખુલ્લું ને ગગનગામી બનાવીએ. હું સમજું છું કે એમ કરતાં ક્યારેક આપણાં સ્વાભિમાન અને હૃદયને ધક્કો લાગશે. પણ જો મનુષ્યનો સ્વભાવ બદલી શકાય, તો સમૂહનો સ્વભાવ કેમ ન બદલી શકાય?

છેલ્લે ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનના શબ્દોને યાદ કરીએ : 'આજની ઊથલપાથલમાંથી જગતનું કલ્યાણ જ થવાનું છે એવી આશા રાખવા જેટલો હું આશાવાદી છું.' હું પણ. તમે છો ને?

પરિવર્તનનો માર્ગ લાંબો હશે, પણ આશા તજી દેવાનું કારણ નથી.

પાટીદાર જ્ઞાતિની દરેક વ્યક્તિમાં સમષ્ટિનું પ્રતિબિંબ સદૈવ પડતું રહો એવી રૂડી ને રૂપકડી અપેક્ષા ને આશા સાથે જ.



આ છે મારું જીવન ને કવન.

**ભક્તિભાઈ ગિ. પટેલ**, ન્યૂ યૉર્ક (યુ.એસ.એ)
માર્ચ ૨૧, ૧૯૯૪
ફાગણ સુદ નોમ, સોમવાર

# ત્રીજી આવૃત્તિ વખતે

મને જણાવતાં હર્ષ થાય છે કે **'પાટીદાર ગૌરવગાથા'** જેમાં સમસ્ત પાટીદાર સમાજની વાત છે તે પુસ્તકની દેશવિદેશમાં સતત માંગને કારણે તે અપ્રાપ્ય બન્યું હતું. તે જ વખતે સૂરતમાં ઉમિયા માતાજીના મંદિરનો પ્રાણપ્રતિષ્ઠા-મહોત્સવ હતો ત્યારે સૂરતના સત્યશોધક સભાના કારોબારી સભ્ય.

**શ્રી ખીમજીભાઈ કચ્છીએ આર્થિક સહાય કરી અને બીજી આવૃત્તિનું અવતરણ થયું. તેમને જ્ઞાતિ-અભિમાન માટે ધન્યવાદ.** બીજી આવૃત્તિ લેખકના **સ્વ. માતૃશ્રી શિવકોરબા અને પિતાશ્રી સ્વ. રામદાસ પટેલને અર્પણ કરી.** પ્રથમ આવૃત્તિ વખતે આ પુસ્તક-પ્રકાશનની જવાબદારી ન્યૂયોર્કસ્થિત કરજીસણનિવાસી **શ્રી ભક્તિભાઈ પટેલને ફાળે જાય છે. તેમના પૂ. માતૃશ્રી ગં. સ્વ. કાશીબહેન ગિરધરદાસ પટેલના સ્મરણાર્થે આ પુસ્તકનો સઘળો ખર્ચ આપીને** આર્થિક રીતે અમને નિરાંતવાળા કર્યા તે માટે અમે તેમના અત્યંત આભારી છીએ. લગ્ન જેવા સમારંભ કે જીવતચર્યાના પ્રસંગે લાખો રૂપિયા ખર્ચનાર વર્ગ ઓછો નથી, છતાં પુસ્તક-પ્રકાશનની તેમની પાસે વાત કરીએ તો આપણને ખાસ પ્રતિભાવ મળતો નથી. કોઈ ભક્તિભાઈ, કોઈ શ્રી ખીમજીભાઈ, કોઈ શ્રી કેશુભાઈ કે ભોળાભાઈ કે શ્રી ભરતભાઈ લહેરી મળી જાય તો પાટીદાર સમાજની બલિહારી. **મેકનજ્યોર્જિયાના કડવા પાટીદાર સમાજના કોઠાસૂઝવાળા હોદ્દેદારોને લાગ્યું આ પુસ્તક અમેરિકાના સમસ્ત પાટીદારને ઘેર ઘેર પહોંચાડવું જોઈએ અને આખજના શ્રી બળદેવભાઈ પટેલ (કુમાર)ના ચિ. ભરતભાઈ મળી ગયા.** આ પુસ્તકના પ્રકાશન માટે આર્થિક સહાય કરી. તેમને ખૂબ ખૂબ ધન્યવાદ. પરિવારને અભિનંદન.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ ડૉ. મંગુભાઈના પુરુષાર્થની કદર છે. આ પુસ્તકમાં તેમણે સમગ્ર ભારતના કૂર્મી (પાટીદાર) જ્ઞાતિનું દર્શન, પાટીદાર પરિષદો અને તેમના અહેવાલ ઉપરાંત પાટીદાર જ્ઞાતિમાં થઈ ગયેલા સાહિત્યિક અને ભક્તકવિઓનો પરિચય આપ્યો છે. આપણા પૂર્વજોએ કરેલી સમાજસેવા અને સમાજ-ઉત્થાન માટે કરેલો શ્રમ આ પુસ્તકમાં દેખાઈ આવશે.



ડૉ. મંગુભાઈ લિખિત 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઈતિહાસ'ની પ્રથમ આવૃત્તિ ખલાસ થઈ ગઈ છે. કારણ એ પુસ્તક બિહાર, ઉત્તરભારત, મધ્યપ્રદેશ, બંગાળ, મહારાષ્ટ્ર, રાજસ્થાન અને નેપાલ સુધી લોકાદર પામેલ. તેમના દ્વારા પ્રગટ થયેલા રાવબહાદુર બહેચરદાસ લશ્કરી (સી.એસ.આઈ.) **'ઉમાદેશ'** જેની

સાત હજાર નકલ ખલાસ થઈ ગઈ છે. 'બંધુકા વિવાહ' હસ્તપ્રત તૈયાર થયેલી પડી છે. કોઈની આર્થિક સહાયથી પ્રગટ થાય તેની ચાતક તરસે રાહ જોઈ રહ્યા છીએ. હાર્વર્ડ યુનિ.ના પીએચ.ડીના વિદ્યાર્થીની હીનાકીમ અને ઈલીનોઈસ યુનિ.ના પીએચ.ડી. વિદ્યાર્થીની નિકોલેના પાટીદાર ઉપરના સંશોધનમાં મંગુભાઈએ ખૂબ મદદ કરેલ છે. તેમના માર્ગદર્શન નીચે આમ તો દસ વિદ્યાર્થીઓને પીએચ.ડી.ની પદવી એનાયત થઈ છે, પરંતુ ચાર વિદ્યાર્થીઓએ સરદાર-ગાંધીના સંબંધો, પાટડી-વીરમગામ, દેસાઈ અને રાજવીઓ વચ્ચેના સંબંધો, દરબાર ગોપાળદાસ, સૂરતના કલ્યાણજી કુંવરજી વગેરે પર સંશોધન કર્યું છે. અપ્રગટ મહાનિબંધો પડ્યા છે. મને શ્રદ્ધા છે, ક્યારેક એ પણ પ્રગટ થશે જ.

ડૉ. મંગુભાઈની સેવાઓ પાટીદાર સમાજને વધુ ને વધુ મળી રહે તે પ્રાર્થના.

જય ઉમિયા.

**જયંતીભાઈ પટેલ**
તંત્રી, ઉમિયાદર્શન
અમદાવાદ

# અનુક્રમ

## ॐ (કાર) (ત્રણ વખત)

## ગાયત્રી મંત્ર

ઓમ ભૂર્ભવ સ્વઃ તસ્સવિતુર્વરેણ્યં ભર્ગો ।
દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ॥

ઈશાવાસ્યમ્ ઈદં સર્વ યત્ કિચં જગત્યાં જગત્ ।
તેન ત્યકતેન ભૂંજીથા મા ગૃધઃ કુસયસ્વિદ ધનમ્ ॥

યં બ્રહ્મા વરૂણેન્દ્ર રૂદ્ર મરૂતઃ સ્તુન્યન્તિઃ દિવ્યૈ સ્તવૈરઃ
વૈદેઃ સાંગ પદ ક્રમોપનિસદૈર ગાયન્તિ યં સામગાઃ
ધ્યાના વસ્થિત તદ્ગતેન મનસા પશયન્તિ યં યોગિનો
યસ્યાન્તં ન વિદુઃ સુરા સુરગણા દેવાય તસ્મૈ નમઃ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બંધુ શ્ચ સખા ત્વમેવ
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વ મમ દેવદેવ

અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો હું છું તો તુ જ દર્શનનાં દાન દઈ જા.

# OHM (THREE TIMES)

# GAYATREE MANTRA

OHM BHURBHARVA SVAHA TATSAVITURVARENYAM ।
BHARGO DEVASYA DHIMAHI DHIYO YO NAH PRACHODAYAT ॥

EESHAVASYAM EEDAM SARVA YET KINCH JAGATYAM JAGAT,
TENA TYAKTENA BHUNJITHAH MA GRIDHH KASYASVID DHANAM.

YAM BRAHAMA VARUNENDRA RUDRA MARUTAH STUNYANTI DIVYE STAVAIH
VEDAIHA SANG PADA KRAMOPANISHADAIRA GAYANTI YAM SAMAGAHA
DHYANA VASTHITA TADGATENA MANASA PASHANTI YAM YOGINO
YASHYANTAM NA VIDUH SURA SURAGANA DEVAYA TASMAI NAMAHA

TVAMEVA MATA CHA PITA TVAMEVA
TVAMEVA BANDHU SCHA SAKHA TVAMEVA
TVAMEVA VIDDHYA DHRAVINAM TVAMEVA
TVAMEVA SARVA MAM DEVADEVA

ASATYO MANHETI PRABHU PARAM SATYE TUN LAYA JA
UNDAA ANDHARETHI PRABHU PARAM TEJE TUN LAYA JA
MAHA MRUTYMANTHI AMRUT SAMIPE NATH LAYA JA
TUM HINO HUN CHHUN TO TUJ DARSHANANA DAN DAY JA



■

# કુળદેવી શ્રીઉમિયા માતાજીની આરતી

ઉમિયા દુ:ખ હરે, મા ઉમિયા દુ:ખ હરે,
આવ્યા શરણ તમારે (૨) બાળક દ્વાર પરે. ઉમિયા દુ:ખ હરે...

તું અંબા, તું તુળજા, તું બહુચર બાળી (૨)
તું ભુવનેશ્વરી માઈ (૨) જય વિજયા કાળી. ઉમિયા દુ:ખ હરે...

તું લક્ષ્મી સાવિત્રી, તું રાધે સીતા,
તું ગંગા ગાયત્રી, તું ગૌરી ગીતા. ઉમિયા દુ:ખ હરે...

આદ્યશક્તિ નારાયણી, તું મંગળ દાતા (૨)
બ્રહ્મા, વિષ્ણુ, સદાશીવ ગુણ તારા ગાતા. ઉમિયા દુ:ખ હરે...

માનો મંડપ લાલ ગુલાલ, શોભે બહુ સારી (૨)
દર્શન કરવા આવે અગણીત નર નારી. ઉમિયા દુ:ખ હરે...

ભાવ ન જાણું ભક્તિ ન જાણું નવ જાણું સેવા (૨)
વ્રજપાલ સિંહને રાખ્યા ચરણે સુખ દેવા. ઉમિયા દુ:ખ હરે...

ઉમિયા માની આરતી જે કોઈ ગાશે,
જે ભાવે ગાશે, ભણે રતિ રેવાના સુખ સંપત થાશે.
અતિ આનંદ થાશે, હર કૈલાશે જાશે,
મારી ઉમિયા દુ:ખ હરશે..... ઉમિયા દુ:ખ હરે...

ઉમિયા દુ:ખ હરે, મા ઉમિયા દુ:ખ હરે,
આવ્યા શરણ તમારે બાળક દ્વાર પરે. ઉમિયા દુ:ખ હરે...



■

# પ્રકરણ ૧

# 'કૂર્મી' શબ્દના પૌરાણિક ઉલ્લેખો

## કૂર્મીઓની ઉત્પત્તિ

ભારતીય સંસ્કૃતિનો પ્રારંભ વૈદિક કાળથી ગણાય છે. સિંધુખીણ સંસ્કૃતિની જેમ જ દેશના અનેક ભાગમાં થયેલાં ઉત્ખનન દરમ્યાન મળેલા ઐતિહાસિક આધારો પરથી એમ માનવાને કારણ છે કે ભારતીય સંસ્કૃતિનો પ્રારંભિક કાળ હજારો વર્ષ પુરાણો છે. હડપ્પા અને મોહેં-જો-ડેરો વગેરે સ્થળોનાં ઉત્ખનન દરમ્યાન મળી આવેલા અવશેષો એટલું તો સિદ્ધ કરે જ છે કે વૈદિક કાળથી યે અગાઉ સુગ્રથિત કહી શકાય તેવી માનવીય સંસ્કૃતિ વિકાસ પામી ચૂકી હતી. આ સંશોધનોએ ભારતીય સંસ્કૃતિને વિશ્વની અન્ય સંસ્કૃતિની હરોળમાં સ્થાન અપાવ્યું છે, એટલું જ નહીં, પરંતુ વિશ્વની અન્ય સંસ્કૃતિઓ જ્યારે નષ્ટપ્રાય: થઈ રહી છે ત્યારે ભારતીય સંસ્કૃતિ પોતાની આગવી વિશિષ્ટતાઓના કારણે તેના સત્ત્વનું ઓજસ પ્રસારવામાં અજરઅમર બની રહી છે.

માનવજાતિઓનો અભ્યાસ કરનારા નૃવંશશાસ્ત્રીઓ એવાં તારણો પર આવ્યા છે કે આર્ય જાતિ વિકાસની અગ્ર હરોળ પર રહી છે. હિંદુઓ, જર્મનો, રશિયનો, યહૂદીઓ અને ફ્રાન્સિસીઓની ગણના આર્ય જ્ઞાતિઓમાં થાય છે. કેટલાક વિદ્વાનોનો એવો પણ મત છે કે, અતિપ્રાચીન કાળમાં હિંદુઓ, જર્મનો, રશિયનો, યહૂદીઓ અને ફ્રાન્સિસીઓના પૂર્વજો એક જ પ્રદેશના નિવાસી હતા અને એક જ ભાષાનો ઉપયોગ કરતા હતા. કાળાન્તરે આ સમૂહો નવા નવા પ્રદેશોમાં દૂર દૂર ફેલાયા. તેમના પૂર્વજોના સ્થળાંતરના પરિણામે તથા નવા નવા લોકોના સંપર્કમાં આવવાથી તેમની રહેણીકરણી તથા પહેરવેશ અને આહારમાં પરિવર્તન આવ્યાં. તેમની મૂળ ભાષામાંથી સંસ્કૃત, યુનાની અને જર્મન ભાષાઓ જન્મી અને તે સ્વતંત્ર સ્વરૂપે અસ્તિત્વમાં આવી. અનેક વિદ્વાનો આજે પણ સંસ્કૃતને વિશ્વની અનેક ભાષાઓની જનની પણ માને છે.

લોકમાન્ય બાળગંગાધર ટિળકે **'વેદમાં આર્યોનો ઉત્તરધ્રુવ નિવાસ'** નામના  પુસ્તકમાં યુરોપીય વિદ્વાનોનાં સામાન્ય તારણોનો સ્વીકાર કર્યો છે, પણ તેમણે પોતાની વિદ્વત્તાપૂર્ણ દલીલોમાં આર્યોનું મૂળ નિવાસસ્થાન ઉત્તર ધ્રુવને દર્શાવેલ છે. વેદકાલીન આર્યોની મુખ્ય આજીવિકા પશુપાલન અને કૃષિ મનાઈ છે.

આર્યો અસંખ્ય નાના મોટા કબીલાઓમાં વહેંચાયેલા હતા. આથી વિપરીત, સિંધુ સંસ્કૃતિ વિકસિત સ્તરના માનવજીવનને પ્રગટ કરે છે. સિંધુખીણના અવશેષો પરથી જણાય છે કે, તેઓ મોટી વસ્તીના જથ્થામાં ઊંચાં-પાકાં મકાનોમાં નિવાસ કરતા હતા. નાની નાની ઔદ્યોગિક વસાહતો અને સામૂહિક આનંદપ્રમોદનાં સ્થળો પણ તેમણે સર્જ્યાં હતાં. હડપ્પામાં દેવી, લિંગનાં ચિહ્નો અને મૂર્તિના સ્વરૂપે શિવ તથા પૌરાણિક મૂર્તિઓની પૂજા પ્રચલિત હોવાના આધારો મળે છે. પરંતુ ઋગ્વેદમાં મૂર્તિપૂજાનું પ્રત્યક્ષ સમર્થન મળતું નથી. સિંધુખીણ સંસ્કૃતિના લોકો સમુદ્રનું જ્ઞાન ધરાવતા હતા. સમુદ્ર મારફતે તેમના વેપાર અને અવરજવરને સમર્થન મળે છે. આથી વિરુદ્ધ, આર્યોને તેનું જ્ઞાન ન હતું.

ભારતીય પરંપરા અનુસાર વેદમંત્રોના શબ્દો પરથી પૃથ્વી પર મોજૂદ સર્વ પ્રકારના પદાર્થો અને તેના ગુણધર્મો તેમજ કર્મોના ઉપયોગના અનુસંધાને તેનાં નામકરણ કરાયેલાં જોવા મળે છે.[1]

મહાભારતના આદિપર્વમાં એવું વર્ણન મળે છે કે, જગતપિતા બ્રહ્માથી જ્યારે કર્તવ્યશક્તિ ઉત્પન્ન થઈ[2] તેનું નામ વૈવસ્વત મનુ હતું, તેણે અથવા બ્રહ્માજીએ વિરાટ પુરુષથી પ્રાણીની સૃષ્ટિનું સર્જન કર્યું. આ અગાઉ વનસ્પતિઓ ઉત્પન્ન થઈ. અનેક પ્રકારની સૃષ્ટિના સર્જન બાદ બ્રહ્માજીએ દસ પુત્રોનું સર્જન કર્યું. બ્રહ્માના આ દસ પુત્રોમાં છ ઋષિઓ હતા. તેઓ તેમના માનસપુત્રો કહેવાયા. આ ઋષિઓને વેદ ઋચાઓ સાંભળીને તેનું માનવ ભાષામાં અર્થઘટન કરવા કહેવામાં આવ્યું. આ ઋષિમુનિઓએ તેમના જ્ઞાનનો લાભ લોકો સુધી પહોંચાડ્યો. આ છ ઋષિઓ પૈકીના એક મરીચિ ઋષિ હતા. તેમનો પુત્ર કશ્યપ હતો. જેની ઉત્પત્તિ અમૈથુનીય હતી, અને કશ્યપથી બધી પ્રજા ઉત્પન્ન થઈ હોવાનું મનાય છે. કૂર્મ અને કશ્યપ એક જ શક્તિ અને વ્યક્તિનાં નામ છે.

**કશ્યપી વૈ કૂર્મઃ શતપથ બ્રાહ્મઃ ।**

કશ્યપે જ બાકીની પ્રજા ઉત્પન્ન કરી અને આજે પણ પાટીદારોનું ગોત્ર કાશ્યપ તરીકે જાણીતું છે.

ભારતીય પૌરાણિક સાહિત્યમાં ત્રણ પ્રકારના દેવતાઓનો ઉલ્લેખ જોવા મળે છે. ઋગ્વેદ (૧૦-૭૨.૮)માં પહેલા પ્રકારનો ઉલ્લેખ થયો છે. બીજા



---

૧. મનુસ્મૃતિ, ૧-૨૧-૨૩.

૨. મહાભારત, આદિપર્વ, ૬૫-૧૦-૧૧.

પ્રકારના દેવતાઓનો ઉલ્લેખ મનુસ્મૃતિ (૧-૧૬)માં કરાયો છે. ત્રીજા પ્રકારના દેવતાઓ હતા દક્ષકન્યા અદિતિના બાર આદિત્યપુત્રો. આદિત્યના પુત્રોમાં ઈન્દ્ર, વરુણ, વિષ્ણુ વગેરે દેવતાઓની ગણના થાય છે અને આ જ માનવીઓના પૂર્વજ છે તેવી પૌરાણિક માન્યતા છે.

ભાષ્યકાર સાયણાચાર્ય વેદોને અપૌરુષેય માને છે, તેનો અર્થ એટલો જ કે વેદ મનુષ્યકૃત નથી ! ઋગ્વેદના મધ્યકાળમાં આર્યો સિંધુ અને સરસ્વતીની ખીણ સુધી ફેલાયા હતા. ઉત્તરાપથમાં તેમનો ગંગાતટ પર વિસ્તાર થયો હતો, ત્યારે ન તો નગરો વસ્યાં હતાં કે ન તો નાગરિકતાનું અસ્તિત્વ હતું. પરંતુ તેમની રહેણીકરણીમાં ત્યારની સંસ્કૃતિ પ્રગટ થયેલી જોવા મળે છે. કૌટુંબિક પરંપરા ત્યારે પ્રચલિત થઈ હતી. કુટુંબનો વડો અથવા પિતા કુળનો મુખી મનાતો હતો. જ્ઞાતિ અને વર્ણભેદ ઋગ્વેદના કાળમાં જોવા મળતાં નથી. વેદ શાસ્ત્રની વાણી **'વસુધૈવ કુટુંબકમ્'**ને ચરિતાર્થ કરતી પરિકલ્પના સર્જાઈ ચૂકી હતી.

ડૉ. રાઘેય રાઘવ લખે છે, ટોટમ (Totem) અને ટેબૂ (Taboo)ના સંદર્ભે જ્ઞાતિઓના ભેદ સમજવા જરૂરી છે. જેમ કે, મુસલમાનને સૂવર (ભૂંડ) બાધ્ય છે, અર્થાત્, સૂવર (ભૂંડ) મુસલમાન માટે ટેબૂ છે.[૩] આચાર્ય ક્ષિતિમોહન સેને અને અન્યોએ પોતાનાં પુસ્તકોમાં ટોટમ જ્ઞાતિઓની સૂચિ આપેલી છે. તેમાં કૂર્મજ્ઞાતિ અને કૂર્મ - જેનું ટોટમ જ્ઞાતિનું હિંદી રૂપાંતર કૂર્મ દર્શાવ્યું છે.[૪]

પ્રોફેસર એમ. વિલિયમ કૃત સંસ્કૃત-અંગ્રેજી શબ્દકોશમાં કૂર્મીઓનો અર્થ આપેલો છે - 'અતિશક્તિમાન પુરુષ'. વેદોના વિખ્યાત ભાષ્યકાર સાયણે વેદોમાં આવેલ 'તુવીકૂર્મી'ની વ્યાખ્યા કરી છે - **'એક એવો પરમવીર પુરુષ જે યુદ્ધમાં દુર્લભથી દુર્લભ વીરોચિત નિપુણતા દર્શાવી શકે.'** ઈન્દ્રને વેદો અનુસાર પરમવીર, અજેય, દેવ-દેવતાઓનો રક્ષક તથા મિત્ર તેમજ એક સાચા આદર્શ ક્ષત્રિયના સંપૂર્ણ ગુણોથી સંપન્ન કહેવાયો છે. આચાર્ય શંકરના મત અનુસાર–

**'ઈન્દ્રો માયાવિ પુરુરૂપ ઈયતે'**

અર્થાત્ ઈન્દ્ર પરમેશ્વર છે, જે માયા દ્વારા અનેક સ્વરૂપને ધારણ કરી શકે છે.



૩. પ્રાચીન ભારતીય પરંપરા ઔર ઈતિહાસ. ૧૯૫૩. લેખક : ડૉ. રાઘેય રાઘવ. પ્ર. આત્મારામ ઍન્ડ સન્સ, દિલ્હી.

૪. આચાર્ય ક્ષિતિમોહન સેન - ભારત વર્ષ મેં જાતિભેદ, પૃ. ૧૧૪, ઇ. થર્સ્ટન 'કાસ્ટ્સ ઍન્ડ ટ્રાઈબ્સ ઑફ સધર્ન ઇન્ડિયા'.

સૌથી પહેલાં પરાશર અને વારાહમિહિરે જાહેર કર્યું કે, ભારતવર્ષ નવ ખંડોમાં વિભક્ત છે. પાછળથી આ ધારણાને કેટલાક પુરાણોના લેખકો પણ ગ્રાહ્ય રાખે છે. માર્કંડેય પુરાણના કૂર્મ નિવેશખંડમાં ભારતવર્ષની સપાટીને પૂર્વાભિમુખ કૂર્મ અથવા કાચબાની ઊપસેલી પીઠ જેવા આકાર તરીકે દર્શાવાયેલ છે. આ માન્યતા આજે પણ ભારતની ભૌગોલિક વિશેષતાઓ તપાસતાં સુસંગત જણાય છે.

'કુમ્બી'નો અર્થ થાય છે એક ગૃહસ્થ. પશ્ચિમ ભારતની એક મહાન કૃષક જ્ઞાતિ (વેદોપરાન્ત કાળનો સંસ્કૃત શબ્દ 'કુટુમ્બિક') જો કે આદિ શબ્દનું સંસ્કૃત રૂપ હોઈ શકે. આ નામ ઉત્તર ભારતમાં કૂર્મી (કૂરમી) રૂપે પણ પ્રચલિત છે. જ્યાં આ જ્ઞાતિના લોકો ગંગા નદીના કિનારા વિસ્તારમાં, તેના તટપ્રદેશમાં તથા દક્ષિણનાં ક્ષેત્રોમાં બહોળી સંખ્યામાં વસેલા છે.[૫] આ જ જ્ઞાતિના લોકોને ગુજરાતમાં કણબી-કનબી-કુણબી તથા મહારાષ્ટ્રમાં અને મધ્યપ્રદેશમાં કુનબી તથા દક્ષિણ ભારતના કુનબીની તુલના મદ્રાસ તેલુગુ પ્રદેશના નાયડુ, કામ્પુસ, રેડ્ડી અને અન્યત્ર વિવિધ નામે આ જ્ઞાતિ ઓળખાય છે.

કણબી અને અન્ય જાતિઓના ઉલ્લેખવાળું આ કાવ્ય રસપ્રદ છે :

કુર્મવંશ, કુશવંશ, રાના વ પવાર આદિ,<br>
ઠાકુર, ચંદેલ, ગુજરાતી જય સવાર હૈ ।<br>
ઘોડે ચડે સિંગશૈર, કાન્યકુબ્જ કચ્છવાહ,<br>
ઔર સેંગર, સોલંકી, યદુવંશ, સૈઢવાર હૈ ।<br>
કર્મકુલ લવવંશ તેલંગ, મૈસલ આન્ધ્ર,<br>
કુર્મ ચંદેરી ચન્દ્રનીય કટિયાર હૈ ।<br>
વૈંસવાર, વંશબાર ઔધિયા સયાન ઔર,<br>
ચૌધરી, ચૌહાણ, રાજપૂત પરુવાર હૈ ।[૬]

પાદરી ડૉ. જહોન વિલિયમના મત અનુસાર કુરમી, કુનબી અને કુમ્બી એક જ જ્ઞાતિનાં રૂપાંતરિત નામ છે. જો કે સંસ્કૃત ધાતુ 'કૂમ' યા કુલમીથી બને છે. જેનો અર્થ થાય છે કૃષીય કાર્ય કરનારા. પાછળથી હિંદીમાં 'કુરમી' ગુજરાતીમાં 'કણબી' અને મરાઠીમાં 'કુનબી' થઈ ગયું. પ્રસિદ્ધ સમાજશાસ્ત્રી



૫. ઍન્સાઇક્લોપીડિયા ઑફ બ્રિટાનિકા
વૉલ્યુમ-૧૩, પ્રથમ આવૃત્તિ : ૧૯૨૯, પાન - ૫૧૭.

૬. કૂર્મી ક્ષત્રિય હિતૈષી, ઈ.સ. ૧૯૧૨, અંક-૧૪.

ડૉ. જી. ઓપર્ટ આ મત સાથે જો કે સંમત નથી, કારણ કૃષમી શબ્દ સંસ્કૃતમાં જોવા મળતો નથી.

પ્રસિદ્ધ માનવ નૃવંશશાસ્ત્રી સર ડબલ્યુ. વિલિયમ ક્રૂકે પોતાના પુસ્તકમાં કુરમી એટલે કુનબીઓનું વર્ણન આ રીતે કર્યું છે : 'એક મહત્ત્વપૂર્ણ કૃષક જાતિ જે પ્રાન્તમાં બધે જ વસેલા છે. અનેક વ્યુત્પત્તિ આ નામ માટે જ બનાવાઈ છે. કેટલાકની માન્યતા છે કે તેમની વ્યુત્પત્તિ સંસ્કૃતના 'કૃષિ' શબ્દમાંથી થઈ છે, જેનો અર્થ છે ખેતીકાર્ય. અન્ય કેટલાકના મત અનુસાર, આ શબ્દ 'કૂર્મ'થી ઉત્પન્ન થયેલ છે. જો કે તે વિષ્ણુ અવતારનું એક રૂપ છે. કૂર્મ અથવા કચ્છપ, જેના માટે એક એવી માન્યતા છે કે તેના પર પૃથ્વી ટકી રહી છે. આજે પણ અન્ય ખેતી કરતી જ્ઞાતિઓ તેની પૂજા કરે છે.'

આ સંદર્ભમાં પ્રો. જે. એફ. હેવિટે કુરમી જ્ઞાતિઓ અને તેની સમવર્ગીય કેટલીક જ્ઞાતિઓનો વિદ્વત્તાપૂર્ણ અભ્યાસ કર્યો છે. ખાસ કરીને પ્રાચીનકાળમાં કૂર્મીઓની શું ભૂમિકા રહી છે, તેનું સંશોધન તેમણે કર્યું છે. આ સંશોધનકાર્યને ઓરિયેન્ટલ પબ્લિશર્સ, દરિયાગંજ, દિલ્હીએ ઈ.સ. ૧૯૭૨માં 'ધી રૂલિંગ રેસીસ ઑફ પ્રિહિસ્ટોરિક ટાઈમ્સ' નામનું અંગ્રેજી પુસ્તક પ્રગટ કર્યું છે. આ ગ્રંથના લેખક પ્રો. જે. એફ. હેવિટનું મંતવ્ય છે કે, કુરમી (Kurmis), કુરમ્બસ (Kurambas), કુદમ્બસ (Kudambas), કુદમ્બીસ (Kudambis) ભારતની સિંચિત ખેતી કરનારી મહાન જ્ઞાતિઓ હતી. (were the great irrigating agricultural races of India) જે કુર (કચ્છપ) એટલે કે કૂર્મનાં સંતાનો છે.

પ્રો. હેવિટે તેમના પુસ્તકમાં પ્રાગ્ ઐતિહાસિક કાળની કેટલીક પ્રમુખ શાસક જ્ઞાતિઓનો પણ સવિસ્તર ઉલ્લેખ કર્યો છે જે ભૂતકાળમાં ભારતમાં અને એશિયાના કેટલાક પ્રદેશોમાં વિદ્યમાન હતી.[૭] આ જાતિઓના સંદર્ભમાં પ્રો. હેવિટ લખે છે : ટુરાનિયન લોકો (Turanians) વ્યંજન-ધ્વનિનો પ્રયોગ કરતા ન હતા. એટલે ફ્રાઈયાનો (Fryano) ચોક્કસ ટુરાનિયન શબ્દ રહ્યો હશે. તથા વીરુઆનો (Viruano) એક જ્ઞાતિ અવશ્ય રહી હશે, જેનો ઈષ્ટ દેવતા વીરુ હશે. મથુરામાં રાજ્ય કરતી ટોળીનું નામ કુરુમ્બસ (Kurumbas) હતું, જે ભરવાડની એક જાતિ હતી. આ જ્ઞાતિ આજે દક્ષિણ ભારતમાં સર્વત્ર ફેલાયેલી છે. કલ્યાણકારી વરુ લિંગિત દેવતા છે તે શક્તિ-પૂજાના પ્રતીક હતા.



૭. પ્રો. જે. એફ. હેવિટ, **'ધી રૂલિંગ રેસીસ ઑફ પ્રિહિસ્ટોરિક ટાઈમ્સ'**. પ્ર. ઓરિયેન્ટલ પબ્લિશર્સ, દરિયાગંજ, દિલ્હી, ઈ.સ. ૧૯૭૨.

આ બધા પોતાને ઘોષિત કરે છે ઇડાઈયાસ (Idaiyas) અથવા ઇડા (Ida) અથવા એદા (Eda)નાં સંતાન જે કુરમી યા કુદુમલિસ નામની મહાન કૃષક જાતિના વંશજ હતા.[૮]

પ્રો. હેવિટના મત અનુસાર પ્રાગ્ ઐતિહાસિક કાળમાં શિવલિંગ ઇડાઈયાસ (Idaiyas) નામના લોકો દ્વારા પૂજાતાં હતાં. આ લોકો કૂર્મી જાતિઓનાં અંગ હતા. નાગપૂજક એક સમુદાય હતો. જે મતાબલમ્બીઓ તરીકે ઓળખાતા અને નાગવંશીય ક્ષત્રિય પોતાની ઉત્પત્તિ તેમનામાંથી થઈ તેવું માને છે. કૂર્મીઓ નાગવંશી મતાબલમ્બી લોકો હતા. આથી એ આધારભૂત બને છે કે પ્રાગ્ ઐતિહાસિક સમયમાં જ્યારે આર્યોમાં વર્ણવ્યવસ્થા સ્થાપિત થઈ ન હતી, તે પહેલાં પણ કૂર્મી નામની એક શાખા તરીકે હિન્દુઓમાં તેનો એક પ્રકાર ખૂબ જાણીતો હતો. પ્રો. હેવિટના સંશોધનમાં તે પણ બતાવ્યું છે કે, તેઓ શૈવ હતા. શિવલિંગ અને લિંગિક દેવતાના તેઓ ઉપાસકો હતા.

અસિરિયા અને ઇજિપ્ત (મિસર) દેશનો ધાર્મિક ઇતિહાસ એ સાબિત કરે છે કે, બંને દેશોમાં દેવતાઓનું આગમન સમુદ્રમાર્ગે થયું હતું. અક્કર્ડિયન લોકો સૂતરનાં કપડાં ભારતમાંથી પ્રાપ્ત કરતા હતા. જૂની બેબીલોન સંસ્કૃતિના ઉલ્લેખોમાં શેપ્તકુર્રી (SEPTKURRI) એટલે કૂરનું કપડું કહેવાતું હતું. આજે પણ ખાનદેશના કૂર્મીઓ દ્વારા કામ્બેની ખાડી પર કપાસનું વાવેતર કરવામાં આવે છે. દક્ષિણમાં કામ્પુસ એટલે કપાસનું વાવેતર કરનાર તેવો અર્થ થાય છે. તેઓ પણ કૂર્મીઓ છે. હાલ નાયડુ અને રેડ્ડી તરીકે ઓળખાય છે.

ભગવાન વિષ્ણુનો કૂર્માવતાર કૂર્મ એટલે કચ્છપ રૂપમાં થયો. આ હિંદુઓ માટે ધર્મમત અનુસાર એક મહત્ત્વપૂર્ણ ઘટના હતી. પ્રોફેસર હેવિટના ઉપરોક્ત વિવરણને કારણે આ વાતને અનુમોદન મળે છે કે, પ્રાચીન કાળમાં આ લોકો ભગવાન કૂર્માવતારના ઉપાસકો હતા. અને આ લોકો પોતાના ઇષ્ટદેવ કૂર્મ ભગવાનના ઉપાસક હોવાના કારણે પાછળથી કૂર્મી તથા કૂરમી જ્ઞાતિબોધક નામથી ઓળખાવા લાગ્યા. કૂર્મીઓની વધુ ઓળખાણ આપતાં તેઓ લખે છે : 'પરમ પવિત્ર અને પરમ પુરાતન જૈન પૂજાસ્થળ ઊન જિલ્લામાં આવેલું છે જેને પ્રાચીન કાળમાં સિંધુ સુવર્ણ અને સૌરાષ્ટ્ર કહેતા હતા. ઉત્તરમાં જ્યાં સતલજ નદી છે અને પશ્ચિમ ઘાટના બંદરગાહોની આસપાસના તે બધા પ્રદેશને મહાભારતમાં ભગદત્ત (BHGADATTA) કહ્યો છે. ભગ જો કે ખાદ્ય ફળોનો



૮. પ્રો. જી. વી. પર્ટ, 'ઓરિજીનલ ઇન્હેબીટન ઑફ ભારતવર્ષ,' ભાગ-૨, પૃષ્ઠ ૨૩૭-૩૯.

દેવતા છે. જેના દ્વારા આપવામાં આવેલ કૂર્મી ખેડૂતો (Kurmi cultivators)ની  ઉદ્યાનભૂમિ જેમા કપાસ, ગળી, શેરડી, પુરાતન સૌરાષ્ટ્ર કે કાઠિયાવાડ અને ગુજરાતની ફળદ્રુપ ભૂમિમાં ઉગાડવામાં આવ્યા હતા.[૯]

અહીં અત્રે એ વાતનું ધ્યાન રાખવા જેવું છે કે, ગુજરાતના કૂર્મીઓ ભારતભરમાં ખેતીકામ માટે જાણીતા હતા. મધ્યપ્રદેશના કૂર્મીઓ જે છે તે ગુજરાતમાંથી સ્થળાંતર થયેલા છે. આધુનિક ગુજરાત રાજ્ય અને સૌરાષ્ટ્ર પ્રદેશના પટેલબંધુઓ પોતાના કૃષિકાર્યમાં પરિશ્રમ, ક્ષમતા તથા નિપુણતા અને વ્યાવસાયિક સૂઝ માટે ખૂબ પંકાયેલા છે. ૧૯૨૮ના બારડોલી સત્યાગ્રહ વખતે પણ પાટીદાર કનબી અને કણબી તરીકે તેમને ઓળખવામાં આવતા હતા. આ બધાના પૂર્વજો પ્રાચીન કાળમાં કૂર્મી એટલે કૂર્મી જ્ઞાતિના નામથી એક મહાન ખેતી કરનાર જ્ઞાતિ તરીકે ઓળખાતા હતા. તેનું વર્ણન પ્રો. હેવિટે પોતાના પુસ્તકમાં વિસ્તારથી આપ્યું છે. તે પણ સર્વસ્વીકૃત વાત છે કે, ગુજરાત તથા સૌરાષ્ટ્રના કિનારા પર આવેલાં બંદરોના સમુદ્રમાર્ગથી સુદૂર દેશોમાં વેપાર ચાલતો, જેમાં કાચા તેમજ તૈયાર માલની આયાત-નિકાસ થતી. જેવી રીતે કાલિકટનું પેદા થયેલું સૂતરાઉ કપડું પરદેશમાં પ્રાચીન કાળમાં કેલિકો (Calico) કપડાં તરીકે પ્રસિદ્ધ હતું. તે જ રીતે ખાનદેશમાં કૂર્મીઓ દ્વારા ઉત્પન્ન કરેલ કપાસથી બનેલું કપડું ક્ષેપતકુર્રી નામથી પરદેશમાં વિખ્યાત હતું. ખાનદેશના કૂર્મીઓ પાટીદાર પરિષદોમાં હાજરી આપતા હતા.

એ તારણ ઉપર આવવું ખૂબ જ ઉચિત છે કે એક પરદેશી હોવા છતાં પ્રો. હેવિટે ખૂબ પરિશ્રમ દ્વારા પ્રાચીન કાળના કૂર્મીઓના ઈતિહાસનું સંશોધન કરી પ્રશંસનીય કાર્ય કર્યું છે. જ્યારે ભારતીય ઈતિહાસકારોએ આ તરફ ખાસ લક્ષ આપ્યું નથી. કૂર્મી જ્ઞાતિની બાબતમાં થયેલ સંશોધન તરફ તેમણે લક્ષ આપવું જોઈએ.

પ્રો. હેવિટ પોતાના પુસ્તકમાં પાન નં. ૪૨૯ પર કૂર્મીઓના રીતરિવાજો પર, તેમાં ખાસ કરી વિવાહસંબંધી એક પ્રસંગનો ઉલ્લેખ કરે છે 'આ આંબો અથવા આંબાના વૃક્ષરૂપી માઁની પૂજાવંદના કરતાં આ જ વૃક્ષની સાથે પહેલાં કૂર્મી જ્ઞાતિના વર જે કૂર અને કચ્છપ જ્ઞાતિનાં સંતાનો છે. પોતપોતાના ભાઈઓનો  પહેલાં વિવાહ સંસ્કાર સંપન્ન કરવામાં આવે છે. અંબા તથા મહાભારતના રાજકૂલોની માતાઓ અંબિકા અને અંબાલિકાનાં નામો તેમાં સંબંધિત છે.'

---

૯. એજન, પાન નં. ૩૨૪.

આપણે જાણીએ છીએ કે, આંબાને આમ્ર અને અંબ તરીકે પણ ઓળખવામાં આવે છે. પુરાતન કાળમાં કૂર્મીઓનો વ્યવસાય ખેતી હોવાના કારણે આંબાના વૃક્ષમાં માતા અંબાની કલ્પના કરવામાં આવી હોય. આજે તો રીતરિવાજોમાં ઘણું પરિવર્તન આવ્યું છે, તેના માત્ર થોડા અંશ જ જોવા મળે છે. કેટલાક રીતરિવાજો આજે પણ પરિવર્તિત રૂપમાં જોવા મળે છે. આજે કદાચ એ રિવાજ હાસ્યાસ્પદ લાગે પરંતુ પ્રચલિત હતા તે સત્યને નકારી શકાય તેમ નથી. દા.ત. ઉત્તર ગુજરાતના પાટીદારોમાં એકતિથિનાં લગ્નો થતાં અને ખીજડાના વૃક્ષમાંથી એક જ માણેકસ્તંભ બનાવવામાં આવતો. તે રીતે કચ્છી પટેલોમાં પોતે વહેરણીયા હોવાના કારણે પોતાની જાનને થોડાક સમય માટે તડકામાં ઊભી રાખે છે. આ બધા રિવાજો પાછળ કંઈ ને કંઈ હેતુ રહેલો હોય છે.

પ્રો. હેવિટે કૂર્મીઓ દ્વારા જે વિવાહ-ઉત્સવ યોજવામાં આવતો, તેનો ઉલ્લેખ કર્યો છે. આમ્રવૃક્ષ સાથે કૂર્મી યુવાનોનો વિવાહ કરવાનો રિવાજ તો હવે લુપ્ત થઈ ગયો છે, પરંતુ આજે પણ ઉત્તર ભારતના કૂર્મીઓમાં આ શુભ પ્રસંગે મા અંબા તરફ અતૂટ શ્રદ્ધા બતાવવામાં આવે છે. સુંદર મંડપો બાંધવામાં આવે છે. લાકડીનો થાંભલો રોપવામાં આવે છે. તે પણ હળ આકારનો હોય છે. પાટીદારોનાં લગ્ન વખતે કેટલાંક પ્રતીકો જોવા મળે છે તે પણ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ખેતીમાં વપરાતાં સાધનો હોય છે. દેવી અંબા તથા પુરાતન કાળમાં કૂર્મીઓના લગ્નપ્રસંગો પર આમ્રવૃક્ષની સાથે વરનો પહેલો વિવાહ કરવો અને ત્યાર બાદ પોતાની થનારી વહુ સાથે. આ રિવાજો પાછળ કયો ધાર્મિક હેતુ હશે અને ક્યારે ક્યારે તેમાં કેટલાં પરિવર્તનો આવ્યાં તે એક સંશોધનનો વિષય છે. આજે પણ પાટીદારો શક્તિપૂજાના ઉપાસકો રહ્યા છે. પોતાની કુળદેવી તરીકે તેઓ ઉમા કે અંબાનું પૂજન કરે છે.

રિસલેએ પોતાના પુસ્તકમાં મહાભારતના યુદ્ધની પ્રમુખ વ્યક્તિઓનો ઉલ્લેખ કર્યો છે. જેમાં અંબાની પ્રચલિત વાર્તાનો પણ ઉલ્લેખ આવે છે. ભીષ્મ અંબા અને અંબાલિકાને જબરજસ્તીથી વિચિત્રવીર્યની પત્ની બનાવવા ઉઠાવી લાવ્યો હતો. શાલ્વને અંબા મનથી પતિ માની ચૂકી હતી, પણ તેણે ઈન્કાર કરી દીધો. એટલે અપમાનિત અંબાએ ભીષ્મનું વેર લેવાનું નક્કી કર્યું. અંબાએ શિવની પૂજા કરી. તેણે ઉભયલિંગી બાલિકાના રૂપમાં પંચાલનરેશ દ્રુપદને ઘેર જન્મ લીધો. તેનું નામ શિખંડી પડ્યું, જેના હાથે ભીષ્મનો વધ થયો. એટલે તે સાર્વત્રિક દેવી તરીકે અંબા, ઉમા અને પાર્વતી તરીકે પૂજાવા લાગી. અંબા, શાલ્વ અને ભીષ્મ દ્વારા વિવાહ માટે તરછોડાઈ ગઈ હતી. માટે સાંકેતિક

રૂપમાં પ્રાચીન કાળમાં વહુને પરણ્યા પહેલાં કૂર્મી વરના આંબાના વૃક્ષ સાથે વિવાહ કરવામાં આવતા. (They thus established the Aam or Mango tree as the mother tree of the males of the Kurmi or tortoise race, to which they are first wedded before being married to their wives.)[૧૦]



શ્રી રિસલેના શબ્દાનુસાર આ રીતે આંબાના વૃક્ષને કૂર્મી અને કશ્યપ જ્ઞાતિના પુરુષોની માતા વૃક્ષના રૂપમાં પ્રસ્થાપિત કરવામાં આવી. એટલે લોકો પોતાની વહુઓનો વિવાહ કરતાં પહેલાં વૃક્ષ સાથે વિવાહ યોજે છે.

શીખોના ગુરુ અર્જુન દેવે પણ પોતાના શબ્દોમાં શ્રીહરિને અનેક નામો જેવાં કે ગોપીનાથ, ભક્તવત્સલ, વાસુદેવ વગેરે નામોથી સંબોધિત કર્યાં છે. તેમાં તે કહે છે, 'मछ कछ कुरम आग्या अउत्तरासी' આ બંને ચરિત્રો ક્રમશઃ મત્સ્યપુરાણ અને કૂર્મપુરાણમાં અંકિત કર્યાં છે. કૂર્મપુરાણ અનુસાર શ્રીહરિએ કચ્છપનું રૂપ ધારણ કર્યું. અને સમુદ્રમંથનના સમયે કૂર્મીરૂપી નારાયણની કૃપાથી પારિજાત, હરિચંદન, પાંચ કલ્પવૃક્ષ, કૌસ્તુભમણિ, ચંદ્રમા, ઐરાવત, કામધેનુ, ઉચ્ચૈઃશ્રવા ઘોડો, લક્ષ્મી, હળાહળ ઝેર વગેરે મળ્યું. આ કૂર્માવતારને કારણે પ્રાપ્ત અમૃતથી દેવો અમર થઈ ગયા.

વાચક વર્ગ પ્રો. હેવિટ અને વિદ્વાન રિસલેના શોધગ્રંથોમાં વર્ણવેલ પૌરાણિક આખ્યાનોથી પરિચિત થયેલો છે. તેથી સત્યતા સાથે સહમત હો કે ન હો પરંતુ તેના વિવેચનથી એક વાત સ્પષ્ટ થાય છે, જે આંખે વળગે તેવી છે કે, મહાભારત યુદ્ધ એટલે મહાભારત કાળમાં કૂર્મવંશીય લોકો અથવા કહો કે, કૂર્મીઓના પૂર્વજો અવશ્ય વિદ્વાન હતા. જ્યારે તેમની ગણના શાસક જ્ઞાતિઓમાં થતી હતી. પ્રાગ્ ઐતિહાસિક યુગમાં પણ કૂર્મી જનસાધારણ જ્ઞાતિનો ઉલ્લેખ વરસાદી ખેતીહાર તરીકે જોવા મળ્યો છે.[૧૧]

**તુવી કૂર્મી ઈન્દ્ર :** કૂર્મી ક્ષત્રિય જન હિંદી ભાષાના પ્રદેશોમાં કૂર્મી, ગુજરાતમાં પાટીદાર કે પટેલ, મહારાષ્ટ્રમાં કુનબી કે મરાઠા કે પાટીલ, આંધ્રપ્રદેશમાં રેડ્ડી અને કાંપૂ, કર્ણાટકમાં કમ્પા, વક્કલિંગર, કૂલબી અને ઉડિયામાં કૂર્મા નામથી ઓળખાય છે. સારાયે દેશમાં કૂર્મીઓની વસ્તી ૧૦ કરોડથી ઓછી નથી અને આ જ્ઞાતિના લોકો દેશના વિભિન્ન ભાગોમાં વસે છે તથા લગભગ દોઢ હજાર ઉપનામો ધરાવે છે. મહાનગરી દિલ્હીમાં જ કૂર્મીઓની વસ્તી ૮૦ હજાર જેટલી છે.



---

૧૦. રિસલે 'ટ્રાઈબ્સ એન્ડ કાસ્ટ્સ ઓફ બંગાળ', ભાગ ૪થો, પૃષ્ઠ ૫૩૧.
૧૧. ડૉ. દિલાવરસિંહ જયસવાર 'પ્રાગ્ ઐતિહાસિક કાલ મેં કૂર્મી જાતિ', નઈ દિલ્હી, ૧૯૯૩.

કૂર્મી લોકો અને તેમનું અસ્તિત્વ પ્રાગ્ ઐતિહાસિક કાળમાં પણ જોવા મળે છે. વૈદિક કાળમાં પણ તેના ઉલ્લેખો મળે છે. ઋગ્વેદ વિશ્વનો પ્રાચીન અને આર્યનો પ્રથમ ગ્રંથ મનાય છે. વેદના ઘણા મંત્રોમાં ઈન્દ્રના ગુણ, કર્મ અને સ્વભાવ વ્યક્ત કરવા માટે કૂર્મી શબ્દ સંજ્ઞા તથા વિશેષણના રૂપમાં વાપરવામાં આવ્યો છે. વેદના પ્રસિદ્ધ ભાષ્યકાર સાયણાચાર્યે પણ ઋગ્વેદ (૫/૬૯/૨)માં ક્ષત્રિય શબ્દનો અર્થ ઈન્દ્ર કર્યો છે. વૈદિક પ્રમાણોથી સ્પષ્ટ થાય છે કે, કૂર્મ, ક્ષત્ર, ઈન્દ્ર વગેરે શબ્દના અર્થ **બહુવિધિ કર્મા ઈન્દ્ર** અર્થાત્ સંગ્રામમાં નાનાવિધિ કર્મા બળવાન, વીર્યવાન ઈન્દ્ર વગેરે છે. કૂર્મી શબ્દ વેદના અનેક મંત્રોમાં છે. એટલે કૂર્મી શબ્દોની પ્રાચીનતા અને તેની મહાનતા આપોઆપ સિદ્ધ થઈ જાય છે.

કેટલાક વિદ્વાનો કૂર્મી વંશની ઉત્પત્તિ કૂર્મ ઋષિની સાથે જોડે છે. તેમની માન્યતા મુજબ તેમનો વંશ વધતાં વધતાં વિશાળ કૂર્મી જ્ઞાતિના રૂપમાં આજે વિદ્યમાન બન્યો. એ સાચું છે કે વૈદિક કાળમાં કૂર્મી ઋષિ થઈ ગયા. તેમના પિતા ગૃત્સમદ ઋષિ હતા. અને તે બંને ઋગ્વેદના મંત્રદ્રષ્ટા હતા. એટલું જ નહીં પણ સૂક્તોના રચયિતા પણ હતા. કૂર્મી ઋષિ જો કે રાજા વિત્તહવ્યના પુત્ર હતા. તેમના સંબંધમાં સ્કંદપુરાણમાં ઉલ્લેખ આવે છે. (माला मालिनी भक्तस्य कूर्मनाम्ने ऋषे कुले... प्राति वद्वैना ॥ ६६ ॥)[૧૨]

ભગવાન વિષ્ણુના દસ અવતારોમાં પ્રથમ મત્સ્યાવતાર અને બીજો કૂર્માવતાર માનવામાં આવે છે. કૂર્મ ભગવાનનો અવતાર ભારતના ઉત્તર ખંડમાં માનવામાં આવ્યો છે. જે સ્થાન પર ભગવાન કૂર્મનો જન્મ થયો હતો તે સ્થળ ચંપાવત છે.[૧૩] આજે ત્યાં કૂર્મ ભગવાનનું મંદિર પણ છે. તેમનાં પગલાંનાં ચિહ્ન પથ્થરશિલા પર અંકિત છે. આપણે જાણીએ છીએ કે, ચંપાવત હાલના ઉત્તર પ્રદેશના નૈનીતાલ જનપદની એક ઉચ્ચનગરી છે અને કૂર્માચલ પ્રદેશની સ્થાયી બોલીને કૂમાઉ તરીકે ઓળખવામાં આવે છે. આજે પણ ત્યાંના પ્રદેશના લોકોની બોલી કૂમાઉ તથા કૂમાયલી નામથી ઓળખાય છે.

ભૂગર્ભશાસ્ત્રીઓનું માનવું છે કે, જ્યાં હાલ હિમાલય ઊભો છે ત્યાં હજારો વર્ષ પૂર્વે અગાધ સાગર હતો. પ્રસિદ્ધ ઈતિહાસકાર ડૉ. હસમુખ સાંકળિયાનો મત પણ એવો જ છે. તેમના મત મુજબ પૂર્વકાળમાં કાશ્મીરની ભૂમિ જળમય હતી જેને કશ્યપ ઋષિએ પોતાના તેજથી સૂકવી દીધી હતી. કાશ્મીરની



૧૨. સ્કંદપુરાણ, ૩૩/૬૬.
૧૩. ડૉ. દિલાવરસિંહ જયસવાર, 'તુવી કૂર્મી ઈન્દ્ર', ૧૯૯૨.

'રાજતરંગિણી' અને 'નીલમતપુરાણ'માં ઉલ્લેખ મળે છે કે, કાશ્મીરની ભૂમિ પહેલાં જળમાં ડૂબેલી હતી. કશ્યપે (કૂર્મે) તેને બહાર કાઢી.[૧૪]



પુરાણમાં વિષ્ણુ ભગવાનના પૃષ્ઠ ભાગને કૂર્મ કહ્યો છે. જો શરીરનો આધારસ્તંભ ન હોય તો શરીર સીધું ઊભું રહી શકે નહીં. શરીરને સીધું રાખવાનું કાર્ય મેરુદંડનું છે. એટલા માટે કૂર્મ-કશ્યપના સમાન કઠોર પૃષ્ઠ ભાગને કૂર્મ કહ્યો છે. ભગવાન વિષ્ણુનાં શારીરિક અંગોનું પુરાણમય રૂપ એક પ્રકારનું સંસારના પ્રાથમિક શરીરનું દ્યોતક છે. તેના શીર્ષને બ્રહ્મ, કંઠને બ્રહ્માંડ, હૃદયને પદ્મ અને પીઠને કૂર્મ કહ્યાં છે તથા અન્ય અંગોનું પુરાણમય રૂપ પદ્મપુરાણના સ્વર્ગ ખંડમાં જોવા મળે છે.[૧૫]

તેનાથી એવી જાણકારી મળે છે કે, સમાજને સારી રીતે ચલાવવા માટે મેરુદંડ અને પૃષ્ઠ ભાગની જવાબદારી જે વર્ગને આપી હતી તે કૂર્મનામ. તે પાછળથી જાણવા મળ્યું. તેમનું દાયિત્વ હતું ખાદ્ય અનાજ ઉત્પન્ન કરવું, સમાજના પેટને પોષવું અને દુશ્મનોના આક્રમણની સ્થિતિ વખતે યોદ્ધાનું રૂપ ધારણ કરવું તથા શત્રુનો નાશ કરવો. આમ કૂર્મી લોકો દાતરડું અને તલવાર કુશળતાથી ચલાવી શકતા.[૧૬]

કૂર્મીને સમાજ અને રાષ્ટ્રોનો મેરુદંડ કહ્યો છે, કારણ કે તે સમગ્ર વિશ્વનો પોષણ કરનાર હતો. જગતનો તાત હતો. કૂર્મ ભગવાન કઠોરતા, કર્મઠતા, સહનશીલતા, પૌરુષતા અને લોકકલ્યાણની ભાવનાના દ્યોતક હતા. પૂર્વવર્ગમાં આજે પણ તેમનાં લક્ષણો જોવા મળે છે.

પુરાણમાં વર્ણન છે કે, સાગરમંથન વખતે કૂર્મ કચ્છપે લોકકલ્યાણની ભાવનાથી પોતાની પીઠ પર મંદરાચલ પર્વતની મથની ચલાવવાનું કષ્ટ ઉપાડીને નિષ્કામ લોકસેવાનો આદર્શ નમૂનો પૂરો પાડ્યો હતો. સાગરમંથનના હેતુથી કૂર્મરૂપ ધારણ કરીને જગતના કલ્યાણની રક્ષા કરનાર વિષ્ણુને એટલા માટે **'આદિ કૂર્મ'** તરીકે સંબોધિત કરવામાં આવે છે.

> અનંતો વાસુકિઃ શેષો કરાહો ધરણીધરઃ
> પયક્ષીર વિવેદાઢ્યો હંસો હયગિરિસ્થિતઃ
> હયગ્રીવો વિશાલાક્ષો હયકર્ણો હમાકૃવિઃ
> મંથનો રત્નહારિ કૂર્મો અધર ધરાધર.



૧૪. શ્રી ભગવત દત્ત કૃત 'ભારત વર્ષનો ઇતિહાસ', બીજી આવૃત્તિ, ૧૯૪૬, પાન ૪૪.
૧૫. પદ્મપુરાણ, સ્વર્ગ ખંડ, પાન ૩૯૯.
૧૬. અલ્તેકર 'ઇન્ડિયન પોલિટિક્સ'.

આ પૌરાણિક આખ્યાનનો આશય કદાચ એવો પણ હોઈ શકે કે, સાગર-મંથન એક પ્રકારનું વૈચારિક મંથન પણ હોઈ શકે. તે વખતે સુર અને અસુર પ્રકારના લોકોએ ગોષ્ઠિ દ્વારા સારાનરસા વિચારો રજૂ કર્યા હોય અને આ પ્રકારના તર્કવિતર્ક, દલીલોની રસાકસીના આશ્રયથી નાગ વાસુકિને મંથનના હેતુથી દોરડું બનાવવામાં આવ્યો. કૂર્મ કચ્છપ પીઠ મજબૂત હોવાથી સહન કરવાની શક્તિ ધરાવે છે, માટે વૈચારિક ગોષ્ઠિના સભાપતિ કૂર્મ નામના મહાપુરુષને બનાવ્યા હોય. કૂર્મે આ જવાબદારી પાર પાડી, બંને પક્ષે શાંતિ સ્થાપવામાં પોતાની શક્તિનો પરિચય બતાવ્યો અને પોતાની પ્રખર બુદ્ધિથી તેમણે સમાજનો ઉદ્ધાર કર્યો. તેના પ્રતીક રૂપે કૂર્મ, કચ્છ, કચ્છવાહ, કુશવાહા વગેરે બિરુદો ધારણ કરી કૂર્મી જ્ઞાતિ તેમના વંશજ તરીકે ભારતભરમાં જાણીતી બની.

મહત્ત્વનાં પુરાણોમાં કૂર્મપુરાણ પણ છે. શરૂઆતમાં આ પુરાણમાં ૬૦૦૦ શ્લોક તથા ચાર સંહિતા હતી. જેમાંથી ફક્ત એક બ્રાહ્મી સંહિતા અને થોડાક શ્લોકો ઉપલબ્ધ છે. કૂર્મપુરાણમાં ઈશ્વરગીતા અને વ્યાસગીતા આપવામાં આવી છે. જેમાં સમાધિ અને કર્તવ્યપાલન દ્વારા જ્ઞાનપ્રાપ્તિનાં સાધનોનું વર્ણન મળે છે, કૂર્મપુરાણમાં શિવ-અવતારનો ઉલ્લેખ વિસ્તારથી કરવામાં આવ્યો છે. તેથી સાબિત થાય છે કે, કૂર્મીઓ શૈવ પૂજકો હતા. મા ઉમા અને શિવના ભક્તો હતા.

કૂર્મી શબ્દ વેદોમાં વિશેષ ગુણોથી સંપન્ન દેવરાજ ઈન્દ્ર માટે પ્રયોજાયો છે. ઈન્દ્રની પ્રચંડ શક્તિ અને યુદ્ધપ્રિયતાનું વર્ણન વેદમાં વારંવાર કર્યું છે. ઈન્દ્રને પરાક્રમી ક્ષત્રિય તથા કુશળ ખેડૂત પણ કહ્યો છે અને તે પોતાના અનુયાયીઓને બધા પ્રકારની વિપત્તિઓમાંથી સુરક્ષા આપે છે. તેનાથી તે નિષ્કર્ષ નીકળે છે કે કૂર્મી શબ્દનો પ્રયોગ ઋગ્વેદમાં દેવરાજ ઈન્દ્રને અનેક વાર 'તુવી કૂર્મી' અથવા 'તુવી કૂર્મીન' અને 'તુવી કૂર્મતમ' શબ્દોથી સંબોધિત કરવામાં આવે છે. અહીં 'તુવી' શબ્દ મહાનતાનો સૂચક છે અને 'કૂર્મી' શબ્દ પૃથ્વીને ખેડનારા કર્મશીલ ખેડૂત માટે પ્રયુક્ત થયો છે. સાયણના મત મુજબ તુવી કૂર્મીનો અર્થ છે સંગ્રામે નાનાવિધિ કર્મણાકર્તા (ઈન્દ્ર) અને તુવી કૂર્મીનનું બહુકર્માનિન્દ્ર તથા તુવી કૂર્મતમનો અર્થ છે.

અતિશયેન બહુવિધિકર્મા ઈન્દ્રઃ - ઈન્દ્રની સ્તુતિના પ્રસંગમાં ઋગ્વેદમાં ગૃત્સમદ ઋષિની અનંત દૃષ્ટિ પોકારી પોકારી કહી રહી છે. ઈન્દ્રે ચલાયમાન પર્વતોને સ્થિર કર્યા છે. આર્યોએ સમાજનું વિભાજન કર્યા અનુસાર કૂર્મીઓ ક્ષત્રિય હોવા છતાં કૂર્મી વ્યવસાયમાં જોડાયા. વ્યાકરણ અનુસાર 'કૂ' શબ્દનો

અર્થ 'ભૂ' અથવા 'ધરતી' થાય છે. અને 'રમી'નો અર્થ રચનાર. અર્થાત્ 'ભૂપતિ' એટલે 'કૃષક'.



આ છે કૂર્મી જ્ઞાતિની ઐતિહાસિક પૂર્વભૂમિકા. જેના અનુસાર કૂર્મથી બનેલા મૂળ શબ્દ કૂર્મીથી કૂર્મી, કુરમી, કુરમા, કુલમી, કુલબી, કુલવાદી, કુનબી, કુમ્બી અને કણબી વગેરે સ્થાનાનુસાર તેનાં અનેક નામાંતરો થઈ ગયાં. પરંતુ આ જ્ઞાતિરૂપી વિશાળ વટવૃક્ષની એક જ ડાળીઓ જુદા જુદા પ્રદશોમાં ફેલાયેલી હતી. ઋગ્વેદમાં ઈન્દ્રનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે પરથી માલૂમ પડે છે કે, ઈન્દ્ર એક પછી એક સિદ્ધિઓ મેળવતો ગયો અને પદ ધારણ કરતો ગયો. સાથે સાથે સમય અને સમાજ બદલાતો રહ્યો. પ્રારંભિક કૃષિપાલનમાં વૃદ્ધિ થતી રહી. અને આરંભિક ઈન્દ્ર તુલનામાં બદલાયેલો ઈન્દ્રની અધિક સંપન્ન અને વિકસિત જોવા મળે છે.[૧૭]

વેદકાળ પછી હજારો વર્ષ બાદ પુરાણોની રચના થઈ. ત્યાંથી સામાજિક પરિવર્તન ખૂબ થઈ ચૂક્યું હતું. વર્ણવ્યવસ્થા જનતા ધારણ કરી ચૂકી હતી. આજે પણ ઉત્તર ભારતના કૂર્મી, મધ્ય પ્રદેશના કૂર્મી અને બિહારના કૂર્મીનિ અન્ય પ્રદેશના કૂર્મીઓ પોતાના ભાઈઓ તરીકે સ્વીકારવા તૈયાર નથી. વર્ણવ્યવસ્થાના માળખામાં તેમને નીચી કક્ષામાં મૂકે છે. પણ લખાણો દ્વારા આપણે જોઈ ગયા કે, આ બધા એક જ જ્ઞાતિના છે.

પુરાણોમાં ઈન્દ્ર અને કૃષ્ણના પરસ્પર સંઘર્ષના ભિન્ન ભિન્ન વૃત્તાંતો મળે છે. પરંતુ વાસ્તવમાં આ ઝઘડો અનેકેશ્વરવાદ અને કર્મકાંડ તથા વિષ્ણુ એટલે કૃષ્ણપૂજા વચ્ચેનો હતો. ઋગ્વેદમાં કૃષ્ણને કાળી પ્રજાના નેતા તરીકે ઓળખવામાં આવ્યા છે. પુરાણોના રચયિતાઓએ વેદોના દેવોને નીચલા સ્થાને મૂકી તેમના ઉપાસકોને વિષ્ણુ અને શિવનો મહિમા બતાવવા પ્રયત્ન કરેલો છે. પ્રસિદ્ધ વિદ્વાન અને રાજનીતિજ્ઞ ડૉ. સંપૂર્ણાનંદના શબ્દોમાં કહીએ તો 'ઈન્દ્રને જાણીબૂઝીને પૌરાણિક કાળમાં નીચે પાડી દીધો છે. ઈન્દ્રને સ્થાનભ્રષ્ટ કરી દીધો છે. તેનું ઉચ્ચસ્થાન કોઈ પણ દેવતા લઈ શક્યો નથી. તેનું સ્થાન આજે પણ મજબૂત છે. રામ-કૃષ્ણ લોકોમાં પ્રિય બન્યા, પરંતુ તેમનામાં ઈન્દ્ર જેવું ઓજસ, વીર્ય અને તેજ નહોતું. તેઓ ગુલામીમાં જકડાયેલા નિસ્તેજ હિંદુઓનાં દુઃખ ભૂલવામાં સહાયતા આપે છે, પરંતુ વિજયનો સંદેશ નથી સંભળાવતા. આંસુ લૂછે છે, પરંતુ સ્ફૂર્તિ આપતા નથી. આજનો કર્તા 'રામ કરે સોઈ હોય' કહી



૧૭. ડૉ. રાઘેય રાઘવ, 'પ્રાચીન ભારતીય પરંપરા અને ઈતિહાસ', પાન ૯૭.

રોદણાં રોનાર હિન્દુ કર્ણની ઉક્તિથી ઘણો દૂર ફેંકાઈ ગયો છે. 'દૈવાયત્તં કુલે જન્મ મદાયત્તં તુ પૌરુષમ્' અર્થાત્ દૈવે ભલે ગમે તે કુળમાં જન્મ આપ્યો હોય પરંતુ પૌરુષ (પુરુષાર્થ) મારા હાથમાં છે.[૧૮]

## કૃષિ શોધ અને સંસ્કૃતિનો ઉદ્ભવ

વિશ્વસભ્યતાનો ઉદ્ભવ ક્યાં થયો હતો તે જાણવું હોય તો સૌથી પહેલાં પાલતુ જાનવરોનો અભ્યાસ, ત્યાર બાદ કૃષિમાં ઘઉં જેવા ખાદ્યપદાર્થોની શોધ સૌપ્રથમ ક્યાં થઈ તે જાણવું મહત્ત્વનું છે. વિદ્વાનો એવું માને છે કે, મોહેં-જો-ડેરોમાંથી પ્રાપ્ત થયેલ અનાજના નમૂના અને તેમાં ઘઉં – હાલના પંજાબના ઘઉંને મળતા આવે છે. પાટીદારોએ એ ન ભૂલવું જોઈએ કે, તેઓનું ગુજરાતના પ્રદેશોમાં થયેલું સ્થળાંતર પંજાબમાંથી થયું હતું. એમ માનવામાં આવે છે કે, સૌ પ્રથમ ઘઉંની પેદાશ એશિયામાં થઈ હતી.[૧૯]

આગના ગોળાઓ ઠંડા પડતાં પૃથ્વીની ઉત્પત્તિ થઈ. તેમાં જીવનધારી સૃષ્ટિનો જન્મ થયો. જીવનધારીઓએ પોતાની આવશ્યકતા પ્રમાણે પોતાનો જીવનવ્યવહાર ગોઠવ્યો અને ધીરે ધીરે મનુષ્યસમાજનો વિકાસ થતો ગયો. તેમાં ખાસ કરીને શિકારીયુગ, પશુપાલનયુગ, કૃષિયુગ અને ઔદ્યોગિકયુગ તરફ વિકાસ કર્યો.

ખેતીની શોધથી ભૂમિના અને ખેતરના માલિક એવા તેઓને ક્ષેત્રપતિ, ભૂમિપતિ, ભૂપતિ, ભૂમિસ્વામી વગેરે સન્માનસૂચક શબ્દોથી ઓળખવામાં આવ્યા. રાજાશાહી અને અંગ્રેજ અમલ વખતે પાટીદારોને અનેક હોદ્દાઓથી નવાજવામાં આવ્યા હતા. રાજા, સરદાર, દેસાઈ, અમીન, ચૌધરી, પારેખ, રાયમલ, રાય, રાયબહાદુર, રાવસાહેબ, દીવાન અને હાથીમલ્લ જેવા હોદ્દાઓ મળ્યા હતા.[૨૦]

## આર્ય એ જ ખેડૂત

લાકડાના હળથી ભૂમિને ખેડવાની ક્રિયા એને ખેડવું કહે છે. બીજ વાવવા માટે તૈયાર કરવાની ક્રિયાને અર કહે છે અને અર કરનારી વ્યક્તિઓને આર્ય કહ્યા છે. સભ્યતાનું પહેલું કિરણ કૃષિની શોધ સાથે ઊગ્યું તેમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. ભારતની 'આર્ય સભ્યતા' ખેતીનો પ્રારંભ કરનારી પ્રથમ સંસ્કૃતિ હતી. વિશ્વની બધી જ પ્રાચીન સંસ્કૃતિનો જન્મ કૃષિ સંસ્કૃતિથી



૧૮. ડૉ. સંપૂર્ણાનંદ 'વેદાર્થપ્રવેશિકા', ભારતીય જ્ઞાનપીઠ પ્રકાશન, દિલ્લી, પાન ૫૫.
૧૯. ડૉ. રાધાકુમુદ મુખરજી, 'હિંદુ સિવિલાઇઝેશન'.
૨૦. ડૉ. મંગુભાઈ પટેલ, 'રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ લશ્કરી (સી.એસ.આઈ.) સામાજિક અને ઔદ્યોગિક નેતા', (૧૮૧૮-૧૮૮૯), ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ, ૧૯૮૬.

થયો છે. આર્ય શબ્દ 'અર' ધાતુથી બન્યો છે. જેનો શાબ્દિક અર્થ ભૂમિને જોતરનાર આર્ય ગણાય છે. અર શબ્દનો અપભ્રંશ 'હર' થઈ ગયો, અને તેનું બદલાયેલું સ્વરૂપ હળ છે. મધ્યપ્રદેશ અને વિંધ્યપ્રદેશના ગ્રામ્ય વિભાગોમાં આજે પણ 'હળ'ને તેઓ 'હર' કહે છે.

વૈદિક કાળમાં કૃષિને ખૂબ પ્રાધાન્ય આપવામાં આવતું હતું. કૃષિકર્મ સૌથી શ્રેષ્ઠ ગણાતું હતું. માટે પટેલોએ શિક્ષણ લેવાનું કાર્ય ઘણું મોડું શરૂ કર્યું. તેઓ માનતા કે **ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી.** સરદાર પટેલ પોતે કૃષિ પરિવારમાંથી આવેલા તેનું તેઓ ગૌરવ લેતા, એટલું જ નહિ પણ પોતે ખેડૂત હોવાનું અભિમાન લેતા. અને કહેતા કે મારી સંસ્કૃતિ કૃષિ સંસ્કૃતિ છે. વૈદિક કાળનો નાગરિક કહેતો, પૃથ્વી મારી માતા છે અને હું પૃથ્વીનો પુત્ર છું. ડૉ. રાધાકુમુદ મુખરજી સ્પષ્ટપણે માને છે કે, પ્રાચીન નગરોની સંસ્કૃતિ કૃષિ અને વેપાર પર નિર્ધારિત હતી. બૌદ્ધ કાળમાં કૃષકનું મહત્ત્વપૂર્ણ સ્થાન હતું. રાય ડેવિસના મત મુજબ 'બૌદ્ધ કાળનાં ગામોમાં આપણને અપરાધની એક પણ ઘટના સાંભળવા મળતી નથી. ગામનું નાનકડું સ્વશાસિત લોકતંત્ર એકમ હતું. કિસાનનાં ખેતરોની ચારે બાજુ ગામ વસ્યાં હતાં. પશુ જંગલોમાં ચરતાં હતાં. આ જંગલો પર ગામવાળાઓનો સમાન અધિકાર રહેતો. ખેતરોમાં ખેડ એટલી સરસ થતી હતી કે, મગધનાં ખેતરોમાં ઊગેલો પાક જોઈને ભગવાન બુદ્ધના વસ્ત્રની કલ્પના કરવામાં આવી હતી. ખેતરમાં કામ કરવામાં લોકો ગૌરવ લેતા હતા. નોકર રાખે તે કલંક ગણાતું. નોકરો દ્વારા ખેતી કરાવવી તે નિંદાપાત્ર ગણાતું. બીજાનાં ખેતરોમાં કામ કરવું પડે, તે દુર્ભાગ્ય માનવામાં આવતું. તેને સામાજિક પતન સમજવામાં આવતું. આ પ્રથાની નિંદા કરવામાં આવી છે.'[૨૧]

## કુટુમ્બી એ જ કુમ્બી અને કણબી છે

કૃષિની શોધ સાથે કુટુમ્બ પરિવાર નામની સંસ્થાનો વિકાસ થયો. આજે પણ ભૂતકાળના પ્રાગ્ઐતિહાસિક કાળથી લઈને આજનો પરિવાર સામાજિક જીવનનો એક એકમ મનાય છે. ઋગ્વેદમાં પરિવારને કુટુમ્બ અથવા કુળ કહ્યું છે. પ્રત્યેક કુળના વડાને કુલપ અથવા ગૃહપતિ કહેવાતો. તેવા પ્રકારનાં કુળ ભેગાં થાય તો ગ્રામ બનતું. અને ગ્રામનો વડો 'ગ્રામણી' કહેવાતો. આજે પણ મોટા ભાગનાં ગામોમાં પટેલ અને મુખીનાં મહત્ત્વનાં પદો પર પાટીદારો છે.

---

૨૧. રાય ડેવિસ, 'જાતકકાલીન ભારતીય સંસ્કૃતિ', પાન ૭૫.

ગ્રામનાં સંગઠનોને 'જન' તરીકે ઓળખવામાં આવતું. દરેક 'જન'નું રક્ષણ એક યોદ્ધો કરતો હતો અને તેની દેખભાળ કરતો હતો. જનનો અધિપતિ 'ગોપતા' એટલે રક્ષક તેને 'બાતપતિ' પણ કહેવામાં આવતો. આ બધાં કુલપો તેની આજ્ઞાનું પાલન કરતા હતા અને નિશ્ચિંત બની ખેતી કરતા હતા. કુલની મહત્તાના કારણે કુલીન કહેવડાવવાનું ગૌરવ અનુભવતા હતા. જેનાં કુલ અને ગોત્રની જાણકારી ન હોય તેના વિવાહ અટકી જતા. કુટુંબ સંસ્કાર અને સંસ્કૃતિનો પાયો છે. કુટુમ્બીમાંથી 'ટુ' નીકળી ગયો અને કુમ્બી, કૂર્મી, કણબી શબ્દો પ્રચલિત થયા. કુણથી કુલમ્બી થયો અને પછી કુલમ્બીમાંથી કુલવદી, કુલમી, કુલમ્બી, કૂરમી, કુમ્બી, કૂર્મા, કાપુ, કમ્મા, કૂર્મીક્ષત્રિય, કૂર્મવંશીય ક્ષત્રિય વગેરે શબ્દો ભારતના વિભિન્ન ભાગોમાં પ્રચલિત બન્યા. ઋગ્વેદમાં કૂર્મી શબ્દનો પ્રયોગ ઇન્દ્રની કીર્તિ વધારવા માટે થયો છે. વૈદિકકાળના સુપ્રસિદ્ધ મનીષી કૂર્મના વંશજો છે. કૂર્મવંશી ક્ષત્રિય જ્ઞાતિ ભારતની જ નહિ પરંતુ વિશ્વની વિશુદ્ધ ક્ષત્રિય જ્ઞાતિ છે. કૂર્મી એટલે એ વ્યક્તિ જે જ્ઞાતિ અને જેનું કર્મક્ષેત્ર ભૂમિ છે.

## પાંચ નદીની પલ્લવિત કુટુમ્બીઓની સભ્યતા

રાજ્યનાં ચાર લક્ષણો છે : ભૂપ્રદેશ, જનસંખ્યા, સરકાર અને સાર્વભૌમત્વ. તેમાં ભૂ-ભાગ કૃષિ ક્ષેત્રના વિકાસ સાથે વિકસિત થયો છે. આર્ય પાંચ નદીના પ્રદેશમાં સ્થાયી થયા હતા.

ડૉ. રાધાકુમુદ મુખરજીના મત અનુસાર ઋગ્વેદના આર્યો વિસ્તૃત ભૂ-પ્રદેશમાં વસ્યા હતા. આ ક્ષેત્રમાં તેઓએ સ્વતંત્રતાપૂર્વક પોતાની સંસ્કૃતિ અને પ્રવૃત્તિઓને વિકસાવી. ઋગ્વેદકાળની ભારતની ભૌગોલિક સીમાઓ ઋગ્વેદમાં આવેલાં કેટલાંક નામોથી જાણી શકાય છે. પશ્ચિમ તરફ કુંભા (કાબુલ), ક્રુમુ (કુર્રમ), ગોમતી (ગોમલ) અને સુવાસ્તુ (સ્વાત) આ નદીઓ બતાવે છે કે, આ સમયે અફઘાનિસ્તાન પણ ભારતવર્ષનું અંગ હતું. ત્યાર બાદ પંજાબની પાંચ નદીઓનો ઉલ્લેખ છે. સિંધુ (સિંધ), વિતસ્તા (જેલમ), અસિમસિ (ચિનાબ) અને પરુષણી (રાવી), વિપાશા (બ્યાસ) આ પાંચ નદીઓના પ્રદેશને 'પં-નદ' તરીકે ઓળખવામાં આવતો. અને ત્યાર બાદ સતલજ અને સરસ્વતી નદીના ઉલ્લેખો જોવામાં આવે છે.[૨૨]



પંચનદ અને સતલજ તેમજ સરસ્વતી નદીઓથી બનેલા પ્રદેશને સપ્તસિંધુના પ્રદેશ તરીકે ઓળખવામાં આવે છે. જ્યાં આર્યોનાં કુટુંબો સ્થિર થયાં હતાં.

---

૨૨. ડૉ. રાધાકુમુદ મુખરજી 'હિન્દુ સિવિલાઇઝેશન'નો ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ દ્વારા કરેલ અનુવાદિત ગ્રંથ (હિંદુ સભ્યતા), પાન ૭૦.

આજે પણ  આર્યોના મૂળ વતન વિશે અનેક સંશોધનો અને મતમતાંતરો ચાલે છે. ડૉ. પ્રસન્નકુમાર આચાર્યના મત અનુસાર 'પંચનદ' એ જ આર્યોનું નિવાસસ્થાન હતું. આ પાંચ નદીના કિનારે વસનારાઓએ પાંચ જ્ઞાતિઓનાં રૂપ ધારણ કરી લીધાં અને પાછળથી અનેક પેટાજ્ઞાતિઓ, પોતાની અટકો નદીઓના પ્રદેશ પરથી ધારણ કરી લીધી. આ પાંચ કૃષિકર્મીઓને ઋગ્વેદમાં 'પંચકૃષિવી' તરીકે ઓળખાવ્યા છે. આ પાંચે પંચનદના પ્રદેશમાં વસવાટ કરતા હતા.[૨૩]

વંશવૃદ્ધિ થવાને કારણે પ્રદેશ નાનો પડવા લાગ્યો. જનસંખ્યા વધતાં જમીન ઉપર ભારણ આવ્યું. પરિણામે ધીરે ધીરે આ પ્રદેશને છોડીને દક્ષિણ ભારતના કેટલાક પ્રદેશોમાં અને પૂર્વમાં બંગાળ સુધી આગળ વધતા રહ્યા અને વસવાટ કરતા રહ્યા. જર્મન વિદ્વાન પ્રો. મેક્સમૂલર લખે છે કે, આ પાંચ જ્ઞાતિઓના સીધા સાદા વીર અને ઉદ્યમી ભારતીયો આરંભમાં સિંધુ અને તેની સહાયક નદીઓના ઉપજાઉ પ્રદેશમાં ખેતી અને પશુપાલનથી પોતાના જીવનનો નિર્વાહ કરતા હતા. તેમણે હિમાલયથી કન્યાકુમારી સુધી પોતાની સંસ્કૃતિનો પ્રચાર કર્યો હતો. પંચનદનાં આ કૃષિકટુમ્બો ભારતના વિભિન્ન ભાગોમાં ફેલાતાં હતાં. અને કુમ્બી, કુન્બી અને કૂર્મી વગેરે ભિન્ન નામોથી ઓળખાતા હતા. ગુજરાતમાં વસતા પાટીદારોની અટકો જોતાં તેમની બાવન શાખાઓના કૂર્મીઓનું મૂળસ્થાન પંજાબ તથા ઉત્તર હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં હતું, તે નીચેની અટકો અને સ્થળ પરથી સાબિત થાય છે :

| ક્રમ | શાખા | ગ્રામ | સમય |
|---|---|---|---|
| ૧. | રૂહાત | રોહતાગઢ | ઝેલમ નદી પર |
| ૨. | માંડલોત | માંડલેહ | ઉત્તરી મેવાડ |
| ૩. | ભેમાત | ભામ | હોશિયારપુરની પાસે |
| ૪. | મુંજાત | મુંજા | ગુજરાંવાલની પાસે |
| ૫. | ડાકોતર | – | – |
| ૬. | વિજયાત | વજીરપુરા | જિલા આગરા |
| ૭. | ગામી | ગમ્બાર | માઉન્ટ ગોમરીની પાસે |
| ૮. | ગોઠી | ગોઠ | શરીફપુરની પાસે |
| ૯. | ફોક | ફુક | લારખાનની પાસે |
| ૧૦. | મોખાત | – | – |



૨૩. પ્રસન્નકુમાર આચાર્ય, 'ભારતીય સભ્યતા એવં સંસ્કૃતિ', પાન ૭૬.

| | | | |
|---|---|---|---|
| ૧૧. | અમૃતિયા | | અમૃતસર - પંજાબ |
| ૧૨. | ટિલાટ | ટિલાથુ | શાહબાદની પાસે |
| ૧૩. | મુંગલા | મંગલપુરા | લાહોરની પાસે |
| ૧૪. | ભૂત | ભૂતના | લુધિયાણાની પાસે |
| ૧૫. | કડવાતર | - | - |
| ૧૬. | પહાણ | પાન | ગોંડાબલરામપુરની પાસે |
| ૧૭. | ભૂવા | ભોવા | લાહોરની પાસે |
| ૧૮. | ચેંચાટ | - | - |
| ૧૯. | જુવાતર | જુવા | ઈટાવાની પાસે |
| ૨૦. | સોરઠા | સોનથા | પુરનીઅલની પાસે |
| ૨૧. | લારી | લાર | ગોરખપુરની પાસે |
| ૨૨. | લાકોડા | લાખદર | લાહોરની પાસે |
| ૨૩. | ગોગડા | ગોધા | ભાવલપુરની પાસે |
| ૨૪. | સાકરિયા | - | - |
| ૨૫. | મજીઠિયા | મજીઠમંડી | અમૃતસરની પાસે |
| ૨૬. | મનવર | - | - |
| ૨૭. | કતવર | કાતના | મથુરાની પાસે |
| ૨૮. | દાણી | દાણાવલ | જલંધરની પાસે |
| ૨૯. | ચેંણિયા | - | - |
| ૩૦. | ચપલા | ચપલ | મહુની પાસે |
| ૩૧. | હરણિયા | હર | મેદનીપુરની પાસે |
| ૩૨. | હોતી | હોતી | પેશાવરની નજીક |
| ૩૩. | ચેપેલિયા | - | - |
| ૩૪. | શેઠિયા | - | - |
| ૩૫. | લહુઓટ | લાહોર | પંજાબની નજીક |
| ૩૬. | કલારા | કાલ | ઝેલમના કિનારા પર |
| ૩૭. | કાલંપુંજા | કાળસાયા | લુધિયાનાની પાસે |
| ૩૮. | વગદા | - | - |
| ૩૯. | ગોદાળ | ગોન્દા | અલીગઢની પાસે |
| ૪૦. | સીખી | - | - |
| ૪૧. | ભક્કા | ભક્કા | ગોપાલગંજની પાસે |
| ૪૨. | કુંવારા | - | - |
| ૪૩. | ઢાન ટોડવા | ઢાનાપુર | ગોંડાબલરામપુરની પાસે |
| ૪૪. | ઢાંકણિયા | - | - |

| | | | |
|---|---|---|---|
| ૪૫. | કરણાવત | કરંડા | ઘાસીપુરની પાસે |
| ૪૬. | ઘોલુ | ઘોળ | મુઝફ્ફરપુરની પાસે |
| ૪૭. | દેવાણી | - | - |
| ૪૮. | ઢેકાઠ | ઢેખાલ | ફરીદપુરની પાસે |
| ૪૯. | પોકાર | - | - |
| ૫૦. | ચોપડા | - | - |
| ૫૧. | કેદાલ | - | - |
| ૫૨. | માંડવિયા | માંડી | પંજાબ |



આજે ભારતના ખૂણે ખૂણે કૂર્મીઓ ફેલાયેલા છે. આજે લગભગ તેમની સંખ્યા છ કરોડથી પણ વધારે છે. કૂર્મી ક્ષત્રિયોમાંથી ઘણા પ્રબુદ્ધ બ્રહ્મજ્ઞાની નીકળ્યા. જે બ્રહ્મવેત્તા ક્ષત્રિય તરીકે ઓળખાયા.

આર્ય અને દ્રવિડનો નકલી ભેદ ભારતની પરાધીનતા વખતે 'ભાગલા પાડો અને રાજ કરો'ની નીતિ અનુસાર વધુમાં વધુ ફેલાવવા માટે અને ભારતને હંમેશાં લડતું રાખવા માટે ઊભા કર્યા હતા. આ વિટંબણાવાદમાં સમય વેડફી નાખવાની જરૂર નથી. સ્વામી વિવેકાનંદના શબ્દોમાં 'સંપૂર્ણ ભારત સદાથી આર્ય છે. તેનાથી બીજુ કશું જ નથી.' એલ્ફિન્સ્ટન જેવા નિષ્પક્ષ લેખકોએ પણ એ મતનો સ્વીકાર કર્યો છે કે હિન્દુઓના પૂર્વજોને વિદેશની ઉત્પત્તિ માનવાને કોઈ કારણ નથી.[૨૪]

મેગેસ્થનીસના કથનનો ઉદ્‌ઘોષ કરતા મેક ક્રાઈન્ડલ લખે છે, 'એવો સંપૂર્ણ વિશ્વાસ છે કે ભારતમાં એકબીજાથી ભિન્ન જ્ઞાતિઓ નિવાસ કરે છે, તેમાંથી એક પણ જ્ઞાતિ વિદેશી વંશોત્પન્ન નથી, તેઓ બધા અહીંના સનાતન નિર્વાસીઓના વંશજો છે.[૨૫]

## કૂર્મ અને કશ્યપ એક જ છે

કૂર્મ-કશ્યપ માનવજાતિના આદિ પુરુષ હતા. બધી જ પ્રજાઓ કૂર્મ-કશ્યપથી ઉત્પન્ન થયેલી છે. માટે કશ્યપને સંપૂર્ણ માનવ જાતિના પૂર્વજ કહેવું ઉચિત છે. પરંતુ કૂર્મી ક્ષત્રિયો આજે પોતાના મૂળ પુરુષને ભૂલી ગઈ છે. મહાન ગોત્રપ્રવર્તકના રૂપમાં કૂર્મ-કશ્યપની કીર્તિ આમાં છે.

કૂર્મનો શાબ્દિક અર્થ, 'કર્મશીલ' અને કશ્યપનો શાબ્દિક અર્થ 'દ્રષ્ટા' છે. કર્મશીલતા અને દૂરદર્શિતાના બળ પર પરમાત્માએ સૃષ્ટિની રચના કરી. એટલા



૨૪. Elphinstane - History of India.
૨૫. Mac Crindle - Ancient India Megnsthuess, P. 34

માટે તેમને કૂર્મ અને કશ્યપ કહેવામાં આવે છે. સૃષ્ટિકર્તાને કૂર્મ કહેવામાં આવે છે. કારણ કે તેમનામાં શ્રેષ્ઠ કર્મશીલતા અને પરાક્રમી ગુણો છે. સાથોસાથ તે મહાન જ્ઞાની, સર્વદ્રષ્ટા અને સૂક્ષ્મદર્શી છે, એટલે તેમને કશ્યપ પણ કહે છે. ટૂંકમાં કૂર્મ અને કશ્યપ એક જ શક્તિના ત્રાજવાનાં બે પલ્લાં છે. તૈત્તિરીય આરણ્યકમાં લખ્યું છે, કશ્યપ પશ્યક અર્થાત્ સર્વદ્રષ્ટા હોય છે. કારણ કે તે બધું જ સૂક્ષ્મતા સાથે નીરખી લે છે.[૨૬]

આથી આપણે માની શકીએ કે કૂર્મ અને કશ્યપ એક જ છે. વૈદિક સાહિત્યમાં સૃષ્ટિકર્તાને કૂર્મ-કશ્યપ કહ્યો છે. કારણ કે તેનામાં જ્ઞાનના બળ પર સૃષ્ટિસંચાલન કરવાની અદ્‌ભુત ક્ષમતા અને યોગ્યતા છે. શતપથ બ્રાહ્મણમાં પણ કહ્યું છે કે, 'આ સૃષ્ટિ-કર્તાનું નામ પણ કૂર્મ છે'.[૨૭] સૃષ્ટિ અને પ્રજાનું પાલન કરતા હોવાથી તેને પ્રજાપતિ તરીકે ઓળખવામાં આવે છે. કુળમાં અત્યંત તેજસ્વી હોવાથી તેને 'આદિત્ય' સૂર્ય પણ કહ્યો છે.[૨૮] યજુર્વેદમાં પ્રજાપતિ અને આદિત્ય બન્ને કહ્યા છે. ઋગ્વેદ ૧/૨૭માં રાજર્ષિ કૂર્મીનિ ગૃત્સમદના સુપુત્ર કહ્યા છે.

ઉપર્યુક્ત વિવેચનથી એ સાબિત થાય છે કે, અતિપ્રાચીન કાળથી આ મહાન ઋષિ કૂર્મના વંશજો 'કૂર્મવંશી' કહેવાયા. કારણ કે, કૂર્મ અને સૂર્ય એક જ છે એટલે તેઓ સૂર્યવંશી તરીકે ઓળખાયા. વ્યાકરણની દૃષ્ટિએ પણ ઉપરોક્ત કૂર્મ શબ્દમાં ઈનિ (ઈન્) પ્રત્યય લાગવાથી 'કૂર્મિન્' શબ્દ બને છે. કૂર્મિન્‌થી પ્રથમ વિભક્તિ એક વચનમાં પુંલ્લિંગ કૂર્મી શબ્દ બને છે. આમ કૂર્મી અત્યંત પ્રાચીન શબ્દ છે.

'કૂર્મ' શબ્દના અનેક અર્થો થાય છે. પૃથ્વી, રસ, સ્વર્ગ અને પ્રાણ. એટલે કૂર્મી શબ્દનો અર્થ થયો અત્યંત પરાક્રમી, તેજસ્વી, પ્રાણવાન, બળવાન, પૃથ્વીપતિ, ભૂપતિ - આ બધા ગુણો એક ક્ષત્રિયના છે, માટે કૂર્મવંશી નિઃસંદેહ ક્ષત્રિય છે.

■ ■ ■



---

૨૬. તૈત્તિરીય આરણ્યક, ૧/૮/૮.
૨૭. શતપથ બ્રાહ્મણ, ૭/૫/૧/૫.
૨૮. स यः स कूर्मोऽसौ स आदित्यः - शतपथ ब्राह्मण, ७/५/१/६.

## પ્રકરણ ૨

# કૂર્મીઓ ક્ષત્રિય હોવાનાં પ્રમાણો

**મહર્ષિ કશ્યપનો સમયકાળ :**

વાયુપુરાણ (૬/૪૩)ના અનુસાર વૈવસ્વત મન્વન્તરના આદ્ય ત્રેતાયુગના પ્રારંભમાં મરીચિ કશ્યપ થયા હતા. સંપૂર્ણ માનવ જ્ઞાતિના આદિ પુરુષ કૂર્મ કશ્યપ અત્યંત પુરાતનકાળમાં વિદ્યમાન હતા. મહર્ષિ કશ્યપની પત્ની પ્રજાપતિ દક્ષની પુત્રી અદિતિ હતી. તે પરમ વિદુષી, ચતુર અને ગુણવતી હતી. દક્ષની પુત્રી હોવાને કારણે અદિતિને દીક્ષામણિ પણ કહેવામાં આવે છે. અદિતિ સાધ્વી હતી. તેણે કેટલાક વેદમાં મંત્રોની રચના કરી હતી. કશ્યપ અને અદિતિના સંબંધમાં રામચરિતમાનસમાં પણ ગોસ્વામી તુલસીદાસે ઉલ્લેખ કર્યો છે :

> કશ્યપ અદિતી મહાતપ કીન્હા, તીનકહં મૈં પૂરબવર દીન્હા
> તે દશરથ કૌશલ્યા રૂપા, કોસલપુરી પ્રગટ નર ભૂપા
> તિનકે ગૃહ અવતરિહઉં જાઈ, હરિહઉં સકલ ભૂમિ ગરુઆઈ.

કશ્યપ અને અદિતિ બંને સમાજસેવી, વિદ્યાપ્રેમી અને લોકહિતકારી કાર્યોમાં નિરંતર જોડાયેલાં હતાં. બંનેની દીર્ઘકાળ તપશ્ચર્યાને કારણે બાર પુત્રરત્નો પેદા થયાં. તેમાં જ્યેષ્ઠ વરુણ હતા, જેમને પુરાણોમાં બ્રહ્મા તરીકે ઓળખવામાં આવે છે. સૂર્યનું વિષ્ણુ નામ પુરાણોમાં વિખ્યાત છે. સૂર્યના પુત્ર વૈવસ્વત મનુ હતા. આ મનુથી માનવ સૂર્યવંશ થયો.[૨૯]

અદિતિના પુત્રોની કીર્તિકથાનું વર્ણન આ રીતે કર્યું છે : 'હે દક્ષ, તારી પુત્રી અદિતિએ જે દેવોને જન્મ આપ્યો છે તે ભદ્ર અને અમૃત સમાન છે. તેમની બંધુતા ક્યારેય નષ્ટ પામે તેવી નથી. તે અમર છે.[૩૦]

મહર્ષિ કશ્યપ એક મહાન વિચારક, અઠંગ વૈજ્ઞાનિક, વિદ્વાન, કલાકાર, સાહિત્યકાર, કવિ અને અત્યંત કુશળ કૃષિકાર હતા. તે સફળ સાધક અને મહાન સમાજસેવક હતા. તે મહાન તપસ્વી અને ત્યાગી હતા. તેમણે જનહિત માટે પોતાની જાતને ઘસી નાખી હતી. કશ્યપ સાગર (કેસ્પિયન સી),



---

૨૯. ચતુરસેન, 'ભારતીય સંસ્કૃતિનો ઇતિહાસ', પૃ.૧૦૭-૧૦૮.

૩૦. ઋગ્વેદ, ૧૦/૧૨/૫.

કુમુ નદી, કુર્રમ પર્વત અને કુર્માચલ પ્રદેશ વગેરે તેમની કીર્તિના યશસ્વી કીર્તિસ્તંભો છે. અને આપણે પાટીદારો તેમના વંશજો કૂર્મવંશી ક્ષત્રિયો છીએ. મહર્ષિ કશ્યપ વૈદિક મંત્રદ્રષ્ટા હતા. ઋગ્વેદના પ્રથમ મંડળના સૂક્ત ૯૯ની રચના મહર્ષિ કશ્યપે કરી હતી. વર્તમાનમાં કશ્યપના ૭૨ મંત્રો ઋગ્વેદમાંથી મળે છે.

અઢાર પુરાણોમાંથી એક કૂર્મ પુરાણ કૂર્માવતારની કથારૂપે છે. મહર્ષિ કૂર્મ ખેતી અને ઔષધિની બાબતમાં વૈજ્ઞાનિક પ્રયોગ કરીને તેની પ્રગતિ માટે અનેક પ્રયાસો કર્યા હતા. અને તે દિશામાં તેમને સફળતા પણ મળી હતી. તેમણે ખેતીના વિકાસ માટે જળમાં ડૂબેલી પૃથ્વીને બહાર કાઢી અને પૃથ્વી ઉપર આધિપત્ય જમાવ્યું. એટલું જ નહિ, કશ્યપ દ્વીપ નામનું એક સંસ્થાન તેમણે મધ્ય એશિયામાં સ્થાપિત કર્યું હતું. કશ્યપ સાગર તેની સીમાની અંદર હતો.[૩૧] કશ્યપ સાગર વર્તમાન સમયમાં ઈરાનના કશ્યપી પ્રદેશમાં છે. મહર્ષિ કશ્યપે કશ્યપ સાગરને કિનારે ઘણો વિકાસ કર્યો હતો. આ જ કશ્યપ સાગરમાં પૌરાણિક સમુદ્રમંથન પણ થયું હતું. આનું તાત્પર્ય એટલું જ છે કે, આર્યજનો મધ્ય એશિયામાં આવ્યા અને પોતાની બુદ્ધિ અને પરિશ્રમથી સોનાની ખાણો શોધી કાઢી અને મોટી માત્રામાં સોનું પ્રાપ્ત કર્યું. સમુદ્રની ચારે બાજુ ધનધાન્ય માટે જમીન તૈયાર કરી અને બીજી દુર્લભ વસ્તુઓ શોધી કાઢી. માટે કવિઓ તેને સમુદ્રમંથન કહે છે, કારણ તેમાંથી લક્ષ્મી પ્રાપ્ત કરી હતી.

કશ્યપ પર્વત એટલે કાકેશશ પર્વત જેને આજે 'કશ્યપતુંગ'ના નામથી ઓળખવામાં આવે છે. તે કશ્યપની સાધનાનું સ્થળ હતું.[૩૨]

## કણબી કોણ છે ?

આંગ્લ વિશ્વકોશમાં કુનબી જ્ઞાતિ માટે કહ્યું છે, 'કુનબી, મહાન હિન્દુ કૃષક જ્ઞાતિ છે, જે મુખ્યત્વે પશ્ચિમ ભારતમાં જોવા મળે છે. તે મદ્રાસના તેલુગુ પ્રદેશમાં કાપૂ, બેલગામના કૂલમી, દક્ષિણના કુલબી, દક્ષિણ કોંકણના કુબવદી, ગુજરાતના કણબી તથા ભરૂચના પાટીદારોના સ્વરૂપે છે. કણબીઓમાં વિધવા પુનઃવિવાહ અને બહુપત્નીત્વની પ્રથાને સામાજિક સ્વીકૃતિ મળેલી છે, પરંતુ બહુપત્નીત્વની પ્રથા વ્યવહારમાં ઓછી જોવા મળે છે. વર્ષાઋતુના મધ્યમાં મનાવાતો 'પોલા' એમનો મુખ્ય ઉત્સવ છે. તેમાં હળ-બળદનું સરઘસ કાઢે છે. દમણીયા દોડ કરે



૩૧. મહાભારત, ભીષ્મપર્વ, ૬/૧૧.

૩૨. History of Persia, Vol. I, Page 28.

છે. ગુજરાતમાં પણ હળોતરાં, શ્રાવણી, અખાત્રી, વસંતપંચમી ખેડૂતોના પ્રમુખ તહેવારો મનાય છે. નૃવંશશાસ્ત્રીઓની દૃષ્ટિએ ઉચ્ચ વર્ગીય મહરટ્ટી (મરાઠા) તથા કૃષિકૂર્મી, કણબી એક જ છે. બંનેમાં વિશિષ્ટ મૌલિક ગુણ 'પિતૃક' છે.[૩૩]



કુનબી પશ્ચિમ ભારતની મહાન કૃષક જ્ઞાતિ છે. ઉત્તરમાં ગંગાની આસપાસ અને તેની દક્ષિણમાં તેની સંખ્યા ઘણી છે. કુનબીનું નામ કૂર્મી થઈ ગયું છે. કૂર્મી શબ્દની વ્યુત્પત્તિ આપણે આગળ જોઈ ગયા છીએ, તેમ છતાં બૃહત્ હિન્દી કોશમાં કૂર્મ શબ્દનો અર્થ નીચે મુજબ આપ્યો છે :

**કૂર્મ** - વિષ્ણુના દસ અવતારોમાંનો બીજો અવતાર, કશ્યપાવતાર.
**કૂર્મક્ષેત્ર** - એક હિન્દુ તીર્થ
**કૂર્મ પુરાણ** - અઢાર પુરાણોમાંથી એક

## 'કૂર્મવંશ' ક્ષત્રિય હોવાનાં પ્રમાણ

કોઈ પણ સમાજના જ્ઞાતીય અધ્યયન માટે જ્ઞાતિની પરિભાષા જાણવી ખૂબ જ આવશ્યક છે. આજે ભારતમાં લગભગ ૩૦૦૦ જ્ઞાતિઓ વિદ્યમાન છે. ચાર્લ્સ કૂલેના મત મુજબ જ્યારે એક વર્ગ દઢતાપૂર્વક વંશાનુક્રમણ પર આધારિત હોય ત્યારે આપણે તેને જ્ઞાતિ કહીએ છીએ.[૩૪]

કેતકરના મત મુજબ જ્ઞાતિ એક સામાજિક સમૂહ છે. તેની બે વિશેષતાઓ હોય છે. જ્ઞાતિનું સભ્યપદ તે વ્યક્તિઓ સુધી સીમિત રહે છે, જેમાં તે સભ્યો ઉત્પન્ન થયેલા હોય છે. જેના સભ્યોને એક કઠોર સામાજિક નિયમ દ્વારા સમૂહ બાળવિવાહ કરતાં રોકવામાં આવે છે.[૩૫]

આમ આપણે જોઈ શકીએ છીએ કે જ્ઞાતિજન્મ પર આધારિત એક એવો સમૂહ છે કે, જેમાં સભ્યો પોતાની વચ્ચે વૈવાહિક સંબંધ ફરજિયાત કરે છે.

## ક્ષત્રિય કોણ છે ?

ઑક્સફર્ડ આંગ્લ શબ્દકોશ[૩૫/અ] અનુસાર ક્ષત્રિય-ક્ષત્રિય સૈન્ય એટલે શાસક વર્ગનો સભ્ય જે પછીના સમયે બીજા વર્ગનો બની ગયો હતો. ક્ષત્ર-શાસન=સત્તા

૩૩. ચંદ્ર ચક્રવર્તી, 'રેશિયલ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા', પૃ. ૧૬૯.
કાલિપ્રસાદ - સંપાદક : બૃહત હિન્દી કોશ - જ્ઞાનમંડળ-વારાણસી.
૩૪. સી. એમ. કૂલે - સોશ્યલ ઑર્ગેનાઈઝેશન, પાન ૧૧.
૩૫. કેતકર : હિસ્ટ્રી ઑફ કાસ્ટ ઇન ઇન્ડિયા, પાન ૧૫.
૩૫/અ. ઑક્સફર્ડ ઇંગ્લિશ ડિક્શનેરી, ખંડ ૫, પાન ૭૫૬.

સૈનિક જ્ઞાતિનો સભ્ય હિન્દુઓની ચાર પ્રમુખ જાતિઓમાં બીજા વર્ગની જ્ઞાતિનો સૈનિક શબ્દ છે. ક્ષત્રિયના ગુણ, કર્મ, સ્વભાવનું આલેખન ભારતના વિદ્વાનોએ આ પ્રમાણે કર્યું છે. 'ક્ષાત્રવટથી મુશ્કેલી અને ઝઘડાઓમાંથી બીજાને બચાવે તે ક્ષત્રિય.' મહાભારતના શાંતિપર્વમાં આવું અર્થઘટન કરવામાં આવ્યું છે. ભગવદ્ ગીતામાં સૌની રક્ષા કરનાર, યુદ્ધમાં પાછો ન પડનાર, શૌર્ય, તેજ ધર્મના ગુણો ધરાવનારને ક્ષત્રિય કહ્યો છે.[૩૬] ક્ષત્રિયનો ધર્મ દુષ્ટોને દંડવાનો છે, માથું મુંડાવી સંન્યાસી બનવાનો નથી.[૩૭]

ઐતિહાસિક પ્રમાણોથી તે સિદ્ધ થયું છે કે, કૂર્મી જ્ઞાતિ વિશુદ્ધ ઉચ્ચ કોટિની પરાક્રમી અને શૂરવીર ક્ષત્રિય જ્ઞાતિ છે. તે વિશુદ્ધ ક્ષત્રિય વર્ણની છે. તે સિવાય બીજું કશું જ નથી. આપણા શાસ્ત્રીય ગ્રંથોના આધારો પણ આ વાતને પુષ્ટિ આપે છે.

## કૂર્મ તથા કૂર્મી શબ્દની વ્યાકરણસંમત વ્યાખ્યા

કૂર્મ તથા કૂર્મી શબ્દની વ્યાકરણસંમત વ્યાખ્યા કરતાં વેદના ભાષ્યકાર સાયણાચાર્ય લખે છે : કૂર્મ રસો વીર્યં તેજો વા, અસ્તિ અસ્ય ઈતિ કૂર્મી = રસવાન વીર્યવાન, તેજવાન કૂર્મી, એટલે જેની પાસે જીવનરસ, વીર્યબળ તથા તેજસ્વિતા રહે છે, તે કૂર્મી છે. કૂર્મી અર્થાત્ જેના આધિપત્યમાં પ્રાણ, બળ, ક્ષત્રિયત્વ છે તે કૂર્મી છે. કૂર્મ નામનું ભારતવર્ષ જેના આધિપત્યમાં છે, તે કૂર્મી છે. સાયણાચાર્યના આ મતથી સિદ્ધ થાય છે કે, કૂર્મી અથવા કૂર્મ શબ્દ ક્ષત્રિયોનો સૂચક છે અથવા સમાનાર્થી છે. ખેતીવાડી માટે વપરાયેલો 'ક્ષેત્રિ' શબ્દ વ્યવહારમાં લુપ્ત થઈ ગયો અને ક્ષત્રિય શબ્દ પ્રચલિત બન્યો. ક્ષેત્રપતિ હોવાથી તેઓ ખેતીમાં કુશળ હતા.[૩૮]

## કૂર્મી - કૂર્મી શબ્દનાં અનેક રૂપ

મહર્ષિ પતંજલિએ વ્યાકરણ મહાભાષ્યમાં 'ગૌ'નું ઉદાહરણ આપી બતાવ્યું છે. મૂળ શબ્દ અપ્રભંશ થઈને કેવી રીતે અનેક રૂપ ધારણ કરી લે છે. 'ગૌ' શબ્દનાં અપ્રભંશ રૂપ ગાવી, ગોતા, ગોણી, ગોપોનલિકા વગેરે પ્રચલિત છે. ભાષા, ઉચ્ચારણ, ભેદ, દેશ, કાળ તથા પાત્રતા અનુસાર એક શબ્દનાં અનેક રૂપ બનવાનું



૩૬. ભગવદ્ ગીતા, ૧૮/૪૩
૩૭. મહાભારત, શાંતિપર્વ, ૨૩/૪૬.
૩૮. ક્ષત્રિયો કૂર્મ શૌનકો - લઘુ નારદીય ઉપપુરાણ.
ચંદ્રવંશી રાજર્ષિ વર્ણન, શ્લોક ૪.

સ્વાભાવિક છે. ભાષાવિજ્ઞાન આ સત્યને ટેકો આપે છે. ઉદાહરણ તરીકે બ્રાહ્મણ શબ્દનાં અનેક રૂપ બાંભન, બાંમણ, બરામભન, બહ્મન, બ્રાહ્મણ, બરહમન વગેરે વર્તમાનમાં પ્રચલિત છે.



'ગૌ' અને 'બ્રાહ્મણ'નાં ઉપરોક્ત અનેક અપ્રભ્રંશ રૂપોની જેમ કૂર્મી શબ્દનાં અનેક રૂપ જેવાં કૂર્મી, કુલમી, કુનબી, કુલવી, કુમ્બી, કુલવદી, કણબી વગેરેનું પ્રચલિત થવું ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ સ્વાભાવિક છે. આ બધા જ શબ્દો સમાનાર્થી છે. વ્યાકરણના નિયમાનુસાર આ બધા શબ્દોનો એક જ અર્થ થાય છે : કર્મશીલ, પરાક્રમી, શાસક, સંગ્રામ-વિજેતા, શૂરવીર, તેજસ્વી વગેરે વગેરે.

## ઈ.સ. ૧૯૦૬ – કૂર્મી ક્ષત્રિય છે તેનો ફેંસલો

૨૫ મે ૧૯૦૬ માં ઉત્તર પ્રદેશમાં મિર્ઝાપુર જિલ્લાના અંતર્ગત ચુનારની પાસેના ભરહેટા ગામમાં કૂર્મી જ્ઞાતિનું એક વિશાળ સંમેલન ભરાયું હતું. પ્રશ્ન એ હતો કે, કૂર્મી જ્ઞાતિને વિધિવત્ રીતે યજ્ઞોપવીતનો સંસ્કાર કેમ ન આપી શકાય ? આ સંમેલનમાં બંને પક્ષોના કાશી, કલકત્તા, મથુરા, વૃંદાવન વગેરે સ્થાનોથી અનેક પંડિતો ભેગા થયા હતા. વિવાદનો પ્રશ્ન એ હતો કે, કૂર્મી લોકો ક્ષત્રિય વર્ણનો એક ભાગ છે કે નહિ ? બે દિવસ સુધી શાસ્ત્રાર્થ થયો. અંતમાં અધ્યક્ષ અને વિદ્વાન, સંસ્કૃત તથા હિન્દીના પ્રખર પંડિત, અનેક ધાર્મિક તથા ઐતિહાસિક ગ્રંથોના રચયિતા વિદ્યાવ્યાસંગી ઑનરરી મેજિસ્ટ્રેટ શ્રીમાન રાધાચરણ ગોસ્વામી મહારાજે (વૃંદાવન) નીચેનો નિર્ણય આપ્યો અને સર્વમાન્ય સિદ્ધાન્ત નિરૂપિત કર્યો.[૩૯]

કશ્યપના વંશજો પૈકી કૂર્મી ઋષિના પુત્રો અસલ પૃથ્વીપતિ હતા અને પંજાબમાં એક ભાગમાં રાજ ભોગવતા હતા. આધુનિક સમયમાં તેઓ દરબારશ્રી, હાથીમલ્લ, દેસાઈશ્રી, રાજા, જાગીરદાર, દેશપતિ, વતનદાર, તાલુકાદાર, જમીનદાર, અમીન અને મુખી વગેરે વિશેષણો ધારણ કરતા હતા. આ ઉપરથી તેમની પૂર્વગત મહત્તા પ્રતીત થઈ આવે છે. તેઓ ક્ષત્રિય હોવાથી ઉપવીત ધારણ કરી નિત્ય કર્મો કરવા લાગ્યા છે. જે માટે શ્રીમત્ શંકરાચાર્યજી, શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજો, શ્રીમદ્ નથુરામ શર્મા, શ્રીમદ્ નૃસિંહાચાર્યજી આદિ આચાર્યો અને મહાપંડિતો સંમત છે. તા. ૨૫-૨૬ મે ૧૯૦૬ના દિવસે જે મોટી સભા મળી હતી, તેમાં ત્રણ હજાર માણસોએ હાજરી આપી હતી. ચર્ચાનો વિષય



૩૯. જુઓ દીપનારાયણસિંહ 'કૂર્મી ક્ષત્રિયત્વ નિર્ણય' પૃષ્ઠ ૨૦૩-૨૦૬, આવૃત્તિ બીજી, '૭૬-'૭૭, ઈ.સ. ૧૯૦૯.

હતો, કણબીઓ ક્ષત્રિય હોવાથી યજ્ઞોપવીતના અધિકારી છે'. આ વિષય પર બંને પક્ષો વચ્ચે વાદવિવાદ થયો હતો. સભાના સેક્રેટરી દીપનારાયણસિંહજીએ કણબી જ્ઞાતિ ક્ષત્રિય વર્ગમાં છે અને તેમને ઉપવીત ધારણ કરવાનો અધિકાર છે એવું ઠેરવ્યું. તેમણે શાસ્ત્રોના પ્રમાણ વડે સુંદર ભાષણ આપ્યું. સમર્થનમાં કાશીનિવાસી વિદ્વાન પંડિત દામોદર શાસ્ત્રીજીએ તેમને અનુમોદન આપ્યું. પંડિત મદન મોહન પાઠકે પ્રશ્ન કર્યો કે, કણબીઓ રાજાઓ હોય તો, ક્ષત્રિય જ્ઞાતિમાં થયેલા રાજાઓનાં નામો ઇતિહાસમાં કેમ દેખાતાં નથી ? તેના પ્રત્યુત્તરમાં સદરહૂ સેક્રેટરીએ અંગ્રેજ વિદ્વાનોના અભિપ્રાયો આપી સભાને સંતોષ આપ્યો. પંડિત પાઠકે કેટલાક સવાલો ઊભા કર્યા :

૧. જો કણબીઓ ક્ષત્રિય હોય તો તેમની રીતભાત બીજા કણબીઓ જેવી કેમ નથી ?
૨. તેઓ સઘળા જનોઈ કેમ પહેરતા નથી ?
૩. તેઓ જાતે ખેતીનું હલકું કામ કરે છે. હાલના બીજા ક્ષત્રિયો સાથે રોટીબેટી વહેવાર કેમ નથી ?

આ પ્રશ્નોના ખુલાસાઓ પ્રખર પંડિત રાજારામ શાસ્ત્રીએ કર્યા :

૧. ઉપનયન સંસ્કારની બાબતમાં ભલભલા ક્ષત્રિયોએ તલવારો મ્યાન કરી કૃષિકર્મ કરવા માંડ્યું હતું. ભલભલા બ્રાહ્મણોએ જનોઈ પાઘડીમાં છુપાવી હતી. હાલમાં ક્ષત્રિય ગણાતી જાતિ જનોઈ ધારણ કર્યા વિના ચલાવે જાય છે. તેવી જ રીતે આ જ્ઞાતિ પણ આજ દિન સુધી અંધારામાં રહી, તેમ છતાં શાસ્ત્રોક્ત કર્મ કરતી વખતે અલ્પ સમય માટે જનોઈ ધારણ કરે છે. માટે ઉપરનો આક્ષેપ સાચો ઠરતો નથી.

૨. આજકાલ બ્રાહ્મણ-ક્ષત્રિય-વાણિયા જ્ઞાતિઓ પણ અમુક વંશ સાથે એટલે કે પોતાની જ્ઞાતિના જુદા જુદા વર્ગ આપસઆપસમાં રોટીબેટી વ્યવહાર રાખતા નથી. તે જ રીતે કણબી જ્ઞાતિ પણ પોતાના વર્ગ સિવાય બીજા સાથે રોટીબેટી વહેવાર રાખતી નથી. એટલે આ શંકા વજૂદ વિનાની છે.

૩. કણબીઓ જાતે ખેતી કરે છે માટે તેઓ ક્ષત્રિય નથી, એમ કહેવું એક ભૂલભરેલું છે. તેઓ ખેતી કરે છે અને કરાવે પણ છે. ખેતી કરવી એ નિંદિત કર્મ નથી. પરાશરસ્મૃતિમાં કહ્યું છે : **ક્ષત્રિયોપિ કૃષિ કૃત્વા, કૃષિવાણિજ્ય-શિલ્પકર્મરાજ્ઞ:**[૪૦] એટલે કે ક્ષત્રિયો ખેતી, વેપાર અને શિલ્પાદિ કર્મ કરી શકે 

૪૦. પરાશરસ્મૃતિ અધ્યાય બીજો શ્લોક, ૧૮-૧૯.

છે. આગળ આપણે જોઈ ગયા છીએ કે, ઋષિમુનિઓ પણ ખેતી કરતા હતા.



પંડિત પદ્મનાભ શાસ્ત્રીએ ખૂબ દલીલો કરી કે, કણબીઓ ક્ષત્રિય નથી. પણ તેમની દલીલોને શાસ્ત્રોના આધારથી બીજા પંડિતોએ ખુલ્લી પાડી દીધી. તેમણે કણબીઓ ક્ષત્રિય છે તે સ્વીકાર્યું, પણ જનોઈ ધારણ કરી શકે તેનો વિરોધ કર્યો. કાશીનિવાસી પંડિત રામમિથ શાસ્ત્રીએ 'વ્રાત્ય સંસ્કાર મીમાંસા' નામનું પુસ્તક રજૂ કરી શંકાઓનું નિવારણ કર્યું.

ઈ.સ. ૧૯૦૫માં શ્રીમચ્છંકરાચાર્ય ગોવર્ધન મહીપીઠેશ્વરે વાંસવાડામાં પસાચ-સાંઈઠ પંડિતોની હાજરીમાં કણબીઓને જનોઈ દીધી હતી અને બ્રાહ્મણોના હાથે સંસ્કાર કરાવ્યો હતો.

સભાપતિ રામચરણ ગોસ્વામીએ નિર્ણય જાહેર કર્યો :

માલમાલિની (દેવી)ના ભક્ત કૂર્મ નામના ઋષિના કુળમાં પહેલાં પ્રાણનાથ રાજા પ્રગટ થયા. આ સ્કંદપુરાણના સહ્યાદ્રિ ખંડના અધ્યાય ૩૩ અને ૬૪મા કૂર્મવંશની ગણના ક્ષત્રિયોમાં કરી છે. કૂર્મના પુત્ર કૌર્મી નામના પદથી દેશની ભાષાઓમાં કૂર્મી-કૂનબી વગેરે જેવા ઘણા અપભ્રંશ થયા છે. આમ કૂર્મીઓ તે જ વંશના છે. કૂર્મી સિવાય બીજા કોઈ ક્ષત્રિયો કૂર્મી વંશના નામે પ્રસિદ્ધ નથી. આ વંશમાં મહારાજ શિવાજી જેવા ઘણા વીરો પેદા થયા છે. વિશેષમાં માનનીય શ્રી જગન્નાથજી ૧૧૦૮ શ્રી ગોવર્ધન મઠાધીશ્વર જગદ્‌ગુરુ શંકરાચાર્યજીએ ઉનાવ જિલ્લાના કૂર્મી લોકોને યજ્ઞોપવીતના સંસ્કાર કરાવ્યા હતા. સંકેશ્વર મઠના શ્રી ૧૧૦૮ સ્વામી જગદ્‌ગુરુ શંકરાચાર્યે કોલ્હાપુરના મહારાજને યજ્ઞોપવીતની આજ્ઞા આપી હતી. આ મહારાજ કૂર્મીવંશીય છે. અને આ સભાએ પણ કૂર્મીઓને ક્ષત્રિય સિવાયના બીજા વંશના સિદ્ધ નથી કર્યા તેથી તેઓ ક્ષત્રિય છે તે સિદ્ધ થાય છે. તેઓને ઉપનયન સંસ્કારનો કશો બાધ નથી.[૪૧]

| | |
|---|---|
| કૌર્મીસભા | સહી |
| ભરેહટા | **રાધાચરણ ગોસ્વામી** |
| જ્યેષ્ઠ શુક્લ-૩ | પ્રમુખ |
| સંવત ૧૯૬૩ વિ. | વૃંદાવનવાસી |



---

૪૧. જુઓ દીપનારાયણસિંહ : 'કૂર્મી ક્ષત્રિયત્વ નિર્ણય', પૃષ્ઠ ૨૦૩-૨૦૫. દીપનારાયણસિંહજી અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાના અમદાવાદના અધિવેશનમાં ગુજરાતમાં આવ્યા હતા.

નાસિક પંચવટી મઠના ડૉ. કૂર્તકોટીએ શ્રી શંકરાચાર્યનો મત મધ્યપ્રાંતના વરારના લુણારી કુણબી અથવા ક્ષત્રિય મરાઠા સમાજના રામરાવ, ગણપતરાવ, દેશમુખ, વાટોડેકરના નામના પોતાના પત્રમાં ડૉ. કૂર્તકોટીએ લખ્યું હતું :

'...તમે દાખલ કરેલાં પ્રમાણપત્રોમાં સંવત ૧૯૬૨ (ઈ.સ. ૧૯૦૫) મિતિ કાર્તિક શુક્લ ૯ નો શ્રીમંત ઉદેપુરના રાણાનો પત્ર સતારાના છત્રપતિ શ્રી પ્રતાપસિંહ મહારાજાના નામનો છે અને જેમાં લખ્યું છે કે, રાજપૂતાનાના ક્ષત્રિય લોકોમાં કોઈ કોઈ શ્રીમંત લોક સમય પર યજ્ઞોપવીત સંસ્કાર કરે છે. કોઈ કોઈ વિવાહના સમયે અને કોઈ કોઈ ગરીબ વગેરે કરતા પણ નથી. પરંતુ તેનાથી જ્ઞાતિસંબંધમાં કોઈ ફેર પડતો નથી.' આ વાક્ય જોતાં આજકાલના સમયમાં સંસ્કારની રીતભાત અનુસાર જ્ઞાતિના ભેદ માનવા ઉચિત નથી. તેનો સારાંશ એ છે કે, તમારો સમાજ અસલી ક્ષત્રિય આર્યવંશનો છે. તેવો આ મઠનો સ્પષ્ટ અભિપ્રાય છે.[૪૨]

## આધુનિક કાળના શાસકીય આદેશ

હીઝ હાઈનેસની રાયમાં કૂર્મીઓની એક સન્માનનીય જ્ઞાતિ છે. જેને શાસનની સેવા માટે રોકવી તે બધી રીતે અનુચિત છે.[૪૩] અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાના પ્રતિનિધિમંડળને મળીને ગવર્નરે નિશ્ચય કર્યો છે કે, કોઈ પણ કૂર્મી માલ વિભાગ, ઉત્તર પ્રદેશમાં પોતાને કૂર્મી ક્ષત્રિય લખાવવા માગતો હોય તો નવી ગણતરી વખતે તે તેમ લખાવી શકશે.[૪૪] ક્રમાંક ૩૪૦/૧ અ/૩૮૯ દ્વારા આદેશની એક એક નકલ બધા કમિશનરોને સૂચના માટે મોકલી આપવામાં આવી છે.[૪૫]

મધ્યપ્રદેશના રેવા રાજ્ય સરકાર દ્વારા બહાર પાડવામાં આવેલ આદેશમાં જણાવ્યું છે :

---

૪૨. મૂળ સંસ્કૃત લખાણ માટે જુઓ - દીપનારાયણસિંહ : 'કૂર્મી ક્ષત્રિય નિર્ણય' બીજી આવૃત્તિ ૧૯૭૨, પાન ૭૬-૭૭.

૪૩. His Honour is however of opinion that Kurmies constitute a respectable community which he would be reluctant to include from Government Service.



૪૪. પશ્ચિમોત્તર લખનૌ પ્રાંત તથા અવધના પોલીસ મહાનિરીક્ષક દ્વારા શાસનને લખેલ પત્ર ક્રમાંક ૨૫૭/૮/૧૮૬ એ/૬ ૨૧ માર્ચ ૧૮૮૬.

૪૫. ઉત્તરપ્રદેશ શાસન રેવન્યુ વિભાગના આદેશ ક્રમાંક ૩૩૬/૧૯-૩૮૯, ૩, માર્ચ ૧૯૩૧.

આદેશ ક્રમાંક - ૧૩૮



*રેવા સેન્ટ્રલ ઇન્ડિયા તા. ૧૦ જુલાઈ ૧૯૪૭*

*શ્રીમાન સરકારને એ રાજાજ્ઞા બહાર પાડતાં ખુશી થાય છે કે, ભવિષ્યમાં 'કૂર્મી' સરકારી કાગળોમાં 'કૂર્મી વંશીય' લખવામાં આવશે.*

*હસ્તાક્ષર - નરેન્દ્રનાથ*
*સચિવ, સામાન્ય પ્રશાસન*

વિન્ધ્ય પ્રદેશ, રેવાના ડેપ્યુટી સેક્રેટરી એક પત્ર દ્વારા જણાવે છે કે, કૂર્મી વંશીય માટે પહેલાં જાહેર થયેલી, રાજાજ્ઞા સારાયે વિન્ધ્ય પ્રદેશમાં લાગુ પાડવામાં આવશે.[૪૬]

પ્રસિદ્ધ અંગ્રેજ લેખકોએ પણ કૂર્મીઓના ક્ષત્રિયત્વનો સ્વીકાર કર્યો છે. ક્ષત્રિયોનો વહેવાર કૂર્મીઓના વહેવારથી ભિન્ન નથી હોતો. તેઓ તેમની સાથે ખાનપાન કરે છે.[૪૭] રેવરેન્ડ શેરિંગ લખે છે, 'તેઓ લાંબા, શક્તિશાળી, બોલવામાં નીડર તથા ચાલચલનમાં સ્વતંત્ર હોય છે. તેઓ ચાપલુસી અને ખુશામતરહિત હોય છે.' અંગ્રેજ વિદ્વાનોના અભિપ્રાય માટે પરિશિષ્ટ-૧ જોવા માટે ભલામણ છે.

ગુણ, કર્મ અને સ્વભાવમાં પરિવર્તન થતાં કોઈ પણ મનુષ્યનો વર્ણ બદલાઈ જાય છે. તેની શાસ્ત્રોક્ત વ્યાખ્યા પ્રાચીન ધર્મગ્રંથોમાં મળે છે. મનુસ્મૃતિમાં કહેવાયું છે કે, શૂદ્ર પણ પોતાનાં ઉચ્ચ કર્મો દ્વારા બ્રાહ્મણત્વને પ્રાપ્ત કરી શકે છે. તે જ રીતે બ્રાહ્મણ પણ નીચ કર્મ કરીને શૂદ્રત્વને પ્રાપ્ત કરી શકે છે. તે જ રીતે ક્ષત્રિય અને વૈશ્ય ગુણકર્મને આધારે, પરિવર્તનને આધારે બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર વર્ણમાં તે અનુસાર પરિવર્તિત થઈ જાય છે.[૪૮]

મનુએ સ્પષ્ટ કહ્યું છે કે, 'જન્મથી બધા જ શૂદ્ર પેદા થાય છે. સંસ્કારી થતાં દ્વિજ અને વેદોનો અભ્યાસ કરી વિપ્ર તથા બ્રહ્મને જાણવાથી બ્રાહ્મણ થાય છે.' તે જ આધાર પર ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલ વિશ્વામિત્ર, વેશ્યાપુત્ર જાબાલ, વૈશ્ય કુળમાં વશુકરણ અને તુલાધર, શૂદ્રકુળમાં કવષ ઐલુષ, ચાંડાળકુળમાં માતંક અને ધર્મવ્યાધ દાસીપુત્ર કક્ષીયાન વગેરે આત્મબળે પોતાના



---

૪૬. આદેશ ક્રમાંક ૨૮૮૩/આઈ-એફ-૧૫/૪૮, રેવા ૩૦ એપ્રિલ ૧૯૪૯.
૪૭. બૉમ્બે ગેઝેટિયર, ખંડ ૨૧, પાન ૧૦૧, ઈ.સ. ૧૯૧૦.
૪૮. મનુસ્મૃતિ, પાન ૮૮.

વિદ્યાબળથી ઋષિપદ પામ્યા હતા. પરાશર ઋષિ ચાંડાલ કન્યાથી ઉત્પન્ન થયા હતા. વ્યાસનો જન્મ કેવટની દીકરીથી થયો હતો. વશિષ્ઠનો જન્મ વેશ્યાના ગર્ભમાંથી થયો હતો. આ બધાએ પોતાના તપબળે ઋષિપદ પ્રાપ્ત કર્યું હતું. ૨૧મી સદીના આરે આવીને જગત ઊભું છે ત્યારે શંકરાચાર્ય દ્વારા સ્ત્રીઓને વેદ વાંચવાનો અધિકાર નથી તેવું કહેવું ચિંતાનો વિષય ગણાવી શકાય. ગૌતમ બુદ્ધ કહે છે, જન્મથી કોઈ શૂદ્ર નથી હોતો, ન કોઈ જન્મથી બ્રાહ્મણ હોતો; કર્મથી માણસ શૂદ્ર અને કર્મથી જ માણસ બ્રાહ્મણ થાય છે.

બ્રાહ્મણ અને ક્ષત્રિયોનો સંઘર્ષ સત્તાપ્રાપ્તિ માટેનો હતો. પ્રારંભમાં ક્ષત્રિયોનું સ્થાન સમાજમાં પ્રથમ નંબરનું હતું. વિશ્વામિત્ર ક્ષત્રિય હતા, વશિષ્ઠ બ્રાહ્મણ હતા. તેમનો સંઘર્ષ લોકપ્રસિદ્ધ છે. યુદ્ધમાં પ્રાપ્ત થતી કેટલીક વસ્તુઓ પશુ, કૃષિ અને વેપારથી પ્રાપ્ત થતો ભાગ, તથા વેતન ક્ષત્રિયોનો આર્થિક અને ભૌતિક સમૃદ્ધિનો આધાર હતો. તેઓએ બ્રાહ્મણોનું ઉપરીપણું સ્વીકારવાની ના પાડી દીધી. કારણ કે, બ્રાહ્મણો રાજા પર આધારિત હતા.[૪૯]

## કુરુમીન દેશે

માર્તન્ડ પુરાણમાં પુલિન્દ તથા સુમીન દેશોની પશ્ચિમે કુરુમી (કુરુમીન) દેશનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ કુરમી શબ્દથી કુરમીઓની પ્રાચીનતા સ્પષ્ટ થાય છે. ઈ.સ. ૬૦૬ હર્ષવર્ધન રાજગાદી પર બેઠો હતો. તેના રાજકવિ બાણભટ્ટે હર્ષચરિત નામના ગ્રંથમાં વિંધ્યાચલ પ્રદેશનું વર્ણન કરતાં લખ્યું છે, 'નિકટવાસી કુલંબી લોકો બધી બાજુથી જંગલ તરફ પ્રવેશ કરી રહ્યા હતા.'[૫૦] બાણભટ્ટના વર્ણનમાં વપરાયેલ શબ્દ 'કુટુમ્બિક' કુણબી જ્ઞાતિનો સૂચક છે. ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ લખે છે, કુટુમ્બીનો અર્થ કુટુમ્બી પણ થઈ શકે છે. પરંતુ બાણના વર્ણનમાં એવું પરિભાષિત થાય છે કે, જેનો અર્થ 'કુણબી' જ્ઞાતિ હતો.

ભગવાન બુદ્ધના વખતમાં બે જનપદોમાં વિભક્ત મલ્લ કૂર્મીઓનું સંઘરાજ્ય હતું. એક જનપદની રાજગાદી કુશાવતી હતી. બીજા જનપદની રાજધાની પાળા હતા. જૈન કલ્પસૂત્રોમાં પણ મલ્લોનું વર્ણન કરેલું છે. આ પ્રદેશના બધા મલ્લકૂર્મીઓ ક્ષત્રિય હતા.[૫૧] વર્તમાન ઉત્તરપ્રદેશના દેવરિયા તથા ગોરખપુર જિલ્લામાં વસતા 'સેંથવાર' કૂર્મી ક્ષત્રિય બૌદ્ધિકકાળના પ્રાચીન મલ્લ

---

૪૯. લક્ષ્મણરાવ - સંપાદક : ઓ. પી. ટંડન. રિસર્ચ પ્રોસ્પેક્ટસ - કાશી વિશ્વવિદ્યાલય, ૧૯૮૯, પાન ૪૧૭-૧૮.

૫૦. બાણભટ્ટ, 'હર્ષચરિત', સાતમો ઉચ્છ્વાસ.

૫૧. મલ્લોની બંને શાખાઓ ક્ષત્રિય હતી. બૌદ્ધધર્મના કતિપય પ્રસિદ્ધ મહાન વ્યક્તિ મલ્લ હતા.

હશે. મલ્લોની પાવી નગરીમાં ભગવાન મહાવીરે દેહત્યાગ કર્યો હતો.

ઐતિહાસિક પ્રમાણોના આધાર પર આપણે કહી શકીએ કે, વિભિન્ન ઈતિહાસપ્રસિદ્ધ સામ્રાજ્ય જેવા કે, વર્ધન, ચોલ, મોખરી, પાંડ્ય તથા મરાઠા સામ્રાજ્ય કૂર્મી ક્ષત્રિયો દ્વારા સ્થાપિત કરાયાં હતાં.

**કૂર્મવંશી ક્ષત્રિયોના વંશો**

મહર્ષિ કૂર્મના વંશજ કૂર્મીવંશી ક્ષત્રિય તરીકે ઓળખાય છે. સૂર્યવંશી અને ચંદ્રવંશી જેવા બે મુખ્ય વંશોમાંથી ક્ષત્રિયોની ઉત્પત્તિ માનવામાં આવે છે. આ બંને વંશોના પેટા ભાગમાં બ્રહ્મવંશ, શેષવંશ, યદુવંશ, રઘુવંશ, રામવંશ, કુશવંશ, લવવંશ, કુરુવંશ, ભરતવંશ વગેરે આવેલા છે. લવવંશના લેઉઆ અને કુશવંશના કડવા પાટીદાર ગણાયા.

રામચંદ્રના બે પુત્રોમાંથી કુશને કુશાવતી અને લવને અવંતિકાનું રાજ આપ્યાનાં પ્રમાણો મળે છે.

કુશકો દઈ કુશાવતી, નગર કોશલ દેશ,<br>
લવકો દઈ અવન્તિકા, ઉત્તર ઉત્તમ વંશ.[૫૨]

સૂર્યવંશ અંતર્ગત બાર ગોત્રનો ઉલ્લેખ સ્કંદપુરાણ સહ્યાદ્રિખંડ અધ્યાય ૨૭/૧૭-૧૯માં જોવા મળે છે. અને આ જ પુરાણમાં અધ્યાય ૩૯/૨૭-૩૫માં ચંદ્રવંશી ગોત્રનો ઉલ્લેખ જોવા મળે છે. મહારાષ્ટ્ર કુલવંશાવલીના એક શ્લોકમાં જણાવ્યા મુજબ સૂર્યવંશમાં બાર ગોત્ર અને ચંદ્રવંશમાં ૨૫ ગોત્ર છે. આ બંને ગોત્રનાં નામ ઋષિમુનિઓનાં નામ પરથી પડેલાં છે. કૂર્મીવંશીય ક્ષત્રિયનાં ગોત્ર આ નામો પર આધારિત છે.

પાણિનિની અષ્ટાધ્યાયી ૨/૧/૧૯માં પરિવારને કુળ કહ્યું છે. ઘણાં વર્ષો સુધી કુળ ચાલે તેને વંશને નામે ઓળખે છે. વંશ રક્તના સંબંધથી અને વિદ્યા સંબંધથી બંધાય છે. જ્યારે રક્તસંબંધ પર આધારિત એકમને ગોત્ર કહેવામાં આવે છે.[૫૩]

કૂર્મી (કણબી) લોકોની કુલ શાખો ૨૯૨ નામની છે. સંપૂર્ણ સંખ્યામાંથી ૧૦૨ની ઉત્પત્તિ ચંદ્ર દ્વારા અને ૪૮ની ઉત્પત્તિ સૂર્યથી અને ૮૧ની ઉત્પત્તિ બ્રહ્મા દ્વારા મનાય છે. બાકીનાં ૩૧ કુળોના સંબંધ અન્ય વિવિધ વંશો સાથે છે.[૫૪]

---



૫૨. રામચંદ્રિકાપ્રકાશ, પાન ૩૯.

૫૩. વંશ અને ગોત્રના વધુ અભ્યાસ માટે જુઓ, આચાર્ય ચતુરસેન 'ભારતીય સંસ્કૃતિ કા ઈતિહાસ', પાન નં. ૯૦.

૫૪. બૉમ્બે ગેઝેટિયર બેલગામ ભાગ-૨૧. વધુ વિગતો માટે જુઓ ડૉ. મંગુભાઈ પટેલ, 'કુલમી ક્ષત્રિય પાટીદારો' કા ઈતિહાસ', અમદાવાદ-૧૯૯૧.

'કમ્પેડિયમ ઑફ હિન્દુ કાસ્ટ્સ ઍન્ડ ટ્રાઈબ્સ' નામના ગ્રંથમાં કૂર્મી જ્ઞાતિનાં અનેક કુળોનું વર્ણન કર્યું છે તે નીચે મુજબનાં છે :

| | કૂર્મી કુળનું નામ | મુખ્ય વંશ | | કૂર્મી કુળનું નામ | મુખ્ય વંશ |
|---|---|---|---|---|---|
| ૧. | કૂર્મવંશ | સૂર્ય | ૨૮. | શૂરસેન | ચંદ્ર |
| ૨. | સૂર્યવંશ | સૂર્ય | ૨૯. | સયાન | ચંદ્ર-શેષ |
| ૩. | કુશવંશ | સૂર્ય | ૩૦. | સંગવાન | સૂર્ય |
| ૪. | લવવંશ | સૂર્ય | ૩૧. | સોયાવન | બ્રહ્મા |
| ૫. | કૂર્મવંશ (કૂર્મ ઋષિવાળો) | ચંદ્ર | ૩૨. | ચૌહાણ | ચંદ્ર |
| ૬. | કુરુવંશ | ચંદ્ર | ૩૩. | ચંદન | ચંદ્ર |
| ૭. | યદુવંશ | ચંદ્ર | ૩૪. | પરિહાર | સૂર્ય |
| ૮. | માધવ | ચંદ્ર | ૩૫. | દેશમુખ | શેષ |
| ૯. | સાવંત | ચંદ્ર | ૩૬. | રાણે | સૂર્ય |
| ૧૦. | શાકાવંત | બ્રહ્મ | ૩૭. | રાવલ | સૂર્ય |
| ૧૧. | યશવંત | યદુ | ૩૮. | રાવત | સૂર્ય |
| ૧૨. | સુલંક | સૂર્ય | ૩૯. | જગતાપ | ચંદ્ર |
| ૧૩. | નાયક | સૂર્ય | ૪૦. | સુરવે | સૂર્ય |
| ૧૪. | ચાલુક્ય | ચંદ્ર | ૪૧. | ભોંસલે | સૂર્ય |
| ૧૫. | ચંદેલ | ચંદ્ર | ૪૨. | સાવલે | સૂર્ય |
| ૧૬. | પટેલ | યદુ | ૪૩. | શકલ | ચંદ્ર |
| ૧૭. | ચૌધરી | સૂર્ય-ચંદ્ર | ૪૪. | નિકાગ | સૂર્ય |
| ૧૮. | પવાર | સૂર્ય | ૪૫. | કદમ્બ | સૂર્ય |
| ૧૯. | શિલાર | ચંદ્ર | ૪૬. | બુંદેલા | સૂર્ય |
| ૨૦. | તોંવર | યદુ | ૪૭. | પાઠારીય | સૂર્ય |
| ૨૧. | ઠાકુર | શેષ | ૪૮. | પાટીદાર | સૂર્ય |
| ૨૨. | ગૂર્જર | ચંદ્ર | ૪૯. | ગાયકવાડ | સૂર્ય |
| ૨૩. | રાચોડ | સૂર્ય | ૫૦. | પદનવાર | સૂર્ય |
| ૨૪. | રાઠોડ | ચંદ્ર | ૫૧. | જયસ્વાલ | સૂર્ય |
| ૨૫. | ઘોડચઢ | સૂર્ય | ૫૨. | વયસવાર | સૂર્ય |
| ૨૬. | ઘોરપડે | સૂર્ય | ૫૩. | મનવાર | સૂર્ય |
| ૨૭. | ચંદ્રવાલ | ચંદ્ર | ૫૪. | કટિયાર | ચંદ્ર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૫. | સૈંથવાર | ચંદ્ર | ૬૪. | શિન્દે | સૂર્ય |
| ૫૬ | સિંગાપોર | સૂર્ય | ૬૫. | સિસોદે | સૂર્ય |
| ૫૭. | અવધિયા | સૂર્ય | ૬૬. | નાવર | - |
| ૫૮. | કનોજિરા | ચંદ્ર | ૬૭. | રેડ્ડી | - |
| ૫૯. | ગુજરાતી કૂર્મી | ચંદ્ર | ૬૮. | રાઉ-રાવ | સૂર્ય |
| ૬૦. | મરાઠા | સૂર્ય, ચંદ્ર, શેષ યદુ | ૬૯. | સામવંત | બ્રહ્મ |
| ૬૧. | વંશવાર | - | ૭૦. | ક્ષત્રિય | - |
| ૬૨. | વક્કાલીગર | - | ૭૧. | ચંદેરિય | - |
| ૬૩. | ધમૈલા | ચંદ્ર | ૭૨. | ગાયકવાડ | સૂર્ય |

કેટલાક મહત્ત્વના વંશોની ચર્ચા કરતાં આપણને પાટીદારોનુ મૂળ જડે છે.

## કૂર્મવંશ (સૂર્યવંશ)

સૂર્યનું નામ જ કૂર્મ છે, તેની ચર્ચા અગાઉ આપણે કરી છે. સૂર્યના નામે સૂર્યવંશ ચાલ્યો. રામ પોતે પણ સૂર્યવંશી ક્ષત્રિય હતા. તેમના પુત્રો કુશે કુશાવતી અને લવે લવપુર (લાહોર) નગરી વસાવી હતી. લવ અને કુશના વંશજો આજે પણ ગુજરાત તથા મધ્યપ્રદેશના પશ્ચિમ જિલ્લા ધાર, ખરગોન, નિમાડ, માળવામાં જોવા મળે છે. પંજાબ અને અયોધ્યામાં પણ તેમના વંશજો જોવા મળે છે. કેટલાક કૂર્મીઓનાં નામો ઋષિમુનિઓની સાથે પણ જોડાયેલાં હતાં. અને તે ઋષિઓ પોતાને સૂર્યવંશી કહેતા હતા. આજદિન સુધી ઘણા પ્રદેશોમાં પોતાનાં નામ પાછળ સિંહ લખવાનો રિવાજ હતો. પાટીદારો પણ તેમનાં નામ પાછળ સિંહ શબ્દ લખતા હતા. પાટડી દરબારો અને વીરમગામના દેસાઈઓ આજે પણ પોતાના નામ પાછળ બને ત્યાં સુધી સિંહ શબ્દનો પ્રયોગ કરે છે. અંગ્રેજ લેખકોએ પણ કૂર્મી જ્ઞાતિનો સૂર્યવંશી તરીકે ઉલ્લેખ કર્યો છે. ઈ. જી. જેન્કિસન લખે છે કે, 'ઝાંસી પ્રદેશના કૂર્મીઓ પોતાને સૂર્યવંશી કહે છે અને પોતાની ઉત્પત્તિ ત્રેતાયુગના બલભદ્ર નામના સૂર્યવંશી રાજાની માને છે.[૫૪-અ]

બૉમ્બે ગેઝેટિયરનો પણ એ જ મત છે કે, બેલગામ વગેરે પ્રદેશમાં સૂર્યવંશી કૂર્મીઓ પ્રખ્યાત છે. સ્કંદપુરાણના સહ્યાદ્રિખંડના અધ્યાય ૨૭માં આ વંશનું

૫૪-અ. ઈ. જી. જેન્કિસન : એક્વાયર ડિસ્ટ્રિક્ટ કમિશ્નર ઍન્ડ સેટલમેન્ટ અધિકારી, ૨૦ એપ્રિલ ૧૮૬૬ના લેખ 'ફેલો ઑન ધી કાસ્ટ્સ પ્રિવેલિંગ ઈન ધ ડિસ્ટ્રિક્ટ ઑફ ઝાંસી.'

વર્ણન સુંદર રીતે આપેલું છે. તેમાં અશ્વપતિ રાજાના નામે બાર કુળો ચાલ્યાં તેનું વર્ણન તેમાં છે. આધુનિક કાળમાં ઉત્તર પ્રદેશ તથા મધ્યપ્રદેશના કૂર્મીવંશીય કૂર્મીઓની સંખ્યા ઘણી મોટી છે. અહીંના પંડિતો પણ તેમને કૂર્મી ક્ષત્રિય માને છે અને લખે છે, વિખ્યાત કવિ પદ્માકર ભૂતપૂર્વ જયપુરના નરેશ સવાઈ મહારાજા જગતસિંહ કચ્છવાહને પોતાના પુસ્તક 'જગદ્વિનોદ' નામના ગ્રંથમાં સૂર્યવંશી લખ્યા છે.[૫૫]

જય જય જાહિર જગપતિ, જગતસિંહ નરનાહને
શ્રી પ્રતાપ નંદન બલી, રવિવંશી કચ્છવાહ.

આ કવિએ કાવ્યના દરેક અધ્યાયને અંતે આ 'કૂર્મ વંશાવતસ' લખ્યું છે.

કવિ પંડિત કૃષ્ણદત્તે કવિ બિહારીલાલના 'સતસઈ' નામના ગ્રંથના દોહા, ક્રમ ૬૧૩માં કવિતરૂપમાં ટીકા કરી છે. અને જયસિંહ માટે કૂરમ શબ્દનો પ્રયોગ કર્યો છે.

કૂરમ સવાઈ જયસિંહ કૈ અભંગ જગમગત,
દિનેશ કો સો તેજ, અંગ-અંગ મેં ઈત્યાદિ.

ભક્ત કવિ નાભાદાસે પણ 'ભક્તમાલા'માં ઈતિહાસપ્રસિદ્ધ પૃથ્વીરાજને પણ કૂર્મ કહ્યા છે.

પૃથ્વીરાજ પરચો પ્રકટ તન શંખ ચક્રમંડિત કિયો,
આવેર અછિત કૂર્મ કો દ્વારકાનાથ દર્શન દિયો.

મહારાજા પૃથ્વીરાજ ચૌહાણ કૂર્મવંશીય હતા. તેનાં અનેક પ્રમાણ તેમના દરબારી કવિ ચંદ બરદાઈએ આપ્યાં છે.

'કહૈ કન્હ નરનાહ, સુનુહ કુરમરાવ'.

કવિ ચંદે કૂર્મીઓને સૂર્ય જેવા તેજસ્વી અને દિક્પાલો જેવા સામર્થ્યવાન બતાવ્યા છે.

રવિ તેજ કહય કુરમ સબ ચહુ અમિય અબ્બૂધની,
દિગ્પાલ સબલ સામંત, રહે દબ્બી ધરતી ધની.

પૃથ્વીરાજ રાજાના બનેવી પજ્જૂન પણ મહાન સૂર્યવંશી સામંત હતા. તેઓ કૂર્મી ક્ષત્રિય હતા. કવિ ચંદ લખે છે :



માનવ દાનવ નૈવં દેવાનાં કુરુ પાંડવા,
કુરમ્મ રાઈ સમોબરિ, ન ભૂતો ન ભવિષ્યતિ.

---

૫૫. ડૉ. રામસિયાસિંહ 'કૂર્મ વંશી ક્ષત્રિય કીર્તિકથા, ૧૯૯૧, પાન ૫૬, સતના (મ.પ્ર.).

શ્રી વલ્લભ મનીરામ શર્માએ 'દૈવજ્ઞ વિનોદ' નામના ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, 'મારા વૃદ્ધ દાદાના દાદાઓના પૂર્વજો કૂર્મી જાતિના ક્ષત્રિયોના પુરોહિત હતા.[૫૬]

'વંશભાસ્કર' નામના ગ્રંથના કર્તા મિશ્રણ સૂર્યમલ્લે પણ કૂર્મ વંશને સૂર્યવંશનો ભાગ જ બતાવ્યો છે. કર્નલ ટોડે પણ રામચંદ્રના પુત્ર લવ અને કુશને 'કૂર્મ' કહ્યા છે.[૫૭]

**કુશવંશ**

કુશવંશ એ સૂર્યવંશની અંતર્ગત છે. કુશને કુશાવતીનું રાજ્ય આપવામાં આવ્યું હતું. પરંતુ પોતાના પિતાના સ્વર્ગવાસ બાદ થોડાક દિવસોમાં અયોધ્યા ચાલ્યા ગયા.[૫૮] કાલિદાસ કૃત 'રઘુવંશ'માં કુશ શાખાનું વર્ણન રાજા અગ્નિવર્ણ સુધી મળે છે. પરંતુ તે વર્ણન અગ્નિવર્ણથી પણ આગળ ચાલે છે. સ્કંદપુરાણના વર્ણન પ્રમાણે અગ્નિવર્ણના વંશમાં અશ્વપતિ નામનો રાજા થયો. તેણે પુત્રપ્રાપ્તિ માટે યજ્ઞ કરાવ્યો. તેનાથી બાર પુત્રો ઉત્પન્ન થયા અને દરેક અલગ અલગ કુળનો સ્થાપક બન્યો. કુશવંશમાંથી ઉત્પન્ન થયેલા 'કૂર્મી'. ગુજરાત મધ્યપ્રદેશના કેટલાક જિલ્લાના કૂર્મીઓ કડવા નામે ઓળખાય છે. ઉત્તર પ્રદેશમાં પણ તેઓ જોવા મળે છે.

'શિવબાવની' નામના પોતાના પ્રસિદ્ધ ગ્રંથમાં કવિ ભૂષણે શાસન કરનાર કુલાના અંતર્ગતમાં કુલને પણ ગણ્યો છે :

કુરમ કમલ કલ દ્વિજ હૈ, કલિન્દવર મુગલ ગુલાબ કેતકી સમાજ હૈ,
તોવર કનેરજાહી જુહી પુનિ ચંદ્રાવલ પાડરી, પાવર ગોરે કેવરે દરાજ હૈ,
ભૂષણ ભનત મુચકુન્દ બડે ગુજર હૈ બંધેલે વસંત સદા સુખદ નિવાજ હૈ.

આઈને-ઈ-અકબરીના હિન્દી સંસ્કરણમાં એક રાજાનું વર્ણન કરતાં લખ્યું છે :

સૂરજવંશી કૂર્મ કુળ, રવિ સોં તેજ પ્રતાપ,
તિમિર નશાવન જગત કો છત્રપતિ નૂપ આપ.

'વંશ ભાસ્કર'ના કર્તા મિશ્રણસૂર્ય મલ્લ લખે છે : કૂર્મ વંશ સૂર્યવંશનો

---

૫૬. પં. મનીરામ શર્મા, 'દૈવજ્ઞ વિનોદ', શ્રી વેંકટેશ્વર પ્રેસ, મુંબઈ, બીજી આવૃત્તિ(૧૯૦૩).
૫૭. કર્નલ ટોડ - રાજસ્થાનનો ઈતિહાસ, ભાગ-૧.
૫૮. જુઓ કાલિદાસ 'રઘુવંશ', સર્ગ-૧૬, શ્લોક ૪-૪૨.

જ ભાગ છે. અને તેની ઉત્પત્તિ અયોધ્યાના કોઈ સુમિત્ર નામના રાજાના પુત્ર 'કૂર્મ'થી બતાવી છે.

ઈસ સુમિત્ર સાકેત નૃપ તજવો યોગ બલ દેહ,
વિશ્વરાજ કૂરમ પ્રમુખ, હુવ બહુ સુત તસ ગેહ,
કૂર્મ વિશ્વ પર કી અનુજ જાસો કૂરમ વંશ.[૫૯]

**લવવંશ**

આ વંશ રામના પુત્ર લવથી શરૂ થયો છે અને તે પણ સૂર્યવંશનો એક ભાગ છે. નેપાળના રાજા પોતાને લવવંશી માને છે. નેપાળના મહારાજાધિરાજ જયપ્રતાપ મલ્લે સ્વરચિત 'નેપાળ ક્ષતિપાલ વંશાવલી'માં નેપાળના રાજાઓને લવવંશી તરીકે ઓળખાવ્યા છે.[૬૦]

લવવંશના કૂર્મી ક્ષત્રિયો વર્તમાનમાં ગુજરાતમાં ખાસ જોવા મળે છે. ગુજરાતમાં તેઓ લેઉઆ કૂર્મી તરીકે ઓળખાય છે. તેમાં પરંપરાગત એવી કથા પ્રચલિત છે કે, 'જબ અંતરવેદ' (ગંગા અને જમુના નદીની વચ્ચેનો ભૂ ભાગ)માં રજપૂતોએ પોતાનું આધિપત્ય સ્થાપિત કર્યું ત્યારે તેના પૂર્વજ કેટલાક લાહોર તરફ અને કેટલાક ગુજરાત તરફ ચાલી ગયા. આ સમયે ગુજરાતના રાજાએ તેઓની સાથે વિવાહસંબંધો સ્થાપિત કરવાની ઈચ્છા વ્યક્ત કરી, પરંતુ તેઓએ તેનો અસ્વીકાર કરી દીધો. પરિણામે રાજા અને તેઓની વચ્ચે મતભેદ પડ્યો અને યુદ્ધ થયું. તેમાં રાજા હાર્યો અને આ લોકો આ પ્રદેશમાં સ્થિર થયા. જ્યારથી તેમણે તેમનો દેશ ત્યજી દીધો ત્યારથી તેઓ કૃષિકર્મ દ્વારા જીવનનિર્વાહ કરતા હતા. પણ તેઓ સૂર્યવંશી ક્ષત્રિયો હતા.

બૉમ્બે ગેઝેટિયરમાં જૂનાગઢ નિવાસી શ્રી હેમાભાઈ અજભાઈ વહીવટદારનું ૧૮૮૯માં કરેલું કથન અંકિત છે. 'રામચંદ્રને બે પુત્રો હતા. એકનું નામ લવ અને બીજાનું કુશ. લવથી લવ ગણ અને કુશથી કડવા કુશવંશી ઉત્પન્ન થયા.[૬૧] બૉમ્બે ગેઝેટિયરમાં કહ્યું છે. ગુજરાતમાં કણબી લોકોમાં મુખ્ય ચાર ભેદ છે :

---



૫૯. મિશ્રણસૂર્ય 'મલ્લ' વંશ ભાસ્કર, ભાગ-૨, પૃ. ૧૦૧૩-૧૦૧૪ (શ્રી દેવીપ્રસાદસિંહ 'ક્ષેત્ર પ્રભાકર'ની બીજી આવૃત્તિમાં લખે છે, આ બાબતના પ્રમાણિત આધારો આપવામાં આવ્યા નથી. જુઓ પાન ૩૯.

૬૦. 'તત્પુત્ર : સૂર્યતુલયો લવ ઈતિ વિદિતો' જુઓ - ઈન્સ્ક્રીપ્શન્સ ફ્રોમ નેપાલ. પૃ. ૨૯-૩૧.

૬૧. બૉમ્બે ગેઝેટિયર, ભાગ-૯, પાન-૧.

કડવા, લેઉઆ, આંજણા, મતિયા. તે હિન્દુઓની કુલ આબાદીના ૧૪.૨૬ ટકા છે. ૧૯૦૧માં ગુજરાતમાં કડવા કણબી ૪,૦૦,૦૯૫ હતા. લેઉઆ કુણબી ૫,૬૮,૧૮૫ હતા. લેઉઆમાં બે ભેદ છે : પાટીદાર અને કણબી. વિધવા સાથે લગ્ન કરનાર કણબી તરીકે ઓળખાતા અને વિધવાવિવાહનો વિરોધ કરનારને પાટીદાર તરીકે ઓળખવામાં આવતા. બ્રિટિશ શાસન પહેલાં સરકાર તથા ખેડૂતો વચ્ચે મધ્યસ્થી તરીકે કર વસૂલ કરવાનું આ પાટીદારો કરતા. આંજણા કણબીઓની સંખ્યા ૩૧,૪૮૧ હતી. તેઓ પોતાના નામ પાછળ સિંહ લખતા હતા. તે ભોલાવત, ચૌહાન, યાદવ, પરમાર, જરમાલ, રાઠોડ, સોલંકી વગેરે ૨૩ કુળોમાં વહેંચાયેલા છે. તથા તેઓ ચારિત્ર અને વ્યવસાયમાં રજપૂતો કરતાં શ્રેષ્ઠ છે. મત્યા કણબીની સંખ્યા ૪,૦૨૬ છે. તેઓ કડવા-લેઉઆની જેમ શુદ્ધ શાકાહારી છે. મચ્છી, માંસ અને દારૂની પરહેજ રાખે છે. તેઓ સમૃદ્ધ કિસાન છે. અને પોતાને 'સત્પંથી' તરીકે ઓળખાવે છે.[૬૨]

પ્રચલિત એક કથા મુજબ ગુજરાતના કૂર્મી અયોધ્યાથી બહિષ્કૃત થઈ મથુરામાં જઈ વસ્યા. ત્યાંથી વિવશ થઈ મારવાડ થઈ ગુજરાતમાં આવ્યા. અનુમાન છે કે આજથી લગભગ ૨૦૦૦ વર્ષ પહેલાં તેઓ ગુજરાતમાં આવી સ્થિર થયા હોય.

## કૂર્મકુળ (ચંદ્રવંશનો ભાગ)

સ્કંદપુરાણ સહ્યાદ્રિખંડ, અધ્યાય ૩૦-૩૪માં ચંદ્રવંશી ક્ષત્રિયના અંતર્ગતના કૂર્મ કુળનું વિવરણ આપવામાં આવ્યું છે. આ કુળ કૂર્મ ઋષિથી ચાલ્યું હતું.

માલમાલિનીભક્તસ્ય કૂર્મનામ્નો ઋષેઃ કુલે ॥ (૬૪) માલમાલિની દેવીના ભક્ત કૂર્મ નામના ઋષિના કુળમાં પ્રથમ રાજા પ્રાણનાથનો જન્મ થયો. તેના વંશમાં રાજા બાહુશાલા જન્મ્યો. તે જ વંશમાં રાજા દીર્ઘબાહુ રાજા થયો. ત્યાર પછી આ કુળને વધારનાર અનેક રાજાઓ જન્મ્યા. સ્કંદપુરાણમાં ચંદ્રવંશની ઉત્પત્તિના સમયમાં અધ્યાય ૩૦માં વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે. કશ્યપના પુત્ર અત્રિ, અત્રિના પુત્ર ચંદ્ર (સોમ)થી ચંદ્રવંશ થયો. ચંદ્રનો પુત્ર બુધ અને તેનો પુત્ર પુરૂરવા. આમ તે વંશ આગળ વધતો રહ્યો.



૬૨. બૉમ્બે ગેઝેટિયર, ભાગ-૯. વધુ વિગત માટે જુઓ ડૉ. મંગુભાઈ લિખિત 'રાવ બહાદુર બેચરદાસ અંબાઈદાસ લશ્કરી (૧૮૧૮-૧૯૮૮) સામાજિક અને ઔદ્યોગિક નેતા' : ગુ. યુનિ., અમદાવાદ

## કુરુવંશ

કુરુગણના વિશે મહાભારતમાં વિસ્તૃત વર્ણન મળે છે. ચૌધરી દેવીપ્રસાદસિંહના મત મુજબ, 'કુરુગણ હિમાલય પર્વતથી ઉત્તર તરફના પ્રદેશના આદિ નિવાસીઓ હતા. તે લોકોએ ત્યાંથી આવી આધુનિક દિલ્હી પાસે હસ્તિનાપુરમાં શક્તિશાળી રાજ્ય ચલાવ્યું'.[૬૩]

બાળ ગંગાધર ટિળકના મત અનુસાર 'હસ્તિનાપુરની ચારે બાજુ તરફનું મેદાન કુરુક્ષેત્ર છે. વર્તમાન દિલ્હી શહેર તેના ઉપર વસ્યું છે. કુરુ પાંડવોના પૂર્વજ કુરુ નામના રાજા આ મેદાનને કષ્ટથી ખેડતા હતા. માટે તે કુરુના ખેતર તરીકે ઓળખાતું. ઐતરેય બ્રાહ્મણ અને વિષ્ણુ પુરાણ વગેરેમાં પણ કુરુ ક્ષેત્રનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ભગવદ્ ગીતામાં પણ કૌરવ પાંડવ યુદ્ધ વખતે કૃષ્ણ દ્વારા અર્જુનને આપેલા ઉપદેશનું વર્ણન છે. ઋગ્વેદમાં પાંચ આદિ જાતિઓનું વિવરણ છે. જેમાં કુરુ, પાંચાલ, ભદ્ર વગેરેનો સમાવેશ થાય છે. મહાભારતમાં કહેવાયું છે કે, પહેલાં રાજર્ષિઓમાં શ્રેષ્ઠ બુદ્ધિમાન તથા તેજસ્વી મહાત્મા કુરુએ પોતે પોતાના હાથથી ખેડીને આ કુરુક્ષેત્ર પ્રસિદ્ધ કર્યું હતું'.[૬૪]

■ ■ ■



૬૩. દેવીપ્રસાદ સિંહ 'ક્ષત્રકુલાદર્શ', બીજી આવૃત્તિ, પા. ૪૦, ૧૯૭૮, લખનૌ.

૬૪. મહાભારત, શલ્યપર્વ, અધ્યાય ૫૩.

## પ્રકરણ ૩

# આધુનિક કાળમાં શાસકીય આદેશો અને કૂર્મી જ્ઞાતિની ઓળખ

કાલાન્તરે કૂર્મી શબ્દ અપભ્રંશ થતો રહ્યો. કાળ, સ્થાન અને ભાષાભેદને કારણે દેશમાં યત્ર, તત્ર આજ પણ કૂર્મી, કૂમી, કુરમી, કૂનબી, કણબી અને કૂલબી વગેરે એક જ જ્ઞાતિને જુદા જુદા જ્ઞાતિબોધક નામથી ઓળખવામાં આવે છે. 'કૂર્મ સિદ્ધાન્ત વિમર્શ' ગ્રંથના રચયિતા પંડિત લક્ષ્મીશંકર મિશ્રએ વેદ આધારિત પ્રમાણો અને અન્ય શાસ્ત્રપુરાણોથી સિદ્ધ કર્યું છે કે, કૂર્મી એક ખૂબ પ્રાચીન જ્ઞાતિ છે. અને તેનું નામાભિધાન વૈદિક શબ્દ કૂર્મ અથવા કૂર્મીના આધાર પર કરાયું છે. અને કૂર્મ વંશ ક્ષત્રિય છે. સાયણાચાર્ય વગેરે ભાષ્યકારોએ ઉપરોક્ત વર્ણવેલી વ્યાખ્યાઓ કૂર્મી શબ્દના ક્ષત્રિયની સૂચક છે.

કૂર્મીઓ સૂર્યવંશી, ચંદ્રવંશી તથા કૂર્મવંશી અને અગ્નિવંશી છે. રામાયણ અને પૌરાણિક ગ્રંથોમાં 'કૂર્મ એટલે કૂર્મી' શબ્દનો પ્રયોગ થયો છે. આગળ આપણે અવધ, ઝાંસી, રેવા, માલવિભાગના શાસનીય આદેશોનો ઉલ્લેખ કરી કૂર્મી લોકો આધુનિક કાળમાં કઈ સ્થિતિ ધરાવે છે તે જોયું. વધુ સમજ માટે નીચેનાં બીજાં ઉદાહરણો મદદરૂપ થશે.

**પવિત્ર જનોઈ તોડી નાખવાનો** રસપ્રદ કેસ ઈ.સ. ૧૮૯૬માં મુન્સીફ ન્યાયાલય લખનૌમાં ચાલ્યો હતો. તેમાં વાદી તરીકે રામાધીનસિંહ કૂર્મી (શાકિન હંસનગજ, લખનઉ શહેર) અને પ્રતિવાદી તરીકે સીતારામ, રૂપનારાયણ, બબ્બુમહારાજ, બિરહમન (સાકિન સરાયમ માલિખાન - લખનઉ શહેર) ઈન્ડિયન પિનલ કોડ ધારા ૨૯૮/૫૦૪ મુજબ ચાલેલો તેનો ફેંસલો નીચે મુજબ આપેલો છે :

**ફેંસલાનું વિવરણ :** પ્રતિવાદીઓએ ૧૧ જૂન ૧૮૯૬માં ચૌધરી રામાધીનસિંહની જનોઈ એમ કહીને તોડી નાખી કે, જ્ઞાતીય આધાર પર તમને જનોઈ ધારણ કરવાનો અધિકાર નથી અને અપમાનજનક શબ્દોનો પ્રયોગ કર્યો. બન્ને પક્ષોને સાંભળનાર સાક્ષર અંગ્રેજ મુન્સી એ ફેંસલા પર આવી ગયા કે, ફેંસલો થવાની તૈયારીમાં હતો. બ્રાહ્મણ પ્રતિવાદીઓએ સર્વથા જૂઠી ધારણા બનાવી કે, જનોઈ ધારણ કરનાર રામસિંહને આવું કરવાનો કોઈ

હક્ક નથી. એટલે પ્રતિવાદીઓએ જબરજસ્તીથી તેની જનોઈ તોડી નાખી હતી. અને તેની બેઇજ્જતી કરી. અને આ તેની ગેરકાનૂની કાર્યવાહીથી વાદીને માનસિક અને સામાજિક ક્ષતિ પહોંચાડી છે. પ્રતિવાદીઓ ઇન્ડિયન પીનલ કોડના ભાગરૂપે ઉચિત દંડના અધિકારી છે અને વાદી પોતાની ક્ષતિપૂર્તિ માટે ન્યાયાલય પાસેથી આદેશ મેળવવાને હક્કદાર છે. જ્યારે બ્રાહ્મણોને લાગ્યું કે, આ ગુના માટે તેમને કારાવાસ કે ઉચિત ભારે દંડ મળે તેમ છે ત્યારે તેઓ તરત જ ચૌધરી રામાધીનસિંહની આગળ પગે પડ્યા અને સમાધાન કરવા તૈયાર થયા. અને જે માફીનામું અંગ્રેજ મુન્સી સમક્ષ રજૂ કર્યું તેનો બધાએ સ્વીકાર કર્યો.

**માફીનામું :** '૧૧ જૂન ૧૮૯૬માં અમે પ્રતિવાદીઓએ અમારી અજ્ઞાનતા અને જ્ઞાતીય ઝનૂનથી પવિત્ર જનોઈ એટલા માટે તોડી કે, તે ધારણ કરવાનો તમને હક્ક નથી. આ અધમ કુકર્મથી અમે માત્ર આપના જ માન-અપમાનને ઠેસ પહોંચાડી છે તેવું નથી, પરંતુ આપની સન્માનનીય કૂર્મી કોમને પણ વિના કારણે ચોટ લગાડી. જેનાથી હિંદુસ્તાનભરની તમારી કોમમાં રોષ ઉત્પન્ન થયો. અમે અભણ, અજ્ઞાન પ્રતિવાદીઓ અહીં ખૂબ ખેદ અને દુઃખ પ્રગટ કરીએ છીએ. તમારા તરફ કરેલ ગેરકાનૂની દુષ્ટ કર્મ માટે અને આપના દ્વારા આચરણભંગ માટે અમને ખૂબ પશ્ચાત્તાપ છે અને અમે લજ્જિત છીએ. કારણ કે અમને ખબર પડી છે અને વિશ્વાસ થઈ ગયો છે કે, કૂર્મી લોકો ક્ષત્રિય જ્ઞાતિના છે અને તેમને જનોઈ ધારણ કરવાનો પૂરેપૂરો હક્ક છે.

અમે આપના અપરાધ માટે શર્મિન્દા છીએ અને તમારી ક્ષમાની યાચના કરીએ છીએ કે અમારાં દુષ્કર્મો માફ કરવામાં આવે. અને અમે આપને એક જોટો પવિત્ર જનોઈની ભેટ કરીએ છીએ. એ આપને ધારણ કરવા માટે છે, જે તમને સ્વીકારવાનો પૂર્ણ અધિકાર છે. તેનો અમે સ્વીકાર કરીએ છીએ તો પણ એ સંભવ નથી કે, આપના થયેલ અપમાનની ક્ષતિપૂર્તિ કરી શકીએ. તો પણ આ બાબતમાં આપને જે કોર્ટ ખર્ચ થયો હોય તે આપવા માટે અમને સ્વીકાર્ય છે. અમને આશા છે કે, આપ અમને ક્ષમા પ્રદાન કરશો. અમારા આ દુષ્કર્મ માટે અમને ખેદ છે અને વાસ્તવમાં અમે લજ્જિત છીએ.



તમારા આશીર્વાદને પાત્ર,
પ્રતિવાદી ગણ,
(હિન્દી હસ્તાક્ષર)

દિનાંક ૬ જુલાઈ ૧૮૯૬ ઈ.સ. (આ કેસનું વિવરણ કૂર્મી સમાચારપત્રિકા

લખનઉ ૧૫ જુલાઈ ૧૮૯૭, અંક-૫, પૃ. ૮-૧૦માં આપવામાં આવ્યું છે.)



અત્રે એ વાત નોંધવી ખૂબ જરૂરી બને છે કે, ગુજરાતમાં સુરત ખાતે કેટલાક પાટીદારો આર્યસમાજિષ્ટ બની ગયા હતા. તેઓએ જનોઈ ધારણ કરી હોવાથી જ્ઞાતિવાળાઓ તેમનો ભોજન બહિષ્કાર કરતા હતા. પરંતુ પાછળથી જ્ઞાતિવાળાઓને નમતું આપવું પડ્યું. અને આર્યસમાજીઓની જીત થઈ.[૬૫] આમ આપણી જ્ઞાતિ પ્રાચીનકાળથી જનોઈ ધારણ કરતી હતી.

(૧)

પોલિટિકલ ડિપાર્ટમેન્ટ બમ્બઈ કાઉન્સિલ, ૨ જૂન, ૧૯૩૧

**પ્રેષક :** સી.ડબલ્યુ. એ ટર્નર મહોદય સી.આઈ.ડી. સેક્રેટરી ટુ બૉમ્બે ગવર્નમેન્ટ રાજનૈતિક વિભાગ

**વિષય :** સરકારી કાગળોમાં 'કૂર્મી' શબ્દના સ્થાનમાં 'કૂમી' ક્ષત્રિય' લખવામાં આવે.

મહાશય,

૧૫ મે, ૧૯૩૧ના આપના ક્રમાંક પત્ર ૨૨૩૩માં વર્ણિત ઉપરોક્ત બાબતના સંદર્ભમાં સપરિષદ ગવર્નરે મને એ સૂચના આપવાની આજ્ઞા આપી છે કે, મુંબઈની ગવર્નમેન્ટે ઉક્ત વિષયોમાં સાર્વજનિક આજ્ઞા પ્રગટ કરવાની આવશ્યકતા નથી લાગતી. કારણ કે આ પ્રાંતમાં એવું ચલણ છે કે જે લોકો પોતાને જે જ્ઞાતિથી બોલે છે તે જ જ્ઞાતિ લખવામાં આવે છે.

હસ્તાક્ષર
વતી સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ
બમ્બઈ પોલિટિકલ ડિપાર્ટમેન્ટ

(૨)

ન. પ. ઈ. એન.એમ.એન. કાર્યાલય, ભારત સેશન્સ કમિશ્નર

**પ્રેષક :** જે. એસ. હટન ડી. યસ્સી સી.આઈ.ઈ.
ભારત વર્ષના સેશન્સ કમિશ્નર

સેવામાં,
પ્રધાનમંત્રી
અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભા, દેવાસ સીનિયર,
દિલ્હી, ૨૫ નવેમ્બર, ૧૯૩૦ ઈ.સ.

મહાશયજી,



આપના ૬-૧૧-૧૯૩૦ના પત્રસંખ્યા ૧૯૪૪ના ઉત્તરમાં વિનંતી કે સેશન્સની જનરલ શિડ્યુલ (અર્થાત્ સાધારણ નકશે)માં કૂર્મી સમાજને 'કૂર્મી ક્ષત્રિય' લખવામાં

૬૫. કડવા વિજય, ૧૯૦૫.

મને કોઈ હરકત નથી. જો 'કૂર્મી ક્ષત્રિય' શબ્દ ઉપરાંત સ્થાનિક જ્ઞાતિનું નામ અર્થાત્ ઉપજાતિનું નામ પણ અપાય જેમ કે, રાજવંશી, કુનબી, રેડ્ડી વગેરે. કારણ કે આ વિના પહેલાંની વસ્તી સર્વે આપની જ્ઞાતિની સંખ્યા મેળવી વસ્તીગણતરી કરવી મુશ્કેલ ને અસંભવ છે. સેશન્સનાં બધા સુપ્રિન્ટેન્ડન્ટોને આ સૂચના આપવામાં આવી છે.

ભવદીય
હસ્તાક્ષર જે. એસ. હટન
સેશન્સ કમિશ્નર ફૉર ઇન્ડિયા

(૩)

એલ.એ.એફ.ઝેડ. ૨૦૧૧ પી કડીર્સ - ડિપાર્ટમેન્ટ

**મૅમોરેન્ડમ**

ડી.આર.ઓ. શ્રીમંત હીઝ હાઈનેસ સદાશિવરાવ પવાર
લખનઉ સભાપતિ, કૂર્મી ક્ષત્રિય કૉન્ફરન્સ
ફરુખાબાદ

નં. ૨૪ ૫૬૬, સ્થાન લખનઉ, ૩-૧-૧૯૧૮

હીઝ એક્સેલેન્સી ભારતના વાઈસરૉય અને ગવર્નર જનરલની પાસે આપનું તા. ૩૧ માર્ચ ૧૯૧૮ ઈ.સ.ના રોજ મોકલાયેલ આવેદનપત્ર એડજુટેન્ડ જનરલ ઇન્ડિયા સિમલાથી કાર્યવાહી હેતુ માટે પ્રાપ્ત થયું છે. આપને સૂચના આપવામાં આવે છે કે, એડજુટેન્ડ જનરલનો પત્ર નં. ૩૨૬/૯ (એ.જી. ૨) તા. ૨૬ એપ્રિલ ૧૯૧૮થી કૂર્મીઓની ખાસ કંપની સ્થાપિત કરવાનું સ્વીકારાયું. જે ૨/૧૧ રાજપુર, સીતાપુર સાથે જોડાયેલી રહેશે. કૂર્મી રિક્રુ જે આવશ્યક કદના છે અને બીજી બાજુથી યોગ્ય છે તેમને પલટનમાં મોકલવામાં આવે છે.

વાઈસરૉય ભવન, સિમલા
૪ એપ્રિલ ૧૯૧૮

(૪)

હન્ટર્સન સ્ટેટિસ્ટિકલ એકાઉન્ટ ઑફ બંગાળ વૉલ્યૂમમાં લખે છે કે, 'શિવાજી કૂર્મી હતા અને કહેવાય છે કે ગ્વાલિયર અને સતારાના રાજાઓ પણ રાજવંશના હતા.'

'રેસેજ ટ્રાઈબ્સ અને કાસ્ટ્સ ઑફ અવધ'ના લેખક કારનેગીનું કથન છે કે, 'મિસ્ટર કેમ્બેલને બતાવ્યું છે કે, મરાઠા રાજ્યના પાયામાં કૂર્મી તત્ત્વ હતું અને શિવાજી તેમજ તેમનું પ્રધાન મંડળ કૂર્મીઓનું હતું.'



કૂર્મી અને કુનબી પોતાની સ્વતંત્રતાના ચાહકો હતા અને છે. નીચેની કહેવતો ઉપરથી તેમના વ્યક્તિત્વનો ખ્યાલ આવે છે કે :

- કૂર્મ સર્વજ્ઞ ભૂપતિ.
- બનત મલ્લ, બિગડલ કુરમી.
- કોટિ ચલૈ કૂર્મી કે પીછે, કુનબી નહીં કાહુ કે પીછે.
- ભલી જાતિ કુનબી કી, ખુર્પી હાથ; ખેત નિરાવન અપને પિયા કે સાથ.
- કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહીં.
- કુલમીકો કુલમી મારે, દુજો મારે કિરતાર.
- બામન, કુકુર, નાઉ, આપન જાતિ દેખી ઘિરાઉ.
- તીન કનોજિયા, તેરહ ચુલ્હા.
- નઉવા કે નવ બુદ્ધિ, ઠકુરવા કે એક્કે.
- પટેલની એકતા એટલે કાળંગાનો ભોર.
- ગરાસિયો કહીને મારે, ઠાકરડો ખાઈને મારે અને પાટીદાર ભાઈને મારે.
- પાટીદારોનું ખાવું ભૂત, બ્રાહ્મણનું નાવું ભૂત, અને વાણીયાનું લડવું ભૂત.
- જાટકો સમજાના ઔર ઊંટ કો બૈઠાના મુશ્કિલ.
- કુલમી કો સાત ગાંઠ.
- ખેડુત જગતનો તાત.

આ બધી જ કહેવતોનો ઉલ્લેખ અંગ્રેજ અધિકારીઓએ ભારતવર્ષમાં ૧૯૦૧-૧૧-૧૯-૨૧-૩૧ અને ૪૧ના વસ્તીગણતરીના રિપોર્ટમાં કરેલો છે.[૬૬]

ઈમ્પીરિયલ ગેઝેટિયરની નવી આવૃત્તિમાં સ્પષ્ટ વર્ણન છે કે, કૂર્મી દક્ષિણ ભારત જેને દક્કન કહેવામાં આવે છે, તેના સંસ્થાનોના સ્થાપક આર્યો હતા. પોતાના ધંધા અનુસાર મરાઠા અને કુનબી બે નામથી ઓળખાયા. સુપ્રસિદ્ધ વીર પોતાને મરાઠા કહે છે. અને ખેતી કરનાર પોતાને કુનબી કે કુમ્મી કહે છે. હકીકતમાં આ બંને એક જ જ્ઞાતિ છે.

પ્રસિદ્ધ ઈતિહાસકાર જદુનાથ સરકાર લખે છે, 'શિવાજીની સેના ખાસ કરીને મરાઠા અને કુનબી જ્ઞાતિના કૃષક વર્ગ દ્વારા જે એક સીધીસાદી, સાફદિલ, સ્વતંત્ર, બહાદુર અને કષ્ટ સહન કરનારી જ્ઞાતિ છે. જે સંગઠિત થઈ હતી.[૬૭]

ગુજરાત પ્રદેશની કુનબી નામથી પ્રસિદ્ધ જ્ઞાતિમાં બે ઉપનામો ચાલ્યાં હતાં, જે કડવા અને લેઉઆ તરીકે પ્રચલિત બન્યાં. ૩૧ ઑક્ટોબર ૧૮૭૫માં બોરસદ તાલુકાના કરમસદ નામના ગામમાં એક ખેડૂત પરિવારના શ્રી



---

૬૬. ડૉ. દિલાવરસિંહ જયસવાર, 'કુરમી જાતિ અતીત સે આજ તક : એક વિહંગમ દૃષ્ટિ' - દિલ્હી, ૧૯૯૩.

૬૭. જદુનાથ સરકાર 'શોર્ટ હિસ્ટ્રી ઑફ ઔરંગઝેબ', પા. ૭, મુંબઈ.

ઝવેરભાઈને પુત્રલાભ થયો. બાળકનું નામ વલ્લભભાઈ રાખવામાં આવેલ.[૬૮]

આધુનિક બિહારમાં કુછવાહા અને કુશવાહા પણ કહેવામાં આવે છે અને ત્યાં કુરમી તથા કુશવાહા લવ-કુશના નામના મંચથી જ્ઞાતીય કાર્યક્રમોમાં એક સાથે ભાગ લે છે, અને અંદરોઅંદર રોટી-બેટીનો વહેવાર ખૂબ ઝડપથી સ્થાપિત થતો જાય છે.

જયપુર અને અંબરના રાજવંશો કુછવાહા વંશના છે. જેનો ઉલ્લેખ ભૂષણ રચિત 'પૃથ્વીરાજરાસો'માં 'કૂરમ' સંજ્ઞાથી સંબોધિત કરવામાં આવે છે. તેઓ કહે છે કે, અમે રામના પુત્ર કુશના વંશજો છીએ. ક્ષત્રિય વંશના ઇતિહાસ-લેખક કુંવર રિશાલસિંહ યાદવ તેમના પુસ્તકમાં જણાવે છે : 'ફિહરિસ્ત ઉન ક્ષત્રિયોં કી જો ખેતી કરતે હૈં વ મવેશી પાલતે હૈં.' આહીર, ગોલા, કુલમ્બી ગૂર્જર, જાટ આ જ્ઞાતિમાં ગણાવી શકાય.

## કૂર્મી જ્ઞાતિ અને તેની પેટાજ્ઞાતિઓ

ભારતવર્ષમાં અન્ય હિન્દુ જ્ઞાતિઓની જેમ કૂર્મી જ્ઞાતિ પણ અનેક પેટા જ્ઞાતિઓમાં વહેંચાયેલી છે અને તેનાં પણ અનેક ગોત્ર છે. સારાયે દેશમાં કૂર્મીઓની વસ્તી સારા પ્રમાણમાં છે. આ જ્ઞાતિ ૧૫૦૦ જેટલી પેટાજ્ઞાતિઓમાં વહેંચાઈ. તેણે ભિન્ન ઉપનામો અને પદો ધારણ કર્યાં છે. પણ તે વિશાળ સમૂહમાં વહેંચાયેલી હોવાથી તેનો પૂરો પરિચય બધાને મળતો નથી. એક જ નગર અને એક જ પ્રદેશમાં કેટલાંય વર્ષો સુધી કાર્યો કરતા હોવા છતાં તેઓ એકબીજાને નથી ઓળખતા કે તેઓ કૂર્મી સમાજના છે. પછી એકબીજાને મદદ કઈ રીતે કરી શકે ? એટલા માટે જ કૂર્મી જ્ઞાતિની જનશક્તિનું અનુમાન થઈ શકતું નથી. એટલું જ નહિ પણ રાજકીય સંગઠનબળ પણ ઊભું થઈ શકતું નથી અને પ્રગતિમાં તેઓ પાછળ રહી જાય છે. આ જ્ઞાતિના પછાતપણા માટે સંગઠનોનો અભાવ, રાજકીય જાગૃતિનો અભાવ અને યુવા વર્ગ દ્વારા અને ભણેલા વર્ગ દ્વારા પોતાની જ્ઞાતિની થતી ઉપેક્ષા જવાબદાર ગણી શકાય. ઈ.સ. ૧૮૭૦થી આ જ્ઞાતિને સંગઠિત કરવાનો પ્રયાસ જનકલાલધારી આર્યએ કરેલો. અને હિંદુસ્તાનભરના કૂર્મીઓને ભેગા કરી એકબીજાને ઓળખાવ્યા. તેમ છતાં રાજકીય પ્રભાવ પાડી શક્યા નહીં. મધ્યપ્રદેશના કૂર્મીઓમાં ખાસ કરીને માળવામાં જ્ઞાતિ-સંગઠન મજબૂત છે, પણ તેઓ તેમનો રાજકીય પ્રભાવ પાડી શકતા નથી. માળવા નિર્માણના સમગ્ર પાટીદારોની સંખ્યા ચૌદ લાખ



૬૮. શેઠ ગોવિંદદાસ, 'સરદાર પટેલ', પૃ. ૮.

કરતાં પણ વધારે છે અને જ્ઞાતિસંગઠનના આધારે જ એક પ્રમુખ ચૂંટવામાં આવે છે. ગામડાથી માંડી બધા જ પ્રતિનિધિઓ તે ચૂંટણીમાં ભાગ લે છે. તેમનું જ્ઞાતિબંધારણ જો ભારતભરના કૂર્મીઓને એકત્ર કરવા હોય તો અપનાવવા જેવું છે. બુદ્ધિજીવીઓનો દોષ એ છે કે, જ્ઞાતિને યોગ્ય માર્ગદર્શન આપતા નથી. પોતાના અંગત સ્વાર્થ માટે તેઓ જ્ઞાતિને રાજકીય હાથો બનાવે છે. જ્ઞાતિપ્રથાને બહેકાવવાની જરૂર નથી, પણ તેનું પછાતપણું દૂર કરવાનું લક્ષ્ય રાખવું જોઈએ. ગુજરાતમાં રાજકીય પ્રવાહમાં પાટીદારોનું ઠીકઠીક પ્રભુત્વ જોવા મળે છે.

'કૂર્મી જાતિ - એક સંક્ષિપ્ત વિચાર' નામના લેખમાં શ્રી શ્યામપ્રીતસિંહ લખે છે કે, કૂર્મી પ્રાચીન ક્ષત્રિય છે. મહાભારતમાં લગભગ સો ક્ષત્રિય કુળોનો ઉલ્લેખ આવે છે, પરંતુ જ્ઞાતિપ્રથા તે વખતે નહોતી. ભારતવર્ષમાં કોઈ જ્ઞાતિ-સંબંધી નિયમ નથી. જે કાંઈ છે તે માત્ર પરંપરા છે.[૬૯]

## કૂર્મી જ્ઞાતિનાં ઉપનામો-પદો-અટકો

આપણા દેશમાં નામ સાથે ઉપનામ અથવા અટક લખવાનો રિવાજ ઘણો પ્રાચીન નથી. પ્રાગ્ ઐતિહાસિક કાળ, વૈદિક કાળ, ઉત્તર વૈદિક કે મધ્ય કાળ પર દૃષ્ટિપાત કરીએ તો ખ્યાલ આવે છે કે, નામો સાથે સાધારણ નાગરિકોના ઉપનામનું પ્રયોગ કરવાનું વહેવારમાં ન હતું. મુસ્લિમ કાળમાં આ પ્રયોગ સમાજની પ્રમુખ વ્યક્તિઓ સુધી સીમિત હતો. અંગ્રેજોના સમયમાં પ્રતિષ્ઠિત વ્યક્તિઓને પોતાના પક્ષમાં લેવા માટે અને પોતાનાં કાર્યોને બિરદાવવા માટે તેઓ ઉપનામ આપતા. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ બંગાળમાં સૌપ્રથમ બંગાળીઓમાં ઉપનામનું પ્રચલન શરૂ કર્યું.

ગુજરાતના કણબી બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ અંગ્રેજોને શિક્ષણમાં બાળલગ્નો બંધ કરવા અને બાળકી અત્યાચાર બંધ કરવામાં સહયોગ આપ્યો. તેમનાં આ કાર્યોની કદર કરી તેમને રાવ બહાદુરનો ખિતાબ આપ્યો. ત્યાર બાદ રાણી વિક્ટોરિયાએ દિલ્હી દરબારમાં સી.એસ.આઈ. એટલે કંપેનિયન સ્ટાર ઑફ ઇન્ડિયાનો ખિતાબ આપ્યો. પાટીદાર કોમમાં હાથીમલનો ખિતાબ મેળવનાર પણ બેચરદાસના પૂર્વજો હતા. વેણીબાજી બહુ બાહોશ પાટીદાર હતા. રાવ બહાદુર, રાજરત્ન, રાવ સાહેબ, સરદાર, દીવાન, સર સાહેબ, વીર રત્ન, પદ્મશ્રી જેવાં પદ મેળવનાર પાટીદાર કોમમાં ઘણાં રત્નો થઈ



૬૯. કુરમી ક્ષત્રિય જાગરણ, જાન્યુ.-ફેબ્રુ. ૧૯૯૨, કાનપુર, તંત્રી, જે. પી. કનોજિયા.

થયા. જેવા કે બિહારીદાસ દેસાઈ, બેચરદાસ બિહારીદાસ, ગોવિંદભાઈ દેસાઈ, વાઘજીભાઈ પટેલ, દરબાર ગોપાળદાસ આ ઉપરાંત અનેક મુન્સફો પણ થઈ ગયા. લાંબા સમયે ભારત સરકારની અજ્ઞાનતાનાં પડળ ખૂલ્યાં અને સ્વ. સરદાર પટેલને 'ભારતરત્ન'નો ખિતાબ આપ્યો.

પટેલ, ચૌધરી જેવાં ટાઈટલ અન્ય કોમના આગેવાનો પણ ધરાવે છે. આ અટક માટે વપરાયેલો શબ્દ નથી. પણ હોદ્દા માટેનો શબ્દ છે. ક્યારેક ધંધા ઉપરથી, પ્રદેશ ઉપરથી, કે ગામના નામ પરથી અટકો પડતી હોય છે. બેચરદાસ લશ્કરીના પૂર્વજો, મોગલો-મરાઠાઓ અને અંગ્રેજોના લશ્કરને ઘાસ દાણો પૂરો પાડતા હોવાથી તેમની અટક લશ્કરી પડી. મશરુનો ધંધો કરનાર મશરૂવાળા, રૂવાળા, ચામડાવાળા, જરીવાલા, રસકપૂર એ અટકો ધંધા પરથી પડી. તે જ રીતે ઈશ્વર પેટલીકર, માળવીયા, નીમાડિયા જેવી અટકો ગામના નામ ઉપરથી પડી. દેસાઈ, અમીન, દેશમુખ જેવી અટકો રાજકીય સન્માન અને વ્યવસાયના કારણે પડી.[૭૦]

આજકાલ ઈતિહાસ-વિદ્વાનોને સામાજિક ઈતિહાસમાં ભારે રસ પડતો જાય છે. જ્ઞાતિ-ઈતિહાસો લખાવા લાગ્યા છે. ઈતિહાસનો દૃષ્ટિકોણ બદલાતાં જ્ઞાતિમાં નવાં નવાં સંશોધનો શરૂ થયાં છે. પશ્ચિમની દુનિયામાં પણ કૌટુંબિક ઈતિહાસમાં પણ તેમને ભારે રસ પડવા લાગ્યો છે. જ્ઞાતિની આપણે ગમે તેટલી ટીકા કરીએ કે આપણે કહીએ કે આ પ્રથા ઉખાડીને ફેંકી દેવી જોઈએ, પરંતુ ગુજરાતના મહાન સુધારક અંબાલાલ સાકરલાલ જ્ઞાતિની વ્યવસ્થા એક જ ઝાટકે તોડી નાખવાનું માનતા નથી. અને તે વ્યવસ્થા ઉપકારક પણ છે તેવું તેઓ માને છે.[૭૧] જ્ઞાતિની સમાજરચના થાય તેના જેવું બીજું કશું જ ઉત્તમ નથી. પણ પાંચ હજાર વર્ષ પૂર્વે બ્રાહ્મણોએ સમાજ પર જે આધિપત્ય જમાવ્યું હતું તે તોડવું મુશ્કેલ છે. આજે પણ દેશની બધી જ સંસ્થાઓ પર તેઓનું વધુ વર્ચસ્વ જોવા મળે છે. સામ્યવાદી યુનિયનનો વડો પણ બ્રાહ્મણ જ હોય. આ બ્રાહ્મણોએ પણ આજ સુધી એક હાથે લેવાનું અને બીજા હાથે આશીર્વાદ આપવા સિવાય કશું જ કાર્ય કર્યું નથી. સમાજ પરથી બ્રાહ્મણોનું વર્ચસ્વ તોડવું હોય તો પાટીદારોએ અન્ય કચડાયેલા વર્ગ સાથે કે અન્ય ભારતના



૭૦. વિનોદિનીબહેન નીલકંઠ - 'ગુજરાતની અટકોનો ઈતિહાસ', ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ૧૯૪૪, પા. ૪૮, અમદાવાદ.

૭૧. વૈકુંઠરાય : રાયબહાદુર અંબાલાલ સાકરલાલનાં ભાષણો અને લેખો, અમદાવાદ, ૧૯૫૦.

ભાગોમાં વસતા કૂર્મીઓ સાથે તાલમેલ કરવો પડશે. જે આપણા પૂર્વજોએ અખિલ ભારતીય કૂર્મી સંગઠનનોના રૂપમાં કર્યું હતું.



કૂર્મી જ્ઞાતિનો અભ્યાસ કરતાં માલૂમ પડશે કે, તેમાં લગભગ દોઢ હજાર અટકો છે. તેનું મૂળ કારણ એ છે કે, આ જ્ઞાતિ કૃષિવ્યવસાય સાથે જોડાયેલી હોવાથી તેનું સ્થળાંતર થતું હતું. પરિણામે મૂળ સ્થાનની ઓળખ રાખવા માટે તેઓ તેવી અટકો રાખતા હતા. દા.ત. ઉત્તર ભારતમાં ગુજરાતી કૂર્મી (ગુજરાત સાથે), અવધિયા (અવધ), કનોજિયા (કનોજ), પટનવાર (પટના) અને ગંગવાર (ગંગા પારથી) અને વૈસવાર (વાંસવાડા ક્ષેત્રથી), જેમાં કેટલાકે ભૂમિહીન થતાં પોતાના વ્યવસાયો બદલ્યા. પરિણામે ધંધા પરથી અટકો પડી અને તે સાથે તેમની ઓળખ નક્કી થઈ. મશરૂનું કામ કરનાર મશરૂવાલા, આંગડિયાનું કામ કરનાર આંગડિયા. ગુજરાત સિવાય પતરિયા, ઢેલફોરા અને સંધોવા જેવી અટકો ધંધાલક્ષી છે. જ્ઞાતિ ઓળખવી એટલા માટે જરૂરી છે કે, તે પોતાની જ્ઞાતિનો અભ્યાસ કરી તેમનામાં શિક્ષણ તેમજ સામાજિક સ્થિતિનો અભ્યાસ કરી શકે છે. સ્થાનિક તેમજ અખિલ ભારતીય સ્થળ પર પોતાના જ્ઞાતિબંધુઓનો પરિચય મેળવી શકે છે. કૂર્મીઓ સમક્ષ સૌથી મોટો પ્રશ્ન એ ઊભો થયો છે કે, કયું એક ઉપનામ નક્કી કરવામાં આવે જે ભારતભરના કૂર્મીઓને ગ્રાહ્ય હોય. અત્રે મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ અને બિહારમાં મોટા ભાગના કૂર્મીઓએ પટેલ ઉપનામ સ્વીકાર્યું છે. ગુજરાતના પાટીદારો પોતાના પૂર્વજોએ કરેલા પુરુષાર્થને ભૂલી ગયા છે અને ભારતમાં આપણા બંધુઓ વસવાટ કરે છે તેની ઉપેક્ષા કરે છે.

ભારતમાં સૌપ્રથમ 'હિંદ કણબી સભા'ની સ્થાપના ઈ.સ. ૧૮૭૦માં થઈ. અને ઈ.સ. ૧૮૯૦થી 'અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સભા'ને નામે જાણીતી બની. આ સભા આજદિન સુધી ચાલે છે. પણ તેનું કાર્યક્ષેત્ર ઉત્તર ભારત અને બિહાર, થોડાક અંશે મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્ર હોવાથી ગુજરાત પરિચિત રહ્યું નથી. બીજી બાજુ ગુજરાત આર્થિક સમૃદ્ધિ ધરાવતું હોવાથી તે વખતના રાષ્ટ્રીય સ્તરના નેતાઓએ સમાજસુધારણામાં જે રસ લીધો હતો તેવો રસ આજના જ્ઞાતિબંધુઓને પડતો નથી. આજથી ૧૩૫ વર્ષ પહેલાં આપણા મહાન સુધારકોએ તેમની સાથે હાથ મિલાવ્યો હોય તો આજે તેઓને આપણા ગણતા શું આડે આવે છે ? પિલીભીત, બારાબાંકી, આગ્રા અને અમદાવાદ જેવાં સ્થળોએ જ્યારે આ સભા મળી ત્યારે ગુજરાતમાંથી શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી કુંવરજી મહેતા, શ્રી છોટુભાઈ પટેલ, શ્રી નગીનભાઈ પટેલ, પ્રો. જેઠાલાલ

સ્વામિનારાયણ, શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલે ભાગ લીધો હતો. આ સભાના પ્રમુખપદ માટે પાટડી દરબાર સૂરજમલસિંહને આમંત્રણ અપાયું હતું. વડોદરાના દીવાન ગોવિંદભાઈ હાથીભાઈની સ્વીકૃતિ થઈ હતી. પરંતુ આ બંને મહાનુભાવો સંજોગોવશાત્ આમંત્રણ સ્વીકારી શક્યા નહીં. શ્રી છોટુભાઈએ તો અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સભાને પોતાના ગામ ગણપતપુરામાં આમંત્રિત કરી હતી.

પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ, શ્રીમાન સંપતરાવ ગાયકવાડ, મગનભાઈ ચતુરભાઈ પટેલ (બાર એટ-લૉ) અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલે આ સભાનાં પ્રમુખપદો શોભાવ્યાં હતાં. ત્યારે આજે આપણે તેમનાથી કેમ વિમુખ થઈ ગયા છીએ? નમ્રપણે આપણે કબૂલ કરવું પડશે કે, આપણે આપણા કૂર્મી બંધુઓ પ્રત્યે આઝાદી બાદ ખૂબ જ ઉદાસીન બની ગયા છીએ. તેમની સાથેનો વહેવાર ઉચિત રાખતા નથી. તે માટે કદાચ ગુજરાતના પાટીદારોએ કરેલી પ્રગતિ જવાબદાર હોઈ શકે. કારણ કે ગુજરાતના આર્થિક રીતે સમૃદ્ધ પાટીદારોને આ રક્ષણની જરૂર નથી. અને પટેલ પાસે પૈસો થાય એટલે તે 'ભેંત પલાણવા' બેસી જાય. અત્યારના સંજોગોમાં રાજકીય ચેતનાની ખાસ જરૂર છે. ૨૦મી સદી પૂર્વે આપણે કણબી અને કૂર્મી જ હતા. જમીનના પટ્ટીદાર બનતાં કેટલાક પાટીદાર બની ગયા. તે જમાનામાં બિહાર કે ઉત્તર ભારતના કૂર્મીઓ કરતાં આપણી સ્થિતિ જરા પણ સારી નહોતી. કુલીનશાહીનું અભિમાન, દસ વર્ષીય એક જ તિથિનાં લગ્ન, બાળલગ્નો, વિધવાઓને ત્રાસ, દીકરીઓને દૂધ પીતી કરવી, પ્રેતભોજન, શિક્ષણનો અભાવ એ તે વખતના કુરિવાજો હતા. પણ યોગ્ય સમાજસુધારકો મળતાં આ બધા જ કુરિવાજોનું ઉન્મૂલન થયું. કૂર્મીઓનાં સંમેલનોમાં ભારતના કૂર્મીઓની પરિસ્થિતિ ખ્યાલમાં રાખી ઠરાવો થતા હતા.

આજનો ગુજરાતી પટેલ કૂર્મી બંધુઓ સાથે ખુલ્લેઆમ કેમ સંબંધ સ્થાપી નથી શકતો? અને જો તેની પાછળ કોઈ કારણ હોય તો તે શોધી કાઢી તેનો ઉકેલ લાવવો સ્વજ્ઞાતિના હિતમાં છે. જો તમારે પરિવર્તન લાવવું હશે અને રાજકીય બળ પ્રાપ્ત કરવું હશે તો સંગઠિત થવું જ પડશે. કૂર્મી, પટેલ, મરાઠા, રેડ્ડી, હિંદીભાષી કૂર્મીઓ પ્રત્યે સ્નેહનો હાથ લંબાવીએ તે ખૂબ જ જરૂરી છે. ઉત્તર ભારતના કૂર્મીઓ ગુજરાતના પાટીદારોને વિનંતી કરે છે કે, તેમનાં નામ પાછળ તેમના પૂર્વજો સિંહ લખતા તે પુનઃ શરૂ કરવું જોઈએ.



■ ■ ■

## પ્રકરણ ૪

# ભારતનાં વિવિધ રાજ્યોમાં કૂર્મવંશી ક્ષત્રિયો

ભારત જેવડા વિશાળ દેશમાં બધી જગ્યાએ જ્ઞાતિઓનું સ્થાન એકસરખું નથી રહેતું. તેનો આધાર તે વખતના, તે પ્રદેશના શાસકો અને સમાજરચના પર આધારિત હોય છે. જેમ કે, બ્રાહ્મણ બધી જગ્યાએ સવર્ણ ગણાય છે. પણ ઉત્તર પ્રદેશમાં તેની એક ઉપજાતિ 'ગોંસાઈ' નીચી ગણાય છે. તે જ રીતે વાણિયા બધી જ જગ્યાએ સવર્ણ ગણાય છે પણ બિહારમાં તેની એક જ્ઞાતિ પછાત વર્ગનો ભાગ છે. ક્ષત્રિયો બધી જગ્યાએ સવર્ણ છે જ્યારે કેટલીક ક્ષત્રિયોની જ્ઞાતિઓ પછાત વર્ગમાં ગણાય છે. મધ્યપ્રદેશમાં પણ પાટીદારોને 'અધર ધેન બેકવર્ડ' ગણવામાં આવે છે. જ્યારે ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં તે ઊજળિયાત જ્ઞાતિ ગણાય છે. મહારાષ્ટ્રમાં મરાઠા સિવાય કુનબી પછાત જાતિ ગણાય છે. એટલે ગમે તે જગ્યાએ કૂર્મીઓ ક્ષત્રિયો છે પણ તેમનું સામાજિક સ્થાન એક જ પ્રકારનું નથી. કોઈ પ્રદેશમાં તેઓ પછાત છે તો કોઈ પ્રદેશમાં ઊજળિયાત ગણાય છે.

**ઝારખંડના કૂર્મીઓ :** આ બાબતમાં એ સ્પષ્ટ કરવું આવશ્યક છે કે, ઝારખંડના 'કુડમિ' અને પશ્ચિમ બંગાળના બંગલાભાષી તથા મૂળ નિવાસી 'મહતો' કૂર્મીઓની આર્થિક, સામાજિક તથા શૈક્ષણિક સ્થિતિ દેશના અન્ય કૂર્મીઓ કરતાં ભિન્ન પ્રકારની છે. આ લોકો શતાબ્દીઓ સુધી અન્ય કૂર્મીઓથી વંચિત રહ્યા. પરિણામે તેઓ દૂર દૂર ફેંકાતા ગયા અને વધુ ને વધુ પછાત બનતા ગયા. આજે પણ આ કૂર્મીઓનો રોટીબેટી વહેવાર અન્ય પ્રદેશના કૂર્મીઓ સાથે બંધાયો નથી. તેમની બોલી તથા રીતરિવાજ, ખાણીપીણી વગેરે બાબતોમાં અન્ય દેશી કૂર્મીઓ કરતાં સ્પષ્ટ ભિન્નતા જોવા મળે છે. શિક્ષણનું પ્રમાણ તો ઘણું જ નીચું છે.

ઝારખંડના કૂર્મીઓની સાથે અનેક જ્ઞાતિઓ દ્વારા અન્યાય થઈ રહ્યો છે. વાસ્તવમાં સન ૧૯૨૯માં અખિલ ભારતીય કૂર્મી મહાસભાના સંમેલનમાં છોટા નાગપુરના પ્રતિનિધિના રૂપમાં માનભૂમિ (અત્યારે પશ્ચિમ બંગાળનો ભાગ)ના ત્રણ મહતો 'કુડમિ'ને બોલાવીને યજ્ઞોપવીત કરાવી જાહેર કરવામાં આવ્યું કે, આ કુડમિં બંધુઓ દેશના અન્ય ભાગના કૂર્મીઓની સમાન છે. તેમનું દુર્ભાગ્ય એ રહ્યું કે, કોઈ કૂર્મીઓ તેમની સાથે રોટી-બેટીનો સંબંધ સ્થાપિત કરતા નથી. તેમની બોલી કૂર્માલી છે. ૧૯૨૯માં તેમનું ક્ષત્રિયકરણ કરવાથી તેઓ આજે વધારે દુઃખી છે. કારણ, તેમને પછાતને મળતા લાભોથી વંચિત કરી દેવામાં આવ્યા

છે. પોતાને મળવાપાત્ર હક્ક મળે તે માટે તેમની લડાઈ ચાલુ છે. ભારત સરકારના સુપ્રિમ કોર્ટના હાલના ચુકાદા અનુસાર પછાત જ્ઞાતિઓમાં ક્રીમીલેયર દૂર કરવાની પ્રક્રિયા લાગુ કરવાની વિધિ શોધાઈ રહી છે. પણ ઝારખંડના કૂર્મી ડબલ ટોન્ડ (મલાઈ વગરનું દૂધ) છે. માટે તેમને વિશેષ સુવિધાઓ મળવી જોઈએ.[૭૨]

પાટીદારોમાં આવી રહેલું પરિવર્તન ખૂબ જ આવકાર્ય છે. તેમ છતાં શૈક્ષણિક, સામાજિક, વેપાર અને રાજનીતિના ક્ષેત્રે ઉત્તરોત્તર પ્રભાવ વધારવો જોઈએ.

**પશ્ચિમ બંગાળના કૂર્મીઓનાં ઉપનામ અને અટકો**

ડબલ્યુ.ડબલ્યુ. હન્ટરના મત મુજબ બંગાળ (વર્તમાન પશ્ચિમ બંગાળ)નો એક માત્ર વ્યવસાય ખેતી છે. મેદનીપુર જિલ્લાના કૂર્મીઓનો કૃષિ મુખ્ય વ્યવસાય છે અને તેઓ અર્ધ જન જાતિના છે. બાકુડા જિલ્લાના કૂર્મીઓ જંગલ-પેદાશ એકઠી કરી તેને વેચવાના ધંધામાં રોકાયેલા છે. ખાસ કરીને પહેલાંના વસેલા કૂર્મી મહતો અટકનો ઉપયોગ કરે છે. પાછળથી રોજીરોટીની શોધમાં બિહાર બાજુ આવ્યા. જ્યાં કૂર્મી, મેહતા, સિંહ, સિંહા, ચૌધરી વગેરે અટકોથી જાણીતા બન્યા. પુરૂલિયા, મિદનાપુર, મુર્શિદાબાદ, બાકુડા, નાદિયા, વર્ધમાન તથા માલદા જિલ્લાના કૂર્મીઓની બોલચાલની ભાષા 'કૂર્માલી' છે, જ્યારે લખવા-વાંચવાની ભાષા બંગાળી છે. માનનીય રવિ રાય ભૂતપૂર્વ સ્પીકર લોકસભા, સંસદ સભ્ય શ્રીકાંત જે કૂર્મી સમાજના ઉત્થાન માટે આ પ્રદેશમાં ખૂબ રસ લઈ રહ્યા છે.

**ઉત્તર પ્રદેશના કૂર્મીઓની ઓળખ :** અહીંના કૂર્મીઓ ખાસ કરી નીચેની અટકોનો પ્રયોગ કરે છે :

ગંગવાર, જયસવાર, પટનવાર, સચાન, ઉત્તમ, ચંદોલ, કનોજિયા, ઉમરાવ, નિરંજન, મલ, રાઠૌર, રાવત, યદુવંશી, અથૈયાર, ચનઉ, ઘોડચઢે-જયસ્વાલ, સેંથવાર, વૈશવાર, ગુજરાતી, ખરેવિન્દ, પતરિયા, સિંગરોર, મહતો, ગપેલ, મઉઆર, સવકિયા વગેરે.

ઉપરોક્ત અટકો ઉપરાંત અહીંના કૂર્મી વર્મા, ચૌધરી વગેરેનો પ્રયોગ કરે છે. ઉત્તર પ્રદેશમાં જયસ્વાલ કૂર્મીઓની સંખ્યા વધારે છે. વર્મા ચૌધરી પોતાના નામ પાછળ સિંહ લખે છે. સૌથી સારી વાત એ છે કે, ઉપજ્ઞાતિના ભેદભાવો અહીંથી અદૃશ્ય થવા લાગ્યા છે. યોગ્યતા અને સામાજિક સ્થિતિ જોઈને ઉપજ્ઞાતિઓમાં પણ રોટી-બેટી વહેવાર શરૂ થયો છે. આઝાદી પછી ઘણીખરી ઉપજ્ઞાતિઓ પટેલ અટકનો ખૂબ જ ઉપયોગ કરે છે. ઉત્તર પ્રદેશમાં ઠેર ઠેર શિવાજી જયંતી અને સરદાર પટેલ જયંતી ધામધૂમથી ઉજવાય છે. અને ખાસ



૭૨. જુઓ ૨૬-૨૮ ડિસેમ્બર, ૧૯૨૯, મુઝફ્ફરપુર, ૧૭મું અધિવેશન.

કરી સરદાર પટેલ નામની અનેક શાળાઓ, કૉલેજો, સંસ્થાઓ, ધર્મશાળાઓ અને પુસ્તકાલયો જોવા મળે છે. આ વસ્તુ સ્પષ્ટ કરે છે કે, પટેલો સાથે તેમનો કેટલો લગાવ છે. સરદારને તેઓ રાષ્ટ્રીય નેતા તો માને છે, પરંતુ તેઓ સ્વજ્ઞાતિના નેતા માનવાનું અભિમાન લે છે.



**બિહાર પ્રદેશમાં કૂર્મી અટકો અને ઉપનામ :** બિહારમાં કૂર્મીઓ માટે એક દંતકથા એવી છે કે, બિહારની એક નદીની આજુબાજુના પ્રદેશમાં ચક્રધારી રાજા રાજ કરતો હતો. ચક્રધારી એટલે જમણા પગના અંગૂઠા નીચે ચક્રનું નિશાન હોય તે. અહીંના કૂર્મીઓ રાજાનું પાલખી ઉપાડવાનું કામ કરતા. એક દિવસ રાજા પાલખીમાં બેસી શિકાર માટે નીકળ્યો. થાક લાગતાં પાલખી રોકી અને આરામ કરવા લાંબો થયો. રાજાને ઊંઘ આવી ગઈ. પાલખી ઉપાડનારા પણ રાજાના પડખે સૂઈ ગયા. તેમાં એક કૂર્મીનું કપાળ રાજાના ચક્રવાળા અંગૂઠે અડ્યું. કૂર્મી તો ઊંઘતો જ હતો. રાજા જાગ્યો. આ દૃશ્ય જોઈ તેને થયું કે મારો અંગૂઠો જેના મસ્તકે અડ્યો તે અછૂત કઈ રીતે હોઈ શકે ? તેણે તાત્કાલિક જાહેર કર્યું કે, મારી પાલખીની આજુબાજુનો સોળ જોજન સુધીનો પ્રદેશ કૂર્મીને આપું છું અને તેને કૂર્મી રાજ્ય જાહેર કરું છું. અને પ્રથમ રાજા કૂર્મીને બનાવું છું. જ્ઞાતિભેદ નાબૂદ કરવાનું આ કાર્ય ખરેખર મહાન ગણી શકાય. તેમ છતાં બિહારમાં ઊંચનીચના ભેદભાવ સંકુચિતપણે વિદ્યમાન છે. આઝાદી પછી પણ તેમાં ખાસ પરિવર્તન આવ્યું નથી. ગરીબોની સ્થિતિ અત્યંત દયાજનક છે. ત્યાંના કૂર્મીઓ અવધિયા, જયસવાર, સમસવાર, ધમેલા, કોચૈરા, ચંદેલ, ઘોડચઢેજયસ્વાર, પટનવાર, મહતો, તૈલંગ, રમૈયા, ધાનુકમંડળ, દોજવાર, ચંદેલમંડળ, ચપરિયા, સેંથવાર, મથુરાવાર, વડવાળ, સંખવાર, ટિંડવર વગેરે અટકવાળા છે. ઘણા કૂર્મી લોકો પોતાના નામ પાછળ સિંહા, પ્રસાદ, રામ, રાય, સિંહ, રાવ, જેવું લખે છે જેના કારણે તેઓ કૂર્મી છે તે ઓળખવાનું સહેલું બને છે. ઉત્તર પ્રદેશની જેમ અહીં પણ આઝાદી પછી પણ લોકોએ પટેલ અટક લખવાનો પ્રયોગ મોટા પ્રમાણે કર્યો છે. તેમાં ખાસ કરીને જયસવાર કૂર્મી બંધુઓ આ અટક વધારે ધારણ કરે છે. રોટીબેટીના સંબંધો પણ શરૂ થયા છે. ઉત્તર પ્રદેશના કૂર્મીઓએ બિહારમાંથી પ્રેરણા લઈ કૂર્મી અને કુછવાહા બંધુઓ સાથેનો સામાજિક સંબંધ મજબૂત બનાવવો જોઈએ.



**મધ્યપ્રદેશ કૂર્મવંશી શાખાઓ અને અટકો :** મધ્યપ્રદેશમાં ઉત્તરપ્રદેશ, મહારાષ્ટ્ર, ગુજરાતી પાટીદાર તથા દક્ષિણ ભારતના કૂર્મી ક્ષત્રિયો આવીને સ્થિર થયા છે. મધ્યપ્રદેશમાં કૂર્મી ક્ષત્રિયોની મુખ્ય શાખાઓમાં મરાઠા, બરારના કૂર્મી, કોહેરા, દેશીઅથ, ધલવાર, ઝરી, કૂરમી, કનોજિયા, ચંદ્રનાહૂ, ચંદેલ, ઔરિયા,

બુંદેલખંડી, પરદેશી, દેશહા, મનવા, મનવાર, દિલ્લવાર, દરબારીયા, સિંગરો, ગૌર, તિલ્લોરી, ચંદ્રાર્ય, તિલોટિયા, ગહવૈ, પાટીદાર, ઉસરેટ, બિસેને રાઠોડ, ચૌહાણ, બધેલ, પરિહાર, મહલહા, હવેલિયા, પટેલ, ગવેલ, ખેર, બાંધેકર વગેરે છે.

મધ્યપ્રદેશના વિવિધ જિલ્લાઓમાં જુદી જુદી શાખાઓ અને જુદાં જુદાં ઉપનામો તેમજ અટકો જોવા મળે છે. મધ્યપ્રદેશના રીવા વિભાગમાં કૂર્મવંશી ક્ષત્રિયોની ચાર શાખાઓ છે. સિંગરોર, ચંદનઉ, ગૌહઈ અને બહરગઈયા.[૭૩]

મધ્યપ્રદેશના વિભિન્ન પ્રદેશમાં નીચેની અટકો જોવા મળે છે :

**(૧) બુંદેલ ખંડ** : વર્તમાન રીવા, હૌશંગાબાગ, જબલપુર, સાગર, દમોહ, સતના, સીધી, વેતૂલ વગેરે વિભાગ આ ક્ષેત્રમાં આવે છે. ત્યાં કૂર્મીઓની ઓળખ મહતો, ગૌર, ચૌરે, પટેલ, ચૌધરી, વધેલ, કુસમરિયા, વૈશ વગેરે છે.

જબલપુરમાં મોહનભાઈ અને હરિભાઈ નામના બે કડવા પાટીદારોએ આજથી સો વરસ પૂર્વે બીડી ઉદ્યોગ શરૂ કર્યો હતો. તેમણે સમાજ માટે અને શિક્ષણ માટે ખૂબ જ દાન આપ્યાં હતાં. સમાજસેવક તરીકે કૃષ્નકુમાર પટેલ, પરમાનંદભાઈ પટેલ (ભૂતપૂર્વ પ્રધાન), શ્રવણકુમાર પટેલ (વર્તમાન સંસદસભ્ય), શ્રીમતી ઉમા ગૌર, સિદ્ધાર્થ પટેલ, વિનોદ ઠાકુર, ડૉ. રામકૃષ્ણ રાવલ અને શ્રીમતી શકુન્તલા પટેલ જાણીતાં છે.

**(૨) છત્તીસગઢ** : સરદાર પટેલે ભારતનાં દેશી રજવાડાંઓના એકીકરણની શુભ શરૂઆત છત્તીસગઢના રાજ્યથી કરી હતી. આ રાજ્યમાં રાયપુર, વિલાસપુર, દુર્ગ, રાયગઢ, રાજનંદ અને સરગુજાનો સમાવેશ થાય છે. તેમાં કૂર્મીઓમાં મુખ્ય અટકોમાં મંડવા, મંડવાર, ચંદે, ચંદ્રનાહુ, ચંદાકર, કૌશિક, દિલ્લવાર, તિરિલા, ગમેલ, પરગનીહા, વર્મા વગેરે છે.

**(૩) મધ્યપ્રદેશના અન્ય વિભાગો** : આમાં ઈન્દોર, ગ્વાલિયર, દેવાસ, ઉજ્જૈન, રતલામ, મંદસોર, ધાર, શાજાપુર, શિવપુરી, ભીંડ, મુરેના, ખરગોન વગેરેનો સમાવેશ થાય છે. અહીંના કૂર્મીઓની પ્રચલિત અટકોમાં બધે જ ગૌર, આડિલ, વર્મા, દેશમુખ, કશ્યપ, કનોજિયા, સિંગરોલ, ગઈબઈ, સિરમોર, ટિકરિહા, ખિચરિયા, ચૌરિયા, ચૌધરી, સિંહ, મરાલહા, ચંદ્રાકર, પટેલ, પાટીદાર, સનધાવા, મુકાતી, નાહર, હવેલીવાળા વગેરે છે.



---

૭૩. વધુ વિગત માટે જુઓ :
(૧) 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઈતિહાસ', ડૉ. મંગુભાઈ પટેલ, ૧૯૯૧.
(૨) ડૉ. રામસિયાસિંહ - કૂર્મવંશી ક્ષત્રિય કીર્તિકથા, સતના (મ.પ્ર.), ૧૯૯૨.
(૩) ડૉ. દિલાવરસિંહ જયસવાર, કુરમી જાતિ અતીત સે આજ તક, ૧૯૯૨, દિલ્હી.

માળવા અને નિમાડના પ્રદેશમાં વસતા પાટીદારોની બાવન ગોત્રમાંથી ઉત્પત્તિ થઈ તેમ માનવામાં આવે છે. પરંતુ નીચેનાં નામો ઉત્તર ગુજરાતનાં ગામોનાં નામ પરથી પડેલી અટકો વધારે સૂચવે છે. મૂળ સ્થળાંતર વખતે કૂર્મીઓ ગુજરાતથી ત્યાં ગયા હોય અને બીજા ત્યાં સ્થાયી થયા હોય, તેમનો રોટીબેટી વહેવાર ચાલુ જ હતો. એક જ તિથિ લગ્નની પરંપરા પણ ચાલુ હતી. આ પ્રદેશના લેઉઆ પાટીદારોએ પણ આ રિવાજ સ્વીકાર્યો હતો. ખેતી માટે યોગ્ય પ્રદેશ હોવાથી શ્રીમતી અહલ્યાબાઈના વખતમાં પણ ત્યાં કેટલાક પાટીદારોએ વસવાટ કર્યો હતો. પોતાના ગામનાં નામો જળવાય તે માટે નીચેની અટકો થોડીક બાદ કરતાં બધી ગામના નામ પરથી છે : હાવદ્રા, ભૂણાતરા, રૂસાત, મોલાત, મલ્લાઈ, દેસાઈ, હેણીયા, ભૂત, પાલોદ્રા, પલૌત્રા, સોમજીવાલા, છેલમાલા, ઘુઘરા, નુગરા, પાલા, પાંચોટિયા, કમાણિયા, લાડોલા, રનપોરા, રંગોરા, ચોણસીયા, ચાવડા, સુંઢિયા, કંથારિયા, ગામી, કુકરવાડિયા, આંટા અર્થાત્ તારોધા, ખારા, ઉપેરિયા, ઉતમ્યા, ઉણવચિયા, મગતુપરિયા, કામળિયા, બાવનવાડિયા, કોઠારાયા, કામદાલીયા, દોહરા, બિલીયા, સિતપુરા, ગુજહરા, સૂલિયા, કોડીરા, ખાંખરિયા, લાકડીયા, સિપરા, કંબોઈ તથા ચુહાન, કાલરિયા, પણાસિયા અર્થાત્ અડદિયા, વાલમીયા અર્થાત્ વાઢુંદીયા, જાહકિયા, અંડેરિયા અને મણુદિયા. આ બધી જ અટકો મધ્ય પ્રદેશથી પ્રગટ થયેલ 'કુંબી કુલભૂષણ' નામના પુસ્તકમાં આપેલી છે. કેટલાકનું એવું માનવું છે કે, કેટલાક પાટીદારોને સિદ્ધરાજ માળવા ચઢાઈ વખતે પોતાની સાથે લઈ ગયો હતો. અને કેટલાકને મધ્યપ્રદેશથી લાવી ગુજરાતમાં વસાવ્યા હતા. માળવા માટે કહેવાય છે કે, તે પાર્વતીનું પિયર હતું. એટલે ત્યાં ક્યારેય દુકાળ પડતો નથી.

માલવ ધરતી ધેન ગંભીર,<br>
પગ પગ પાની ડગ ડગ રોટી.

આ પ્રદેશમાં વસતા બધા પાટીદારો ઊંઝામાં વસતી ઉમાને પોતાની કુળદેવી ગણે છે. ઉમિયા માતાનો અઢારમી શતાબ્દી મહોત્સવ થયો અને તે પહેલાં મધ્યપ્રદેશના પાટીદારો સાથે ગુજરાતના પાટીદારો જોડાયેલા હતા. અને શ્રી કેશુભાઈ પટેલ, પ્રો. મંગુભાઈ પટેલ, શ્રી મણિભાઈ પટેલ, શ્રી જયંતીભાઈ પટેલ, શ્રી ચીમનભાઈ પટેલ અને ઊંઝાના અન્ય કાર્યકરોને કારણે મધ્યપ્રદેશમાં શૈક્ષણિક અને સામાજિક પ્રવૃત્તિઓ ખૂબ જ વિસ્તાર પામી છે. દેવાસમાં અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સંમેલનો મહારાજા પવારનાં વખતમાં યોજાયાં હતાં. અને અન્ય સંમેલનમાં સદાશિવ મહારાજા પોતે પ્રમુખપદે પણ નિમાયા હતા. ઈન્દોર ને

ગ્વાલિયરના મહારાજાઓ પાટીદારોની સમાજસુધારણાની પ્રવૃત્તિમાં ભારે રસ દાખવતા હતા. બાળલગ્ન અને પ્રેતભોજન અટકાવવા કાયદા પણ કર્યા હતા.

### ઉડિયા પ્રદેશના કૂર્મીઓનાં ઉપનામ અને અટકો

ઉડિયા માત્ર બાલેશ્વર અને બલાગોર જિલ્લાને બાદ કરતાં બાકીના અગિયાર જિલ્લાઓમાં કૂર્મી જ્ઞાતિના લોકો વસવાટ કરે છે. તેમાંથી ચાર જિલ્લાઓમાં 'માહત' અટકનો અને બે જિલ્લામાં પટેલ અટકનો ઉપયોગ કરે છે. આ લોકો આગરિયાના નામે ઓળખાય છે. કદાચ એમનો સંબંધ આગ્રાની આસપાસના પ્રદેશ સાથે રહ્યો હોય; બાકી જિલ્લાના કૂર્મીઓમાં નાયક, રાવત, રાહુત, રાણા, સિંહ, પ્રધાન, આરુખ, બોહરા, માનસિંહ, દલબહેરા, પાત્ર, ચૌધુરી, માટિયા, મેદિન, રાય, ઉદનરાય વગેરેનો સમાવેશ થાય છે. ઉડિયા અહીંના કૂર્મીઓની માતૃભાષા છે. તેમનાં રીતભાત અને વેશભૂષા ઉડિયા સંસ્કૃતિને અનુરૂપ છે. આ લોકો દેશના અન્ય લોકોની જેમ ખેતી સાથે જોડાયેલા છે. અહીંના કૂર્મી સમાજનો સંબંધ અન્ય સમસંસ્કૃતિ જ્ઞાતિની સાથે જોડાયેલો છે. એ સંગઠનનું નામ 'ખડાયત ક્ષત્રિય કૃષક સમાજ' રાખ્યું છે. આ લોકો બિહારના કૂર્મીઓથી જુદા પોતાને ક્ષત્રિય વર્ણના માને છે. છત્રપતિ શિવાજીને પોતાના પ્રેરણાપુરુષ માને છે. તેમનું જ્ઞાતિસંગઠન ખૂબ જ મજબૂત છે. થોડાકને બાદ કરતાં અહીંના કૂર્મીઓની આર્થિક સ્થિતિ સારી નથી. ખેતી તેમનો મુખ્ય વ્યવસાય છે.

ગંગામ જિલ્લામાં 'ખડાયત ક્ષત્રિય કૃષક સમાજ' ઘણો કાર્યરત છે. ત્યાં ૨૪, ૨૫ મે ૧૯૭૯માં ભંગનગર નામના સ્થાને દક્ષિણ ભારતના પ્રસિદ્ધ સાહિત્યકાર અને હિન્દી 'ચાંદા મામા' પત્રિકાના સંપાદક શ્રી બાલશૌરી રેડ્ડીની અધ્યક્ષતામાં અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું ૩૧મું અધિવેશન મળ્યું હતું.

મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક બાબત એ છે કે, કૂર્મી જ્ઞાતિનું નામ વિશ્વપ્રસિદ્ધ જગન્નાથના પવિત્ર મંદિર સાથે જોડાયેલું છે. શ્રીક્ષેત્ર (જગન્નાથ મંદિરના પ્રાંગણમાં), કૂર્મ તળાવ વગેરે અનેક સ્થળ આ જ્ઞાતિના નામ સાથે જોડાયેલાં છે; કારણ કે, આ જ્ઞાતિના કુશળ કારીગરોને બોલાવીને આ મંદિરનું નિર્માણ કરાયું હતું. ઈતિહાસકારોના મત મુજબ 'મન્દ્રામાનજી'માં વર્ણિત છે કે, અનેક શતાબ્દી પૂર્વે ઈન્દ્ર દેવે કનોજના કુશળ કૂર્મી કારીગરોને બોલાવી તેમની પાસે આ મંદિરનું નિર્માણ કરાવ્યું હતું. આ કાર્યથી પ્રસન્ન થઈ રાજાએ તેમને સપરિવાર મંદિરની પાસે વસવાટ કરવા દીધો. આજે પણ મંદિરની અંદરની દીવાલને 'કૂર્મ પ્રાચીર' તથા શ્રી જગન્નાથજીને કૂર્માવતાર પણ કહેવામાં આવે છે. મંદિરના ગર્ભગૃહમાં 'નીલચક્ર'ની નીચેના પીઠાસનને 'કૂર્માપીઠ' તરીકે ઓળખવામાં આવે

છે. અહીંના કૂર્મીઓના ગોત્ર કાતિયા, વંશિયાર, હિંદુયાર, કનૌજિયા, સંખ્ય ઉઆર, ચનચૌતરા વગેરે છે.

### આસામના કૂર્મીઓ અને તેમની અટકો

સર્વપ્રથમ સત્તરમી સદીમાં અંગ્રેજો દ્વારા સ્થાપિત ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ચાની સારી ખેતી માટે નિપુણ કૂર્મીઓને બિહાર યુનાઈટેડ પોવિન્સસ તેમ જ અવધ અને આગ્રા (વર્તમાન ઉત્તર પ્રદેશ)થી લાવી વસાવ્યા. ચાના બગીચાના વિકાસ સાથે કૂર્મીઓની જનસંખ્યા વધતી ગઈ. આગળ જતાં આ પરિવારો અહીં સ્થાયી સ્વરૂપમાં વસી ગયાં. બીજી બાજુથી બહારથી આવેલા કૂર્મીઓનું ધ્યાન બીજા વ્યવસાયો તરફ ગયું. તેવું પણ કહેવાય છે કે, ઇંટોના ભઠ્ઠા ઉપર કૂર્મી લોકોની માલિકી સવિશેષ છે. નાના મોટા સિવિલ ઠેકેદારોમાં પણ તેમની ગણના થાય છે. ખનિજ તેલના કૂવાઓ ને કેન્દ્રો પર પણ તેઓ સારી માત્રામાં જનસંખ્યા ધરાવે છે. આસામના કૂર્મીઓ પોતાના નામ પાછળ કૂર્મી, ચૌધરી અને મહતો લખે છે. બહારથી આવીને સ્થિર થયેલાઓએ પણ આ નામોનો સ્વીકાર કર્યો છે. અહીંના સ્થાયી નિવાસી કૂર્મીઓએ અસમિયા ભાષા અને વેશભૂષા તેમજ ખાવાપીવાની તેમજ રહેવાની પદ્ધતિમાં અસમિયા સંસ્કૃતિ અપનાવી છે. અત્રે એ વાત નોંધવી જોઈએ કે, રાજનીતિમાં ખાસ તેમનો કોઈ પ્રભાવ નથી.

### મહારાષ્ટ્રમાં કુનબી અને મરાઠા

મરાઠા સ્વરાજ્યના સ્થાપક છત્રપતિ શિવાજી મહારાજ પોતે કૂર્મી હતા. પ્રસિદ્ધ ઇતિહાસકાર હન્ટર લખે છે, શિવાજી કૂર્મી હતા અને કહેવાય છે કે, સતારા અને ગ્વાલિયરના રાજા પણ આ જ વંશના હતા.[૭૪] મહારાજા સિંધિયા ગ્વાલિયર ભૂતપૂર્વ રાજા સતારા અને ભૂતપૂર્વ ભાંસલે નાગપુર કૂર્મીઓ હતા, અથવા એ જ્ઞાતિઓમાંથી જ હતા જે તેમની સંબંધિત હતી.[૭૫]

મિ. કેમ્બેલે પોતાના પુસ્તકમાં બતાવ્યું છે કે, મહારાષ્ટ્ર શક્તિ સંસ્થાપન કૂર્મી હતા. અને શિવાજી અને બીજા ઘણા સરદારો કૂર્મી હતા. ગોરખપુર અને ગુજરાતમાં પણ કૂર્મી રાજાઓ હતા. અતરૌલિયા (ઉત્તર પ્રદેશનો ભાગ)ના રાજા જયલાલસિંહ કૂર્મી હતા અને સને ૧૮૫૭ના બળવા વખતે તે રાજા હતા.



'કૂણબી' સમાજનું પ્રથમ અધિવેશન નાગપુરમાં ૧૧ ડિસેમ્બર ૧૯૬૬માં અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાના ૨૧મા અધિવેશનની સાથે યોજવામાં

---

૭૪. ડબલ્યુ. ડબલ્યુ. હંટર - સ્ટેટિસ્ટિકલ એકાઉન્ટ ઑફ બંગાલ, વોલ્યુમ, પાન ૪૪.
૭૫. કાર્નેજી રેસેજ ટ્રાઇબ્સ ઍન્ડ કાસ્ટ્સ ઑફ અવધ, પાન ૪૮-૪૯.

આવ્યું હતું. તેના અધ્યક્ષ ડૉ. ખૂબચંદ બધેલ તે વખતના સંસદ સભ્ય હતા. આ સંયુક્ત અધિવેશનના ઉદ્‌ઘાટક માનનીય અશોક મહેતા તે વખતના ભારત સરકારના યોજનામંત્રી અને સમાજશાસ્ત્રી હતા. અત્રે એ વાત નોંધવી ઘટે કે, તેમના પિતા રણજિતભાઈ મહેતા સૌરાષ્ટ્રમાં ભરાયેલ પાટીદાર પરિષદના પ્રમુખ હતા. નાગપુરના આ અધિવેશનના સ્વાગત પ્રમુખ શ્રીમાન મારોતરાવ વિઠોબા અને ઉપાધ્યક્ષ બાબાસાહેબ નિકમ વકીલ હતા. માનનીય બાબાસાહેબ નિકમે પોતાના ભાષણમાં કહ્યું, આ નાગવિદર્ભ પ્રદેશમાં પોતાની સેવા કરનાર કૃષક - કુલમ્બી - કુલબી વર્ગ મોટી સંખ્યામાં રહે છે. મહારાષ્ટ્ર નાગવિદર્ભ, ખાનદેશ, કોંકણ, મરાઠાવાડ આ પ્રદેશોમાં આમને કુલંબી કે કુણબી નામથી ઓળખવામાં આવે છે. 'કુલ-બીજ' સંસ્કૃત શબ્દથી આ શબ્દ બનેલો છે. તેને આર્ય દ્વારા દક્ષિણમાં લાવવામાં આવ્યો. ઉત્તર ભારતમાં કૂર્મી સંજ્ઞા તરીકે જાણીતો બન્યો. બધાં જ બીજનું કુળ ઉદ્‌ગમ સ્થાન એવો કુલમ્બી, એટલે કુણબીનો અર્થ થાય છે. કોંકણ અને પશ્ચિમ મહારાષ્ટ્રમાં કુલબી, નાગવિદર્ભમાં કુણબી, ખાનદેશમાં 'લેવા કુણબી' આમ જુદા જુદા પ્રદેશોમાં જુદાં જુદાં નામોથી ઓળખાય છે. તેઓને મરાઠા, દેશમુખ, પાટીલ (પટેલ) તરીકે પણ ઓળખવામાં આવે છે. પરંતુ આ કોઈ અલગ જ્ઞાતિઓ નથી. કૃષિ વ્યવસાય કરનારા કુમ્બી કણબી યુદ્ધના મેદાનમાં લડનારા મરાઠા અને વિદર્ભમાં રહેનારા દેશમુખ જેવાં નામો આપવામાં આવ્યાં છે. અંગ્રેજો આવતાં વાતાવરણ શાંત થયું. અને વારસાગત મળેલ ખિતાબો ત્યજી દઈ મરાઠા તરીકે ઓળખાવવાનું ઉચિત માન્યું. પરંતુ આજે મરાઠા, દેશમુખ અને પાટીલ તરીકે જે ઓળખાય છે, તે બધા કુણબીઓ છે. ખાનદેશના કુણબીઓ ગુજરાત સાથે સંબંધો ધરાવે છે. તેઓ પાટડીના રાજાને પોતાનો રાજા માનતા. પાટીદાર પરિષદોમાં હાજરી આપતા. અને ઉમાને પોતાની કુળદેવી માને છે.

શ્રી નિકમ કહે છે, કણબીઓને કોઈ દાવપેચ તેમજ જુઠ્ઠું બોલતાં કે ચાલાકી તેમજ છેતરપિંડી કરતાં આવડતું નથી તેથી તે બધાનો શિકાર બન્યો. કુણબીઓની વાણી મધુર અને શ્રવણીય હોય છે. માટે તો કહેવાય છે, 'ચાર બેઠે કુણબી તો ઉનકી બાત બડી ઉમદી.' અંગ્રેજી શાસન વખતે આ જ્ઞાતિની ખૂબ ઉપેક્ષા કરવામાં આવી. મરાઠીમાં એક કવિતા છે :



શેતકારી દુઃખી સંસારી, તુજ ઠાવે ઈશ્વર ।
બોલતી ભટેં ટોંચુનિ, શબ્દ તેંમની સુરીચ્યા ધારા ॥

તેનો સારાંશ એ છે કે, 'હે પ્રભુ! તને માલૂમ છે કે, ખેડૂતનો સંસાર ખૂબ જ દુઃખી અને દરિદ્ર છે. અને બ્રાહ્મણ સમાજ પોતાનાં વાગ્બાણથી તેના હૃદયને

ટાંચી ટાંચી ચારણી જેવું બનાવી દે છે. ગામમાં અધિકારી વર્ગ આવે તો તેની સેવામાં તૈયાર રહેવાનું, વેઠ માટે તૈયાર રહેવાનું, જુદા જુદા લાગા આપવા તૈયાર રહેવાનું. તેની સામે લડત ચાલી અને વેઠપ્રથા નાબૂદ થઈ.

સ્વાતંત્ર્યોત્તર કાળમાં ભારતવર્ષમાંથી જમીનદારી, ઈનામદારી દૂર થઈ. પણ ખેડૂતનું દર્દ દૂર થયું નહીં. ઘણા મજૂરોના દીકરાઓએ નાગપુરનો આશરો લીધો. અને શિક્ષણ તરફ વળ્યા પરિણામે કુણબી સમાજમાં શિક્ષણનો પ્રચાર થયો.

આજે આ સમાજના ઘણા માણસો ઊંચી પદવીઓ ધરાવે છે. વકીલ, ડૉક્ટર, પ્રાધ્યાપક અને સરકારી અધિકારીઓ બન્યા છે. મરાઠીમાં કહેવત છે, **'પેરીલ જૈ શેતકારી ન કાંહી તૈ ખાવયાલા મિલણાર નાહીં.'** જો ખેડૂત કંઈ વાવશે નહીં તો ખાવા માટે કોઈને કશું નહીં મળે. પરંતુ કોઈને આ વાતની ચિંતા નથી. સ્વરાજ આવ્યું તે પહેલાં કૉંગ્રેસ નેતાઓએ ખેડૂતોને વચનો આપેલાં કે તમારાં ઘર સોનાનાં નળિયાંથી મઢી દેવામાં આવશે, પણ બિચારો જગતનો તાત હજુ ધૂળમાં જ આળોટે છે. આજના સંદર્ભમાં ખેડૂતોએ પોતાના હક્ક માટે સંગઠિત થવું ખૂબ જ જરૂરી છે. સ્વર્ગસ્થ પુરુષોત્તમદાસે સૌપ્રથમ પાર્લામેન્ટમાં ખેડૂત લૉબી ઊભી કરી હતી. અને ખેડૂત આંદોલનમાં સક્રિય બની ખેડૂત સમાજની સ્થાપના કરી હતી. શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ, શ્રી મગનભાઈ ચતુરભાઈ વગેરેએ ખેડૂત પ્રવૃત્તિમાં ભારે રસ લીધો હતો.

આ સંમેલનમાં કુણબી યુવાનોને સંદેશ આપતાં શ્રી નિકમે કહેલું, 'મને જોવા મળ્યું છે કે, કુણબી સમાજના કેટલાક શિક્ષિત જુવાનિયાઓને પોતાને કુણબી તરીકે ઓળખાવવામાં શરમ આવે છે. કુણબી શબ્દનો અર્થ તમે જાણો છો ? આપણી જ્ઞાતિ કનિષ્ઠ નથી, નીચી પણ નથી. પવિત્ર છે અને ક્ષત્રિય છે.

બૉમ્બે ગેઝેટિયરમાં સર જે. કૅમ્પવેલને સ્પષ્ટ લખ્યું છે કે, મરાઠા શબ્દ મૂળ સંસ્કૃત શબ્દ મહારાષ્ટ્રનો અપભ્રંશ છે. જેનો અર્થ થાય છે મહા-મોટો કરથા = મોટો યોદ્ધો.[૭૬]

'પ્રિન્સિપલ નેશન ઑફ ઈન્ડિયા' નામના ગ્રંથમાં ઉક્ત મરાઠાની બાબતમાં લખ્યું છે કે, મરાઠા ખેતી સાથે સંબંધ રાખનારી કુનબી અહીંની પ્રધાન જ્ઞાતિ છે, જે ઉત્તર ભારતના કૂર્મીઓથી જુદી નથી. મરાઠા સંજ્ઞા મુખ્ય કૂનબ લોકોની છે, જે સોળમી સદીના મધ્ય ભાગમાં શિવાજીના નેતૃત્વમાં મરાઠાઓએ આ શક્તિ



૭૬. વધુ વિગત માટે જુઓ શ્રી દેવીસિંહ ચૌધરી કૃત 'ક્ષત્ર કુલાદર્શ' (પ્રથમ આવૃત્તિ), ૧૯૧૨, લખનૌ, પાન ૧૦૦-૧૪૦.

આવ્યું હતું. તેના અધ્યક્ષ ડૉ. ખૂબચંદ બધેલ તે વખતના સંસદ સભ્ય હતા. આ સંયુક્ત અધિવેશનના ઉદ્‌ઘાટક માનનીય અશોક મહેતા તે વખતના ભારત સરકારના યોજનામંત્રી અને સમાજશાસ્ત્રી હતા. અત્રે એ વાત નોંધવી ઘટે કે, તેમના પિતા રણજિતભાઈ મહેતા સૌરાષ્ટ્રમાં ભરાયેલ પાટીદાર પરિષદના પ્રમુખ હતા. નાગપુરના આ અધિવેશનના સ્વાગત પ્રમુખ શ્રીમાન મારોતરાવ વિઠોબા અને ઉપાધ્યક્ષ બાબાસાહેબ નિકમ વકીલ હતા. માનનીય બાબાસાહેબ નિકમે પોતાના ભાષણમાં કહ્યું, આ નાગવિદર્ભ પ્રદેશમાં પોતાની સેવા કરનાર કૃષક - કુલમ્બી - કુલબી વર્ગ મોટી સંખ્યામાં રહે છે. મહારાષ્ટ્ર નાગવિદર્ભ, ખાનદેશ, કોંકણ, મરાઠાવાડ આ પ્રદેશોમાં આમને કુલંબી કે કુણબી નામથી ઓળખવામાં આવે છે. 'કુલ-બીજ' સંસ્કૃત શબ્દથી આ શબ્દ બનેલો છે. તેને આર્ય દ્વારા દક્ષિણમાં લાવવામાં આવ્યો. ઉત્તર ભારતમાં કૂર્મી સંજ્ઞા તરીકે જાણીતો બન્યો. બધાં જ બીજનું કુળ ઉદ્‌ગમ સ્થાન એવો કુલમ્બી, એટલે કુણબીનો અર્થ થાય છે. કોંકણ અને પશ્ચિમ મહારાષ્ટ્રમાં કુલબી, નાગવિદર્ભમાં કુણબી, ખાનદેશમાં 'લેવા કુણબી' આમ જુદા જુદા પ્રદેશોમાં જુદાં જુદાં નામોથી ઓળખાય છે. તેઓને મરાઠા, દેશમુખ, પાટીલ (પટેલ) તરીકે પણ ઓળખવામાં આવે છે. પરંતુ આ કોઈ અલગ જ્ઞાતિઓ નથી. કૃષિ વ્યવસાય કરનારા કુમ્બી કણબી યુદ્ધના મેદાનમાં લડનારા મરાઠા અને વિદર્ભમાં રહેનારા દેશમુખ જેવાં નામો આપવામાં આવ્યાં છે. અંગ્રેજો આવતાં વાતાવરણ શાંત થયું. અને વારસાગત મળેલ ખિતાબો ત્યજી દઈ મરાઠા તરીકે ઓળખાવવાનું ઉચિત માન્યું. પરંતુ આજે મરાઠા, દેશમુખ અને પાટીલ તરીકે જે ઓળખાય છે, તે બધા કુણબીઓ છે. ખાનદેશના કુણબીઓ ગુજરાત સાથે સંબંધો ધરાવે છે. તેઓ પાટડીના રાજાને પોતાનો રાજા માનતા. પાટીદાર પરિષદોમાં હાજરી આપતા. અને ઉમાને પોતાની કુળદેવી માને છે.

શ્રી નિકમ કહે છે, કણબીઓને કોઈ દાવપેચ તેમજ જુઠ્ઠું બોલતાં કે ચાલાકી તેમજ છેતરપિંડી કરતાં આવડતું નથી તેથી તે બધાનો શિકાર બન્યો. કુણબીઓની વાણી મધુર અને શ્રવણીય હોય છે. માટે તો કહેવાય છે, 'ચાર બેઠે કુણબી તો ઉનકી બાત બડી ઉમદી.' અંગ્રેજી શાસન વખતે આ જ્ઞાતિની ખૂબ ઉપેક્ષા કરવામાં આવી. મરાઠીમાં એક કવિતા છે :



શેતકારી દુઃખી સંસારી, તુજ ઠાવે ઈશ્વર ।
બોલતી ભટેં ટોંચુનિ, શબ્દ તેંમની સુરીચ્યા ધારા ॥

તેનો સારાંશ એ છે કે, 'હે પ્રભુ! તને માલૂમ છે કે, ખેડૂતનો સંસાર ખૂબ જ દુઃખી અને દરિદ્ર છે. અને બ્રાહ્મણ સમાજ પોતાનાં વાગ્બાણથી તેના હૃદયને

ટાંચી ટાંચી ચારણી જેવું બનાવી દે છે. ગામમાં અધિકારી વર્ગ આવે તો તેની સેવામાં તૈયાર રહેવાનું, વેઠ માટે તૈયાર રહેવાનું, જુદા જુદા લાગા આપવા તૈયાર રહેવાનું. તેની સામે લડત ચાલી અને વેઠપ્રથા નાબૂદ થઈ.

સ્વાતંત્ર્યોત્તર કાળમાં ભારતવર્ષમાંથી જમીનદારી, ઇનામદારી દૂર થઈ. પણ ખેડૂતનું દર્દ દૂર થયું નહીં. ઘણા મજૂરોના દીકરાઓએ નાગપુરનો આશરો લીધો. અને શિક્ષણ તરફ વળ્યા પરિણામે કુણબી સમાજમાં શિક્ષણનો પ્રચાર થયો.

આજે આ સમાજના ઘણા માણસો ઊંચી પદવીઓ ધરાવે છે. વકીલ, ડૉક્ટર, પ્રાધ્યાપક અને સરકારી અધિકારીઓ બન્યા છે. મરાઠીમાં કહેવત છે, **'પેરીલ જૈ શેતકારી ન કાંહી તે ખાવયાલા મિલણાર નાહીં.'** જો ખેડૂત કંઈ વાવશે નહીં તો ખાવા માટે કોઈને કશું નહીં મળે. પરંતુ કોઈને આ વાતની ચિંતા નથી. સ્વરાજ આવ્યું તે પહેલાં કૉંગ્રેસ નેતાઓએ ખેડૂતોને વચનો આપેલાં કે તમારાં ઘર સોનાનાં નળિયાંથી મઢી દેવામાં આવશે, પણ બિચારો જગતનો તાત હજુ ધૂળમાં જ આળોટે છે. આજના સંદર્ભમાં ખેડૂતોએ પોતાના હક્ક માટે સંગઠિત થવું ખૂબ જ જરૂરી છે. સ્વર્ગસ્થ પુરુષોત્તમદાસે સૌપ્રથમ પાર્લામેન્ટમાં ખેડૂત લૉબી ઊભી કરી હતી. અને ખેડૂત આંદોલનમાં સક્રિય બની ખેડૂત સમાજની સ્થાપના કરી હતી. શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ, શ્રી મગનભાઈ ચતુરભાઈ વગેરેએ ખેડૂત પ્રવૃત્તિમાં ભારે રસ લીધો હતો.

આ સંમેલનમાં કુણબી યુવાનોને સંદેશ આપતાં શ્રી નિકમે કહેલું, 'મને જોવા મળ્યું છે કે, કુણબી સમાજના કેટલાક શિક્ષિત જુવાનિયાઓને પોતાને કુણબી તરીકે ઓળખાવવામાં શરમ આવે છે. કુણબી શબ્દનો અર્થ તમે જાણો છો ? આપણી જ્ઞાતિ કનિષ્ઠ નથી, નીચી પણ નથી. પવિત્ર છે અને ક્ષત્રિય છે.

બૉમ્બે ગેઝેટિયરમાં સર જે. કૅમ્પવેલને સ્પષ્ટ લખ્યું છે કે, મરાઠા શબ્દ મૂળ સંસ્કૃત શબ્દ મહારાષ્ટ્રનો અપ્રભંશ છે. જેનો અર્થ થાય છે મહા-મોટો કરથા = મોટો યોદ્ધો.[૭૬]

'પ્રિન્સિપલ નેશન ઑફ ઇન્ડિયા' નામના ગ્રંથમાં ઉક્ત મરાઠાની બાબતમાં લખ્યું છે કે, મરાઠા ખેતી સાથે સંબંધ રાખનારી કુનબી અહીંની પ્રધાન જ્ઞાતિ છે, જે ઉત્તર ભારતના કૂર્મીઓથી જુદી નથી. મરાઠા સંજ્ઞા મુખ્ય કૂનબ લોકોની છે, જે સોળમી સદીના મધ્ય ભાગમાં શિવાજીના નેતૃત્વમાં મરાઠાઓએ આ શક્તિ



૭૬. વધુ વિગત માટે જુઓ શ્રી દેવીસિંહ ચૌધરી કૃત 'ક્ષત્ર કુલાદર્શ' (પ્રથમ આવૃત્તિ), ૧૯૧૨, લખનૌ, પાન ૧૦૦-૧૪૦.

પુનઃ પ્રાપ્ત કરી હતી.

રેવરન્ડ શેરિંગ લખે છે, 'કુનબી' અને 'મરાઠા' શબ્દ પૂના પ્રદેશમાં ખાસ કરી એક જ અર્થમાં વપરાય છે.[૭૭]

કૂર્મી અને કૂનબી વાસ્તવમાં એક જ જ્ઞાતિના મનુષ્ય છે. બૉમ્બે ગેઝેટિયરમાં લખ્યું છે કે, મહારાષ્ટ્રમાં કૂનબી અને મરાઠા બંને સમાવિષ્ટ છે. તેઓ એકબીજા સાથે ખાય છે અને વિવાહ સંબંધ બાંધે છે અને તેમના દેખાવ અને રિવાજોમાં કોઈ અંતર લાગતું નથી. આ જ પ્રકારનું લખાણ બૉમ્બે ગેઝેટિયર વૉલ્યુમ અઢારમા ભાગમાં લખ્યું છે કે, કૂનબી સંજ્ઞામાં કૂનબી અને મરાઠા આમ બે મુખ્ય સમુદાયનો અંતરભાગ છે. તેમાં કોઈ વિભિન્નતા દેખાવી મુશ્કેલ છે. મરાઠા અને કૂનબીઓ એકબીજા સાથે ખાય-પીએ છે. અંદર અંદર વિવાહ- સંબંધો કરે છે અને આકાર, ધર્મ અને રિવાજોમાં કંઈ ભેદ નથી.[૭૮] પાછું બૉમ્બે ગેઝેટિયર સતારા વૉલ્યુમ ૧૯ જણાવે છે કે મરાઠા સારાય સતારા પ્રદેશમાં જોવા મળે છે. ૧૮૮૧ની વસ્તી ગણતરી તેમને કૂર્મી લોકોમાં સમાવે છે. એટલે કે વિભિન્ન જ્ઞાતિ નથી. ઈમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઈન્ડિયા, કોલાપુર વૉલ્યુમ ૧૫માં લખ્યું છે કે, હિન્દુ લોકોમાં મરાઠા અધિક સંખ્યામાં છે. મોટા ભાગના ખેડૂત છે અને પોતાને કૂનબી કહેવડાવે છે. આ પ્રકારના વોલ્યુમ ૧૬માં લખ્યું છે કે, મહારાષ્ટ્ર મરાઠાઓનો દેશ છે. તેઓ સો એ ત્રીસ જણા છે. પહેલાં તેઓ યોદ્ધાઓ હતા. હવે તે ખેતી સાથે જોડાયેલા છે અને કૂનબી નામે વિખ્યાત છે.

મરાઠાઓ અનેક કુળમાં વહેંચાયેલા છે. સૂર્યવંશ, સોમ (ચંદ્રવંશ), બ્રહ્મવંશ, શેષવંશ આમાંનાં ઘણા કુળોએ રાજગાદીઓ પણ ભોગવી છે અને રાજવંશો પણ ચલાવ્યા છે.

સર જદુનાથ સરકારે સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે : મરાઠાઓ વાસ્તવમાં ઊંચા દરજ્જાના કૂણબીઓ છે.[૭૯] તે આધુનિક મરાઠા સૈનિક અને કૃષક સંબંધમાં લખે છે, શિવાજીની સેનાના મેરુદંડ ખેડૂતો હતા. જે મરાઠા અને કૂનબી નામની બે નિમ્ન જ્ઞાતિઓના હતા. એટલે જ્ઞાતીય માપદંડથી કૂનબી અને મરાઠા એક જ જ્ઞાતિ છે. માત્ર સામાજિક સ્તરનાં ઊંચાંનીચાં ધોરણોને કારણે ક્રમશઃ કૂનબી અને મરાઠા જેવા ભેદ ઊભા થયા. ઉત્તર ભારતના કૂર્મીઓમાં એવી કહેવત છે કે, બનત મલ બીગડલ કૂર્મી અર્થાત્ મલ્લ જો ગરીબ થઈ જાય તો તે કૂર્મી કહેવાતો.



૭૭. Read 'Sherrings Tribes And Castes', Vol. 1.
૭૮. Bombay Gazetteer, Poona, Vol. XVIII, Part-1.
૭૯. ધી એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા, વૉ. ૪૩, પે. ૫-૭

અહીં પણ આવુ થયુ લાગે છે.

મરાઠાઓ અને કૂનબીઓમાં ઉપનામ અને અટકો ઘણી છે. તેમાં મુખ્ય દેશમુખ, ભોંસલે, પાટીલ, પવાર, શિંદે, ચૌહાણ, રાણે, સાંઠે, રાવત, કાકડે, કદમ, નિકમ, ગાયકવાડ, જગતાપ, જાધવ, થારોત, દલવી, પરદેશી, રાવત, પાનસરે, પીંગળે, મોરે, લાવશે, સાવંત, તેંડુલકર વગેરે.

**આંધ્રપ્રદેશના રેડ્ડી કૂર્મી અને તેમની અટકો**

આંધ્રપ્રદેશના મૂળ નિવાસી રેડ્ડી લોકો છે. જેનો ઉલ્લેખ વિશાળ કૂર્મી સમાજના મહત્ત્વપૂર્ણ દક્ષિણવાસી ઘટકના રૂપમાં કરવામાં આવે છે. તે વંશની ઉત્પત્તિની કથા ઐતરેય બ્રાહ્મણમાં આ પ્રમાણે આપવામાં આવી છે : 'એક વાર ઋષિ વિશ્વામિત્ર પોતાના પુત્રો દ્વારા ભૂલ થવાથી ક્રોધિત થઈ ઊઠ્યા. અને પોતાના પુત્રોને આર્યવ્રત છોડી દક્ષિણ પ્રદેશમાં જવાનો આદેશ આપ્યો. તે બદલ ઋષિપુત્રો સામૂહિક રૂપે દક્ષિણમાં જઈ વસ્યા. ત્યાંની સ્ત્રીઓ સાથે વિવાહ કરી ત્યાં વસી ગયા. આંધ્રવાસી રેડ્ડી તેઓની ક્ષત્રિય સંતતિ છે. આ રેડ્ડી કૃષિકોને આંધ્રપ્રદેશને 'રાઈઝ બાઉલ ઑફ ઇન્ડિયા' બનાવવાનું શ્રેય જાય છે.

રેડ્ડી બંધુઓનો ઈતિહાસ બતાવે છે કે, આ લોકો નાની નાની જમીનોના સ્વામી હતા. ત્યારે તેઓ 'રટ્ટાગુડી' કહેવાતા હતા. તેલુગુમાં 'રટ્ટા'નો અર્થ રાજ્ય અને 'ગુડી'નો અર્થ 'ગુતા' એટલે ઠેકો. મતલબ રાજ્યની ખેતી-ભૂમિની વ્યવસ્થા ઠીક રીતે સંચાલન કરવા માટે પુરાતન કાળમાં તેઓને ખેતીલાયક જમીનોનો ઠેકો આપવામાં આવતો હતો. ગુજરાતમાં પણ 'નરવા' પદ્ધતિ હતી. શરૂઆતના રટ્ટાગુડી કાળાંતરે રેટ્ટાડી અને રટ્ટડિ અને અંતે રેડ્ડી બન્યા. ગુજરાતમાં કૂણબીઓ શતાબ્દી પૂર્વે જમીનના પટ્ટા પ્રાપ્ત કરવાથી પટેદાર બની ગયા. પાછળથી પાટીદાર બન્યા.

રેડ્ડી રાજાઓએ ઈ.સ. ૧૩૨૪ થી ૧૪૨૪ સુધી આંધ્રપ્રદેશના ઘણા ભાગો પર શાસન કર્યું હતું. રેડ્ડી રાજાઓના શાસનકાળને ઈતિહાસકારો આ પ્રદેશનો સુવર્ણ યુગ માને છે.[૮૦]

ઇમ્પીરિયલ ગેઝેટિયરમાં જણાવ્યા મુજબ 'કાપૂ અને કૂનબી' જે આ રાજ્યની મહાન કૃષક જ્ઞાતિઓ છે તેમની જનસંખ્યા ૨૮ લાખ ૫૦ હજાર છે. જે કુલ સંખ્યાના ૨૬ ટકા છે.[૮૧] આ આંકડાઓ ૮૫ વર્ષ પહેલાંના છે. આજે તો તેઓની સંખ્યા ચાર ગણી વધી ગઈ છે.



૮૦. હિસ્ટ્રી ઑફ ધી રેડ્ડી કિંગડમ, હૈદરાબાદ, ૧૯૪૦.
૮૧. ઇમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઇન્ડિયા, ૧૯૦૮, હૈદ્રાબાદ.

સ્વતંત્રતા પૂર્વે આધુનિક આંધ્રનો મોટો ભાગ હૈદ્રાબાદ સ્ટેટનો ભાગ હતો. વર્તમાન આંધ્રની રાજધાની હૈદ્રાબાદ તે વખતે પણ નિઝામ રાજ્યની રાજધાની હતી. ઈ.સ. ૧૯૨૦માં હીઝ એક્સલન્સી નિઝામ હૈદ્રાબાદને પોતાના સ્ટેટની વસ્તીગણતરી કરાવી હતી, તે આંકડાઓના વિવરણોના આધાર પર હીઝ એક્સલન્સી નિઝામ શાહીકોર્ટ ઑફ જુડી કેચરના જજ તથા સેશન્સ કમિશ્નર જસ્ટીસ સૈયદ સિરાજુ-ઉલ-હસને 'ધી કાસ્ટ ઍન્ડ ટ્રાઈબ્સ ઑફ હીઝ એક્સલન્સી ધી નિઝામ્સ ડોમીનિયન' નામનું પુસ્તક લખ્યું હતું. આ પુસ્તક ૧૯૨૦માં મુંબઈ ધી ટાઈમ્સ પ્રેસે પ્રગટ કર્યું હતું. આ પુસ્તકમાં વેદ અને પુરાણોના આધારે હૈદ્રાબાદ સ્ટેટમાં વસવાટ કરતા કૂર્મીઓ વિશે શોધપૂર્ણ માહિતી આપી છે.

વિદ્વાન મુસ્લિમ જજના મત અનુસાર હૈદ્રાબાદ સ્ટેટની પ્રજામાં જે કૂર્મી ક્ષત્રિય અથવા પોતાને કુનબી કહેનારા લોકો છે, તેઓ કુશળ ખેડૂતો છે. તેઓ મોટી મોટી જમીનોના સ્વામી છે. આ લોકોના પૂર્વજ ઉત્તર ભારતમાંથી આવી અહીં વસ્યા હતા. સ્થાનિક કૂર્મીના પૂર્વજો મોગલ બાદશાહ ઔરંગઝેબના લશ્કરમાં જોડાઈ પહેલાં વીજાપુર અને ગોવળકુંડલા રાજ્યોના વિરુદ્ધ લડાઈ લડ્યા હતા. ત્યાર બાદ મરાઠાઓ સામે લડાઈમાં પણ ભાગ લીધો હતો. તેમાંથી ઘણા કૂર્મીઓને તેમની બહાદુરી અને રણકુશળતા જોઈ બઢતી આપી જમાદાર, સૂબેદાર તથા હજારી જેવાં મહત્ત્વપૂર્ણ પદો પર નિયુક્ત કરવામાં આવ્યા હતા. કેટલાક કૂર્મી યોદ્ધાઓને વિભિન્ન કિલ્લાઓના કિલ્લેદાર તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા. ઔરંગઝેબના મૃત્યુ બાદ દક્ષિણ ભારતમાં લડાઈઓ ખતમ થઈ ગઈ અને આ ઈલાકામાં નિઝામશાહી સ્થપાઈ અને શાંતિ સ્થાપિત થતાં તેમને સિપાઈઓની જેમ છૂટા કરવામાં આવતા. તેઓ પોતાના મૂળ નિવાસસ્થાને પાછા ન ફરતાં હૈદ્રાબાદ રાજ્યમાં યોદ્ધાનું રૂપ છોડી દઈને કુશળ ખેડૂતનું રૂપ ધારણ કરી લીધું. કૃષિકાર્ય જીવન સાથે વણાયેલું હતું, એટલે તેને આત્મસાત્ કરતાં વાર લાગી નહીં.

વિદ્વાન જસ્ટીસ સિરાજ-ઉલ-હસને સ્પષ્ટ શબ્દોમાં પોતાના પુસ્તકમાં લખ્યું છે કે, 'આ કૂર્મી લોકો પોતાના પ્રાચીન ક્ષત્રિય વંશની સંતતિ છે. ઋગ્વેદમાં વર્ણિત શબ્દ કૂર્મીના ગુણોના આધાર પર આ જ્ઞાતિનો નામ-પ્રયોગ કરવામાં આવ્યો છે. શતપથ બ્રાહ્મણમાં પણ કૂર્મીને સર્વોચ્ચ શાસક, સર્વશક્તિમાન અધિનાયક, અતિ શક્તિશાળી, વીર્યવાન, યોદ્ધા વગેરે ગુણોથી સંબોધિત કરવામાં આવ્યા છે.


કૂર્મીઓનો દેખાવ અને તેમની રીતભાતનું વર્ણન કરતાં લખે છે,[૮૨] "The

---

૮૨. સૈયદ સિરાજુ-ઉલ-હસન 'ધી કાસ્ટ ઍન્ડ ટ્રાઈબ્સ ઑફ હીઝ એક્સલન્સી ધી નિઝામ્સ ડોમીનિયન, મુંબઈ-૧૯૨૦, પાન નં. ૫૧.

Physical appearance of the Kurmis tends to support the view of their Kshatriya origin. They are tall, well built, with regular features and generally fair complexious."

"The forgoing description hold good as regards the Kurmi of this state, who are on the whole a fine manly race, conforming to the usages and manners of Brahmans, wearing the sacred thread and forbidding their widows to remarry."

(કૂર્મીઓની આકૃતિ અથવા શારીરિક બનાવટ તેનું ક્ષત્રિયપણું પ્રમાણિત કરે છે. તેઓ કદમાં લાંબા, હૃષ્ટ-પુષ્ટ શરીરવાળા, એક જ પ્રકારના તથા સુંદર રૂપરંગવાળા હોય છે.

ઉપર્યુક્ત વર્ણન એ કૂર્મીઓ વિશે છે જેઓ હૈદ્રાબાદ સ્ટેટમાં વસે છે. તેઓ બધા મહેનતકશ અને ઉત્તમ જ્ઞાતિના છે. તેઓનો વહેવાર અને આચરણ બ્રાહ્મણો જેવાં છે. તેઓ જનોઈ ધારણ કરે છે અને વિધવાવિવાહ તેમનામાં નિષેધ ગણાય છે.)

આંધ્ર પ્રદેશના મૂળ નિવાસી કાપૂ અને રેડ્ડી તેમાં મોટા ભાગના રેડ્ડી અટક લખે છે. ચૌધરી અટકનો પણ કેટલાક પ્રયોગ કરે છે. ઉત્તર ભારતમાંથી આવેલા કેટલાક પ્રવાસી કૂર્મીઓ અહીં આવી વસ્યા છે. તેમાં વર્મા, સિંહ અને ચૌધરી અટકનો પ્રયોગ કરે છે. તેલુગુદેશમ્ પક્ષના ચૂંટાયેલા સંસદસભ્ય ડૉ. કે. વી. આર. ચૌધરી, દિલ્હી કૂર્મી ક્ષત્રિય સમાજના સમારોહમાં ભાગ લે છે. અને બધા પ્રદેશના કૂર્મી સંસદસભ્યો આવા કાર્યક્રમોમાં ભાગ લઈ પોતાની જ્ઞાતિનું ગૌરવ લે છે. ગુજરાતના પાટીદાર સંસદસભ્યો પણ તેમાં ભાગ લે છે.

## કર્ણાટકના કૂર્મી બંધુઓ અને તેમનાં ઉપનામ

અહીંના વક્કીલગર લોકો પોતાને કૂર્મીની એક જ્ઞાતિ જ માને છે. નાયડૂ તેમની અટક ગણાય છે. અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું પાંચમું અધિવેશન ડિસેમ્બર ૧૯૦૯માં ચુનાર (જિલ્લા મિરઝાપુર) ઉત્તર પ્રદેશમાં ભરાયું હતું. તેની અધ્યક્ષતા બેરિસ્ટર શ્રી બી. નાગપ્પા, સબોર્ડિનેટ અને આસિસ્ટન્ટ સેશન્સ જજ બેંગલોર અને મૈસૂર લેજિસ્લેટિવ કાઉન્સિલના સભ્યે કરી હતી. ત્યારે તેમણે પોતાના અધ્યક્ષીય ભાષણમાં ઘોષણા કરી હતી કે, 'મને ગર્વ છે કે, હું વક્કીલગર કૂર્મી છું. મારી જ્ઞાતિને કોઈની પાસેથી મોટાઈનું પ્રમાણપત્ર લેવાની જરૂર નથી. અમે જે છીએ તે છીએ. હિન્દુ જ્ઞાતિનું એક આવશ્યક અંગ છીએ.'



'અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું છઠ્ઠું અધિવેશન પીલીભીત

(ઉત્તરપ્રદેશ)માં ડિસેમ્બર ૧૯૧૦માં ભરાયું હતું.'[૮૩]

તે અધિવેશનના અધ્યક્ષ હતા નાગપુરના બેરીસ્ટર સી. બી. નાયડુ. તેમણે પોતાના ભાષણમાં સારા દેશમાંથી આવેલા કૂર્મીઓ અને સ્થાયી કૂર્મીઓને આહ્વાન આપતાં કહ્યું, 'આપણે કૂર્મી ક્ષત્રિયો દેશની કુલ વસ્તીનો દસમો ભાગ છીએ. મને એ કહેતાં ગર્વ થાય છે કે, હું નાયડુ ક્ષત્રિય છું, જે હિન્દુઓની તેલંગ અને કાપુ જ્ઞાતિને નામે વિખ્યાત છે. અમારી પહેલી જવાબદારી એ છે કે, આપણા વિશાળ સમાજનાં બધાં અંગોને એકત્રિત કરવા ચાહે અમારી માતૃભાષા, વેશભૂષા, ચાલચલગત અલગ અલગ ભલે હોય પણ આપણે બધા એક જ છીએ. ક્ષત્રિય સારા દેશમાં ફેલાયેલા છે. જેઓને વિભિન્ન ક્ષેત્રોમાં જુદા જુદા નામે ઓળખવામાં આવે છે.'

કૂર્મી જ્ઞાતિની બાબતમાં ભાતભાતની ભ્રાંતિઓ વર્ણવ્યવસ્થા પર આધારિત હિન્દુ સમાજના પંડિતોએ કરી નાખી છે. તેનું ખંડન કરવાની જવાબદારી બુદ્ધિજીવીઓ પર વધારે આવે છે. જો બુદ્ધિજીવીઓ પોતાનું દાયિત્વ ન નિભાવે તો તે ભ્રાંતિ લાંબા ગાળે સત્યનું રૂપ ધારણ કરી લેશે. જ્ઞાતિવાદની દૃષ્ટિએ સાંપ્રત કાળમાં ભારત દેશ અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ રહ્યો છે. ત્યારે આપણે સૌ ભારતીયો છીએ તે દેશદાઝ કેમ ભુલાય. કૂર્મી ઈતિહાસના પાને ક્યારેય સંકુચિત માનસવાળો નોંધાયો નથી અને નોંધાશે પણ નહીં.

## ગુજરાતના કણબી-પાટીદાર-પટેલ અને તેનાં પદો

ગુજરાતના કણબીઓની બાબતમાં મહાત્મા ગાંધીના અંગત રહસ્યમંત્રી શ્રી મહાદેવભાઈ દેસાઈ પોતાના પુસ્તકમાં લખે છે :[૮૪]

'બારડોલી તાલુકાના કણબીઓમાં લેઉવા, કડવા, મતિયા, ભક્ત, પાટીદાર (ઉદા પાટીદાર), ચરોતરિયા એવા વિભાગ છે. પણ દરેક કોમનું બંધારણ આજના સુધારાના જમાનામાં પણ એવું ટકી રહ્યું છે કે, તેની મારફતે કાંઈ સારું કામ કરાવવાની કોઈનામાં શક્તિ હોય તો કરાવી શકે. બહિષ્કારનું શસ્ત્ર તે લોકોને અજાણ્યું નથી. સમાજની સામા થઈ દુરાચાર કરનારને અને તેના વંશને વર્ષોનાં વર્ષો સુધી બહિષ્કૃત કર્યાના દાખલા આ કોમોમાં મળે છે. શ્રી વલ્લભભાઈને આ બંધારણ પોતાના પ્રયોગને માટે સારા સાધન તરીકે કામ આવ્યા. એ સ્ત્રીઓની વિશિષ્ટતા તેમને ગુજરાતની સ્ત્રીઓમાં વિશિષ્ટ સ્થાન આપે તેવી છે. સવારથી



૮૩. 'કૂર્મી હિતૈચ્છી', ૧૯૧૧, અ. ભા. કૂ. ૭, મહાસભા રિપોર્ટ.

૮૪. મહાદેવભાઈ દેસાઈ - ધી સ્ટોરી ઑફ બારડોલી, પે. ૭-૮, નવજીવન, અમદાવાદ, ૧૯૨૯.

સાંજ સુધી ઘરમાં અને ખેતરમાં પુરુષોની સાથે કામ કરનારી એ બહેનોમાં એક પ્રકારની નમ્રતા અને વીરતા છે, જે બીજી કોમોમાં ઓછી જોવામાં આવે છે. આખી કોમને વિશે એમ કહી શકાય કે, તે ધર્મભીરુ કોમ છે. કદાચ વહેમી પણ હશે. પણ એ વહેમમિશ્રિત ધર્મભીરુતામાં પણ પ્રતિજ્ઞાને પવિત્ર સમજીને તેને ગમે તે ભોગે પાળવાની શક્તિ ભળેલી છે. આવા લોકોમાં સત્યાગ્રહનું બીજ ઊગી નીકળે અને ફળે તેમાં આશ્ચર્ય નથી.'

અમદાવાદ જિલ્લાના કણબીઓની સામાજિક અને આર્થિક બાબતો પર પ્રકાશ પાડતા ધી ઈમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઇન્ડિયા નોંધે છે : 'કણબી લોકો જેમની વસ્તી ૪,૦૧,૦૦૦ છે તે એક મહત્ત્વપૂર્ણ વર્ગ છે. કેટલાક લશ્કરી ઉચ્ચ પદો સુધી પહોંચી ગયા છે. અને ખેતીમાંથી ધન ઉપાર્જન કરનાર સંપન્ન ખેડૂતોમાં તેઓનું પ્રમાણ અધિકાંશ જેવું છે. કણબી અને પાટીદારમાં જ્ઞાતીય આધાર પર કોઈ અંતર નથી. તેમ છતાં પાટીદાર લોકો સામાન્ય કણબીઓ સાથે વિવાહ સંબંધ બાંધવા ઉત્સુક નથી હોતા. તેમની ત્રણ મુખ્ય ઉપજાતિઓ છે : લેઉઆ, કડવા, આંજણા. પાટીદાર સમાજમાં સુધારા માટેનું આંદોલન રાવબહાદુર શેઠ શ્રી બેચરદાસ અંબાઈદાસ લશ્કરી સી.એસ.આઈ.ના નેતૃત્વમાં શરૂ થયું હતું. તેમના જ પ્રયત્નથી ૧૮૭૦માં પુત્રીરક્ષક કાયદો આવ્યો હતો. તેમની સુધારાત્મક પ્રવૃત્તિને કારણે વિદ્યાર્થીઓ માટેનાં છાત્રાલયો, ખેડૂત સંગઠનો, પાટીદાર પરિષદો અને જ્ઞાતિ મુખપત્રોના પ્રકાશન જેવી પ્રવૃત્તિઓ શરૂ થઈ હતી.[૮૫]

ગુજરાતના કુલ હિન્દુઓની વસ્તીના ૧૪.૨૬ ટકામાં ૧૪,૧૦,૪૨૨ જનસંખ્યા કણબીઓની છે. તેમાં ચાર પેટાજ્ઞાતિઓ છે : આંજણા, કડવા, લેઉઆ અને મતિયા. તેઓ પોતાને ક્ષત્રિય વર્ગમાં માને છે. એક માન્યતા અનુસાર તેઓ રામના વંશજ છે અને સૂર્યવંશી છે. બીજી બાજુ તેઓ લવ-કુશના વારસો મનાય છે. તેમને અયોધ્યામાંથી કાઢી મૂકવામાં આવ્યા ત્યાંથી તેઓ મથુરા આવ્યા અને ત્યાંથી ગુજરાતમાં આવી વસ્યા.[૮૬]

વડોદરા સ્ટેટના ગેઝેટિયર અનુસાર, 'પાટીદારો જે હકીકતમાં કણબી હતા તેમના સહકારથી વડોદરાની ગાદી પિલાજીરાવ ગાયકવાડે પ્રાપ્ત કરી હતી. આ લોકોએ તન-મન-ધનથી પિલાજીરાવ ગાયકવાડને મદદ કરી. જેના પરિણામે તેઓ મોગલ ગવર્નર હુસેન-દિન-બાબીને આ ઇલાકામાંથી ખસેડવામાં સફળ



---

૮૫. ધી ઈમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઇન્ડિયા - નવી દિલ્હી.

૮૬. બૉમ્બે ગેઝેટિયર વોલ્યુમ ૯, ભાગ-૧, ૧૯૧૧.

થયા. પાદરામાં દલા પાટીદારે આમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. એક પ્રસિદ્ધ કહેવત છે કે, ઉપર અલ્લાહ અને નીચે દલ્લા. પ્રસિદ્ધ કથાઓમાં મરાઠા અને પાટીદારોએ કેવી રીતે મુસ્લિમ શાસનને ખતમ કર્યું તેનું વર્ણન આવે છે. તેનાં લોકગીતો પણ જાણીતાં છે.

મુસલમાન શાસકોના જમાનામાં ગુજરાતના કણબીઓને પટ્ટા પર જમીન ખેતી કરવા માટે ફાળવવામાં આવતી. મહમ્મદ બેગડા વખતે 'વાંટા' પદ્ધતિ દાખલ થઈ. આ જમીનના નવા માલિક બનતા તેઓ પટ્ટેદારમાંથી પાટીદાર બન્યા. ગામનો માલિક પણ પટેલ કે અમીન નિયુક્ત થતો. પટેલ અટક તેને એટલી ગમી ગઈ કે, પાટીદાર ભણ્યાગણ્યા પછી પટેલ અટકનો ઉપયોગ કરવા લાગ્યો. તેમની અનેક અટકો છે. સૌરાષ્ટ્રમાં કચ્છમાં વિવિધ અટકો જોવા મળે છે : કાલરિયા, વેકરિયા, વિરાણી, જસાણી, બુટાની, જરીવાલા, પાટણવાડિયા, શિતલિયા. આમ ઘણી અટકો ધંધા ઉપરથી પણ ચાલે છે. લશ્કરી, એન્જિનિયર, અમીન, દેસાઈ, પારેખ, ચૌધરી, મશરૂવાલા જેવી અટકો પણ જાણીતી છે. પાટડીનરેશ જોરાવરસિંહજી વીરમગામના દેસાઈ, વસોના બાજી પટેલ, ભૂખણ વસનજી પટેલ, વેણી પટેલ અને દરબાર ગોપાળદાસ, વલ્લભભાઈ પટેલ અને વિઠ્ઠલભાઈ પટેલ, ભાઈકાકા, દીવાન ગોવિંદભાઈ હાથીભાઈ, વિહારીદાસ દેસાઈ, મોતીભાઈ અમીન, નરસિંહભાઈ પટેલ, એચ. એમ. પટેલ, કુંવરજી મહેતા, શામળદાસ દેસાઈ, પુરુષોત્તમ પરીખ, મગનભાઈ ચતુરદાસ, જેઠાલાલ સ્વામિનારાયણ અને છગનભા તેમજ મફત ગગલ, જયકૃષ્ણ હરિવલ્લભ, નિરમાના કરશનદાસ પટેલ આઈ. જી. પટેલ, કેડીલાના રમણભાઈ પટેલ, શ્રી ચીમનભાઈ પણ કૂર્મી પાટીદારો તરીકે ખ્યાતનામ છે.

**પાટીદાર આર્ય, ગૂર્જર કે હૂણ ? રજપૂત કે અન્ય ?**

ભારતભરનાં રાજ્યોનાં, મોટા ભાગનાં રાજ્યોનાં ગેઝેટિયરો તેમજ અન્ય આધારભૂત ગ્રંથો દ્વારા મૈં 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઈતિહાસ' નામનો ગ્રંથ બહાર પાડ્યો છે. તેમાં પાટીદારોની ઉત્પત્તિ, સ્થાન, અટકો અને મધ્યપ્રદેશ, રાજસ્થાન અને ભારતના અન્ય પ્રદેશમાં વસતી કૂર્મી જ્ઞાતિ સાથેના સંબંધોની વિસ્તૃત ચર્ચાઓ કરી છે. આપણે આર્ય છીએ કે અનાર્ય ? તેમજ જાટ, રજપૂત,  ગૂર્જર, ચંદ્રવંશી કે સૂર્યવંશી તે તેમજ કડવા-લેઉઆના સંબંધો અને ઉત્પત્તિની વિગતો રજૂ કરી છે.

મુંબઈ સરકાર તરફથી અંગ્રેજી ભાષામાં પ્રગટ થયેલા 'બૉમ્બે ગેઝેટિયર' વૉ.૯, પાર્ટ-૧, ગુજરાત પોપ્યુલેશન હિન્દુઝ એ નામના પુસ્તકની ઈ.સ. ૧૯૦૧ની

પ્રતમાં પૃષ્ઠ ૧૫૫ ઉપર તે પુસ્તકકર્તા શ્રી ભીમભાઈ કીરપારામ જણાવે છે કે, The reasons given in the appendix article, the kunbis are of the race of the great convering white Huna tribe of Gujjars or Mihiras, who, during the second half of the sixth century passed south through the Panjab and settle in Malwa and in Bombay, Gujarat.

પરિશિષ્ટમાં આવેલા 'ધી ગુજ્જર' નામના લેખમાં દર્શાવેલાં કારણો એવા મતને સબળ પુષ્ટિ આપે છે કે, છઠ્ઠા સૈકાના બીજા વિભાગમાં પંજાબમાં થઈને દક્ષિણ તરફ માળવા અને મુંબઈ ગુજરાતમાં જે જાતિ વસી તે મિહિર કે ગૂર્જરોની ગૌરાંગ હૂણ નામે ઓળખાતી મહાન વિજેતા શાખા હતી કે જેના વંશજો તે કણબીઓ છે. જો કે કેટલાક ઈતિહાસકારો પાટીદારોને The Khazar or white Huna (A.D. 450-550) (ખાઝર કે ગૌરાંગ હૂણ) હોવાનું સ્વીકારવા તૈયાર નથી.

સોલંકી વંશના ગૂર્જરોને પણ કણબી પાટીદારોની જેમ ગૂર્જર તરીકે ઉપરના પુસ્તકમાં આલેખવામાં આવ્યા છે. સોલંકી વંશનો ગોધરા શાખાનો ઈતિહાસ પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. તે ઉપરથી જણાય છે કે, સોલંકી વંશની તે શાખાનો મૂળ પુરુષ સંવત ૮૦ના અરસામાં 'ટુકટોડા'માં હતો. વાઘેલા વંશના પ્રસિદ્ધ થયેલા ઈતિહાસ ઉપરથી વાઘેલાઓ પણ તેટલા જ જૂના હોવાનું સ્પષ્ટ થાય છે.

'કણબી ક્ષત્રિય પાટીદારોનો ઈતિહાસ'ના લેખક પુરુષોત્તમ પરીખ તેમ જ મારા પુસ્તકમાં અને વડનગરા કણબી ક્ષત્રિયના ઈતિહાસમાં તેમ જ સાવલી પાટીદારોની વંશાવળી, નડિયાદ કાકરખાડ-લખાવાડ વગેરેના પૂર્વજોની મળી આવેલી વંશાવળી ઉપરથી જણાય છે કે, પાટીદારોના મૂળ પૂર્વજો સોલંકી વંશના પૂર્વજો જેટલા જ જૂના હોવા જોઈએ. સાવલીના પાટીદારોના મૂળ પૂર્વજ રામ સં. ૫૫૧માં ચાંપાનેરમાં આવી વસ્યા હતા. રામના પૂર્વજો અયોધ્યા તરફથી નીકળી કાશી, ગોકુળ, મથુરા, પ્રભાસ પાટણ વગેરે સ્થાનો તરફ અનુક્રમે વસવાટ કરતા કરતા આવ્યા હતા. એમ તે વંશાવળીના ૧૨૮મા પાનને મથાળે જણાવવામાં આવ્યું છે. સહજ વિચાર કરતાં સમજાય તેમ છે કે ઉપર જણાવેલા વસવાટ દરમ્યાન સેંકડો વર્ષો વહી ગયાં હોવાં જોઈએ.



નડિયાદના પાટીદારોની ૭૦ પેઢી હાથ લાગી છે. આ પેઢીનો તુલનાત્મક અભ્યાસ કરીએ તો તેમનો પૂર્વજ સંવત ૨૫ના અરસામાં હિંદમાં વસતો હોવો જોઈએ.

ઉપરના ઈતિહાસો અને સાવલી તેમ જ નડિયાદની વંશાવળીના આધારે

એટલું તો તારણ કાઢી શકાય કે બે હજાર વર્ષથી કણબી પાટીદારોના પૂર્વજો સોલંકી, રાજપૂતોના મૂળ પૂર્વજોની જેમ હિંદની અંદર જ હતા. એટલું જ નહીં પણ તેઓ મધ્ય ઉત્તર હિંદમાં હતા. આ સંજોગોમાં તેઓ 'ખાઝર' અથવા 'ગૌરાંગહૂણ' છે એમ માની શકાય તેમ નથી.

ગેઝેટિયર પૃ. ૯, ભાગ-૧માં પૃ. ૪૯૧ ઉપર 'ગૂર્જર'ના મથાળા નીચે મુંબઈ ગેઝેટિયરના સંપાદક મી. જે. એમ. કેન્બેલે પોતાની પુરવણીમાં દલીલ કરી છે કે : that the Gujarat Kunbis are Gujjars is supported by the similarity between the sharehold tenures in Punjab Gujgar villages and the Bhagdar and Narwadar Tenures in Kunbi village in Kaira.

પંજાબમાં ગૂર્જર ગામડાંમાં ચાલતી ભાગીદારી પદ્ધતિ અને ખેડામાં ચાલતી ભાગીદાર અને નરવા પદ્ધતિ વચ્ચેનું સામ્ય, ગુજરાતના કણબીઓ ગુજ્જર છે એ વાતને પૃષ્ટિ આપે છે.

અત્રે જણાવવાની જરૂર છે કે કણબી પાટીદારના વહીવંચાઓના ચોપડામાં જે દાખલો સામાન્ય રીતે જોવામાં આવે છે તેમાં જણાવવામાં આવે છે કે, 'કણબી પાટીદારના મૂળ પૂર્વજો અયોધ્યા પ્રાંતમાં છપૈયાં નજીકના અડાલજ ગામમાં હતા. (અમદાવાદ શહેર નજીક આવેલું અડાલજ તો નહીં જ.) કર ન આપી શકવાને કારણે તેઓને તે સ્થાન છોડવું પડ્યું.' આ સંજોગોમાં કણબી પાટીદારના મૂળ પૂર્વજોનું અસલ સ્થાન પંજાબ નહિ પણ અયોધ્યા પ્રાંત લેખાય. સંભવિત છે કે મૂળ પૂર્વજો અયોધ્યા તરફથી નીકળી દક્ષિણ તરફ વધતા અયોધ્યાની પશ્ચિમ તરફ કોઈક કાળે પંજાબના દોઆબમાં વસ્યા હોય. અને તેઓના આ વસવાટ દરમ્યાન તેઓએ તે પ્રદેશના રીતરિવાજો તેમ જ જમીનસંબંધી કેટલાંક અનુકરણીય બંધારણો ગ્રહણ કર્યાં હોય. પણ એટલે જ કારણે તે વાતને મોટું સ્વરૂપ આપી એક મુખ્ય પુરાવાની ભૂમિકાને સાચી માની લેવી મને જરૂરી ન લાગતાં મેં ઘણા પુરાવાઓ દ્વારા આપણા પૂર્વજો ગુજરાતવાળા જિલ્લામાં કરડ અને લેહક નામના ગામમાં હતા તે સાબિત કર્યું છે અને અમદાવાદ નજીકનું અડાલજ તેમનું મૂળ હોય તેમ મેં બતાવ્યું છે.



ગૂર્જર પરિશિષ્ટના સંબંધમાં વધારે વિવેચન કરતાં કરતાં Mahabharat - A critisism & Riddle of the Ramayan & Epic India - એ ગ્રંથોના વિદ્વાન લેખક ચિન્તામણિ વિનાયક વૈદ્યના અભિપ્રાય પ્રમાણે તેઓ પોતાના 'મધ્યયુગીન ભારત' નામના મરાઠી પુસ્તકમાં જણાવે છે કે, 'માનવજાતિ શાસ્ત્રોનાં

પ્રમાણોથી અથવા ઐતિહાસિક પ્રમાણોથી ગૂર્જર લોક ખઝર અર્થાત્ પરદેશી હતા એમ સિદ્ધ થતું નથી. ઊલટું ગૂર્જર લોક હિન્દુસ્થાનના જ મૂળ આવેલા આર્ય હોવા જોઈએ એ સ્પષ્ટ છે.

સ્વ. સાક્ષર શ્રી તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ સુરતમાં મળેલી સાહિત્ય પરિષદની પાંચમી બેઠકમાં ઐતિહાસિક વિભાગમાં વાંચવા અર્થે 'ગૂર્જર દેશ' એ મથાળા નીચે એક નિબંધ મોકલ્યો હતો. તે વાંચવાથી પણ જણાશે કે, તેમના લેખમાં સંવત ૩૮૦-૩૮૫ માં લાટ પ્રદેશ (ભરૂચ) ઉપર રાજકર્તા દદ્દ આદિ નામક ગૂર્જર રાજાઓનાં દાનપત્રોમાંથી 'એક ગૂર્જર રાજા નામે દ્વિતીય દદ્દનાં દાનપત્રોમાંથી 'ગૂર્જરનરપતિવંશમહોદધૌ' એ સંસ્કૃત વાક્ય ટાંકીને સ્પષ્ટ કરે છે કે ગૂર્જર નામે કોઈ ગણ tribe નહિ પણ ગૂર્જર નામે વંશ (dynasty) એ અર્થ લેવાનો છે.

પરંપરાથી કણબી પાટીદાર વર્ગ પોતાને રાજપૂત માનતો આવ્યો છે. એ વાતની નોંધ ગેઝેટિયર પૃ. ૯, ભાગ-૧ માં ભીમભાઈએ પાન ૧૧૪ ઉપર નોંધી છે. They claim to be of kshatriya stock (તેઓ ક્ષત્રિય વંશના હોવાનો દાવો કરે છે) પાટીદારોની રહેણીકરણી, રિવાજો અને સ્વભાવ આ વાતને ટેકો આપે છે. મી. કેન્બેલેએ ગેઝેટિયરને છેડે આપેલી પુરવણી વ્યાજબી લાગે છે. The Ruling Gujjar families and the soldier element have become Rajputs, the cultivators have become kunbis. (રાજ કરતા ગુજ્જર કુટુંબો અને યુદ્ધ કરનારો વર્ગ રાજપૂત ગણાયો છે.) (ખેતી કરતો વર્ગ કણબી મનાયો છે.) એ જ ગેઝેટિયરમાં પાન ૪૮૫ ઉપર જણાવ્યું છે કે, Again the passage in the Rasamala describing how the headman of the Kudva Gujjaras at Una near Anhilwada called Siddharaj (A.D. 1082-1143) his uncle and sat on the state cushion seems to imply some stock or family connection between the Gurjars and Solankis. (વળી અણહીલવાડ પાસેના ઊંઝા ગામના કડવા ગુજ્જરોના મુખીએ સિદ્ધરાજને 'કાકા' નામથી સંબોધ્યો તથા તેની રાજગાદી ઉપર તેની સાથે બેઠા એવી મતલબનો રાસમાળાનો ફકરો સૂચવે છે કે ગૂર્જરો (કણબીઓ) અને સોલંકીઓ વચ્ચે કંઈક વંશસંબંધ હોવો જોઈએ.



ઉપરની હકીકતોથી એ વાત સાબિત થાય છે કે, 'પાટીદાર' આર્ય હોઈ રજપૂત હોવાનો વધુ સંભવ છે.[૮૭]

---

૮૭. 'ઉમિયા દર્શન', ૧૨ જૂન ૧૯૯૩, ડૉ. મંગુભાઈ પટેલનો લેખ
પ્રકાશક : જયંતીભાઈ પટેલ.

આપણને ગુજરાતના કૂર્મીઓની વધારે મહત્તા સમજવા માટે નીચેના આધારો પણ પૂરક બનશે.

'હિન્દુઓમાં' કૃષિકારોનો મુખ્યવર્ગ કણબી રજપૂત અને કોળી છે. તેમાં બીજાઓ કરતાં કણબીઓ ખાસ અગત્યનો વર્ગ છે. કેટલાક સરકારી નોકરીમાં ઊંચી જગ્યાએ ચઢેલા છે. કેટલાકે વેપારમાં પૈસા મેળવેલા છે. પણ મોટો ભાગ ગુજરાતના ખેડૂત જમીનદાર તરીકે ખેતીવાડી કરે છે. જોકે પાટીદાર અને કણબી માંહે માંહે પરણતા નથી. તોપણ તે બંનેમાં કંઈ ખાસ તફાવત જેવું નથી. પરંતુ રજપૂતો કરતાં ચઢિયાતા છે.[૮૮]

'ખેતી કરતી જાતોમાં કૂર્મી કણબી મુખ્ય છે. ખેતીવાડીનો ધંધો કરતી સઘળી જ્ઞાતિઓમાં તેઓ આગળ પડતા છે. કણબીઓના પંજા તેમના રોજગારને લાયક કુદરતી રીતે મજબૂત હોય છે. તેમની ચામડીનો રંગ ઘઉંવર્ણો છે. કાળો તો નહીં, કાળાશ પડતો નહીં. અહીંના તેમજ ઉત્તર હિંદુસ્તાનના ઘણાખરા ઊંચા, બહાદુર, ઈજ્જતદાર અને સ્વતંત્ર વર્તનવાળા શૂદ્રોમાં એટલે હલકી જ્ઞાતિઓમાં દેખાતા કોઈ અવગુણો તેમનામાં નથી. પણ ખામી એ છે કે તેઓ વિચારશક્તિમાં મંદ છે. પણ તેમના રોજગારને લઈને તેમાં નવાઈ જેવું નથી. કારણ કે દરેક દેશોમાં ખેતીને લીધે ખેડૂતોની સમજશક્તિ તેવી જ થાય છે. ઉચ્ચ જ્ઞાતિઓની ધ્યાન ખેંચવા જેવી રીતભાત તેનામાં હોય છે. ઉચ્ચ જ્ઞાતિની મુલાકાત દરમ્યાન હલકી જ્ઞાતિના લોકોમાં દેખાતી ભયભીતતા તથા હલકી તાબેદારી તેઓમાં બિલકુલ નથી. અસલ કણબીઓ બીજી રીતે સામાન્ય જુસ્સામાં રજપૂતોને દરેક રીતે મળતા આવે છે. તે રજપૂત જેવી ધૈર્યતા અને હિંમતવાળા હોય છે. તેમની મુખમુદ્રા રજપૂતો જેવી છે. તેમનામાં સ્વમાનની લાગણી વારંવાર દેખાય છે. તે ગરીબ હોય તો પણ તેના પ્રારબ્ધના આધારે તેની મહત્તાનો ભોગ આપે છે. મનની કંગાળ સ્થિતિમાં તમે તેને કદી જોશો નહિ. ઇંગ્લેન્ડના ખેડૂતોના મુકાબલે તેઓ સાંસારિક રીતે સારા અને ઊંચા છે. અને વારંવાર બીજાઓ તરફથી તેઓ રૂઆબપૂર્વક વધારે માન મેળવે છે. રજપૂતોની મગરૂબી અને બ્રાહ્મણોના મિથ્યાભિમાનમાં નહીં જણાતાં આવું માન તેમને તેમની ઉચ્ચ પદવીને લીધે મળે છે.'[૮૯]



'કેટલાક કણબીઓ કારીગર છે. કેટલાક સરકારી નોકરોમાં મોટા હોદ્દેદારો

---

૮૮. ઇમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઇન્ડિયા (નવી આવૃત્તિ), આવૃત્તિ ૫, પાન ૯૭-૯૮, અમદાવાદ ડિસ્ટ્રિક્ટ, ૧૯૦૯.

૮૯. રેવ. શેરિંગ્ઝ 'હિન્દુ ટ્રાઈબ્સ ઍન્ડ કાસ્ટ્સ, ભાગ ૩જો, પાન ૨૫૮, હિન્દુ જાતિઓમાં સંબંધ.

છે. કેટલાકે વેપારવણજમાં સારી દોલત જમાવી છે. પણ બીજા ઘણા ખેડૂતો છે. તોપણ તેઓ ઘણા સદ્‌ગુણી, શરમાળ, શાંત, ઉદ્યોગી, લગનના અને મરણના ખર્ચના સિવાય સાદા અને કરકસરિયા, ગુનાહ અને અપલક્ષણોથી દૂર રહેનારા, કેળવાયેલ ઉત્તમ ખેડૂતો છે. પહેલાં જ્યારે ગામડાંઓમાં કાઠી વગેરેનાં ધાડાં પડતાં ત્યારે તેમનું સમાધાન કરી સંતોષતા તે પછી બહાદુર કણબીઓ અને રજપૂતો મળી જીવ ઉપર આવી લડીને તેમને હટાવતા.'[૯૦]

ગુજરાતમાં ઘણાખરા કણબી છે. છતાં તેમની ઉત્પત્તિ ક્ષત્રિયથી થયેલી છે. તેઓ ઘણાખરા ક્ષત્રિયો જેવા વિશેષણોથી ઓળખાય છે. તેમાં અન્ય જે ગરીબ ખેડૂતો છે. તેમને પણ ઈશ્વરે જે સ્થિતિમાં મૂક્યા છે તે સ્થિતિ આશ્ચર્યકારક રીતે માફક આવે છે.[૯૧]

ગુજરાતમાં આવી વસેલા ગૂર્જરોનો મુખ્ય ભાગ કડવા અને લેઉઆ છે. તેઓ ગુજરાતી કણબી જ્ઞાતિના બે અગત્યના આગેવાન વિભાગ છે.[૯૨]

**પંજાબ પર આક્રમણો - કૂર્મીનું સ્થળાંતર - ગુજરાતમાં આગમન**

ભગવાન મનુના પહેલા પુત્ર ઈક્ષ્વાકુએ પોતાનું રાજ્ય અયોધ્યામાં સ્થાપ્યું હતું. ત્યાર બાદ અનેક પેઢીઓ થઈ અને રાજવંશો થયા. રાવી નદીના કિનારે લવે **લવપુર** અને લક્ષ્મણે **લક્ષ્મણાવતી** અને કુશે **કુશાવતી** વસાવ્યું હતું.[૯૩] પંજાબમાં ઘણી ઊથલપાથલ થવા છતાં પણ કૂર્મીઓએ પોતાની રણકુશળતાને લીધે રાજ્ય માંહેના કેટલાક ભાગ જાળવી રાખ્યા હતા. ગુજરાતવાલા જિલ્લાઓની આજુબાજુના કરડ અને લેવા પ્રદેશમાં વિસ્તરી આબાદ થયા હતા. ત્યાર બાદ લાંબા સમયે સુમિત્ર પાસેથી પરીક્ષિતે પંજાબનું રાજ્ય લઈ લીધું. ચંદ્રવંશના રાજા વખતે ઈ.સ.પૂ.૧૮૦૦માં અસીરીયાની રાણી સેમિરામીસ પંજાબ પર ચડી આવી. પણ ત્યાંના સૂબાએ હાથીઓની સેનાની ચડાઈ કરી અને રાણી નાસી ગઈ. ઘણાં વર્ષો બાદ સિરદેસનો સેસેટ્રિસ રાજા પંજાબ પર ચડી આવ્યો. તે વખતે મગધ રાજ્યમાં સહદેવના વંશનો બળવાન રાજા રાજ કરતો હતો. આ દેશના તક્ષક રાજાના ઈરાનના પારસી રાજા દરવેશ ગુસ્તાશ્પે ઈ.સ. પૂર્વે ૫૧૮ પંજાબ પર સવારી કરી. ગ્રીસના સિકંદરે ઈ.સ. પૂર્વે ૩૨૭માં પંજાબ પર ચડાઈ કરી, ત્યાંના રાજા પોરસને હરાવ્યો. ભારતના ગણરાજ્યોની ધાકથી સિકંદર પાછો પડ્યો



૯૦. બૉમ્બે ગવર્નમેન્ટ ગેઝેટિયર - ભા. ૪, પાન ૩૬, ૧૫૧.
૯૧. બૉમ્બે ગેઝેટિયર ભા-૨, પાન. ૪.
૯૨. એજન, ભાગ-૨, પાન ૬.
૯૩. લાહોર, લખનૌ, પટણા.

અને નાની ઉંમરે અવસાન પામ્યો. તેણે જીતેલા ભારતના પ્રદેશો તેના સૈનિકોએ વહેંચી લીધા. હિંદની સરહદનો પૂર્વ ભાગ તેના સેનાપતિ સેલ્યુક્સના હાથમાં આવ્યો. તેણે પંજાબ પર આક્રમણ કર્યું, પણ ચંદ્રગુપ્તે હરાવ્યો. સેલ્યુક્સે પોતાની પુત્રી ચંદ્રગુપ્તને પરણાવી.

આમ વારંવાર પંજાબ પર આક્રમણ થવાથી પ્રજા કંટાળી અને ખેતીમાં ભારે નુકસાન થતું હતું.

પંજાબ અને મગધના લોકો લગ્ન સંબંધથી એક બીજાના પરિચયમાં આવ્યા. ઈ.સ. પહેલાના ત્રીજા સૈકાના અંતમાં કૂર્મીઓનાં કેટલાંક લડાયક કુટુંબો પંજાબ છોડી મગધ દેશની રાજધાની કુશવતીમાં ચંદ્રગુપ્ત રાજાના લશ્કરમાં આવી ગયા. ત્યાર બાદ બાકટ્રિયા, શક વગેરેએ પંજાબ પર હુમલાઓ કર્યા. અને શકો તો છેક માળવા અને ગુજરાત સુધી આવી પહોંચ્યા. તેમાં ઈ.સ. પૂર્વે ૭૫માં કનિષ્ક પ્રતાપી રાજા થઈ ગયો. તેના મરણ પછી માળવામાં વીર વિક્રમાદિત્ય બળવાન રાજા થયો. તેણે શકોને હરાવી ગુજરાત, માળવા અને પંજાબના પ્રદેશો પાછા મેળવ્યા. પરદેશીઓને હાંકી કાઢ્યા એટલું જ નહીં, દિલ્હીના રાજવી રાજપાલને પણ હરાવ્યો. ઈ.સ. પૂર્વે ઈ.સ. ૭૮ની આસપાસ ગુજરાનવાલા પ્રદેશના ગૂર્જરોની એક મોટી વસ્તીએ દેશ છોડ્યો. તેની સાથે સંખ્યાબંધ કૂર્મીઓ નીકળ્યા અને મથુરા સુધી ફેલાયા. ત્યાંથી ક્રમેક્રમે આનર્ત (ઉ.ગુ) દેશ સુધી આવ્યા.[૯૪]

કૂર્મી કોમ મૂળે ક્ષત્રિય અને લડાયક હોવાથી અહીં પ્રસંગોપાત્ત લડાઈ કરતા અને બાકીના સમયે ખેતી કરતા. બીજી ટોળીઓ પંજાબ થઈ કોટા અને મંદસોર થઈ માળવામાં આવી. પંજાબમાંથી ગુજરાત અને રાજસ્થાનમાં આવી મૂળ જ્ઞાતિઓએ પોતાની ઓળખ માટે પોતાની માતૃભૂમિ માટે વિસ્મૃતિ ન થાય તે માટે કરડ વિભાગના અસલ વતનીઓએ કરડવા કૂર્મી અને લેવા વિભાગના કૂર્મીઓએ લેવા કૂર્મી સંજ્ઞાઓ ધારણ કરી.

ગંગા-જમનાની ખીણો તરફ આગળ વધતી અને ઉ. હિંદુસ્તાનમાં પોતાની જમાવટ કરતી કૂર્મીઓની ટોળીઓ મધ્યહિન્દ એજન્સી, મધ્યપ્રાન્ત, ખાનદેશ અને દક્ષિણ તરફ જઈ વસી. આ બધા આજે કૂર્મીઓ તરીકે જાણીતા છે. તેમની ભારતમાં હાલ વસ્તી ૭ કરોડની છે. જે ભારતની કુલ વસ્તીના ૮.૨ ટકા છે. માળવા અને રાજસ્થાનમાં પાટીદારોની વસ્તી ૧૫ લાખ કરતાં વધારે છે. ત્યાં કડવા-લેઉઆના કોઈ ભેદ નથી.[૯૫]



---

૯૪. બોમ્બે ગેઝેટિયર, વૉ. ૧.

૯૫. ડૉ. મંગુભાઈ પટેલ, 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઈતિહાસ', ૧૯૯૧, અમદાવાદ.

મૂળ પંજાબમાંથી અને ત્યાર પછી ઉત્તર હિન્દુસ્તાનમાંથી જે જે ભાગોમાં કૂર્મીઓ થયા તેઓની શાખાઓ અને અટકો આજે પણ સ્થળ-નામો જાળવી રાખવા સ્વીકારેલી છે. જો કે તે અટકો અને સ્થળોનાં નામો અપ્રભંશ પણ થઈ રહ્યાં છે. ગુજરાતમાં વસતા બાવન શાખના કૂર્મીઓની અટકો આપણે આગળ જોઈ ગયા છીએ, તેનાં અસલ સ્થાનો પંજાબ અને ઉત્તર હિન્દમાં આવેલાં છે.

ઈ.સ. પહેલા સૈકાના અંતમાં બાહોશ કૂર્મીઓએ માધાવતીને કૂર્મીઓનું રાજ્ય બનાવ્યું. કૂર્મીઓનું રાજ્ય થવાથી તેમના અમલ દરમ્યાન માળવા, ઇડર, વાંસવાડા વગેરે નજીકના સ્થળે વસતા કૂર્મીઓ આબાદી માટે ત્યાં આવીને વસ્યા.

આ સમયે ગુજરાતમાં ઘણી રાજકીય ઊથલપાથલો થઈ રહી હતી. ગુજરાતમાં પહેલું રાજ્ય મનુના પૌત્ર આનર્તનું હતું. તેનો રૈવત નામનો પુત્ર હતો. તેની રાજધાની દ્વારકામાં હતી. રૈવતના પુત્ર રૈવતે પોતાની પુત્રી કૃષ્ણના ભાઈ બલભદ્ર સાથે પરણાવી. બીજી બાજુ જરાસંધનાં આક્રમણોથી કંટાળી યાદવો મથુરા છોડી ગુજરાતમાં આવ્યા. અને દ્વારિકાને પોતાની રાજધાની બનાવી. મૌર્ય યુગ દરમ્યાન મૌર્ય રાજાઓનો અમલ ગુજરાત પર થયો. સૌરાષ્ટ્રના ત્રણે વિભાગ પર તેમની હકૂમત ચાલતી. ત્યાર બાદ ક્ષત્રપ રાજાઓની સત્તા ગુજરાત પર સ્થપાઈ. મગધ દેશના ક્ષત્રપ રાજાઓએ માળવા જીતી ત્યાં પણ સૂબો મોકલ્યો.[૯૬]

અને તે દેશના રાજા ત્રીજા જયરામને ઈ.સ. ૧૪૦માં સૌરાષ્ટ્રમાં આવી ગિરનારમાં રાજધાની કરી. આ સમયમાં ઇડર, વાંસવાડા તરફના કણબીઓએ વડનગર અને સિદ્ધપુર બાજુના ફળદ્રુપ પ્રદેશમાં વાસ કર્યો. ખેડા અને ધંધુકાનો પ્રદેશ મહેવાસી લૂંટારાઓથી ભરપૂર હતો. ભરૂચ, નવસારી અને નાંદીપુરના રાજાઓએ છેક નડિયાદ સુધી અવારનવાર સત્તા ભોગવી હોય તેના પુરાવા મળે છે. ગુજરાતનો મધ્યભાગ બિલકુલ અરાજક હતો. સાતમા સૈકાના અંતમાં પંચાશરમાં ચાવડા વંશની શરૂઆત થઈ. જ્યારે છઠ્ઠા સૈકાની શરૂઆતમાં વલ્લભીપુરની સ્થાપના થઈ ચૂકી હતી. આ દરમ્યાનમાં કૂર્મીઓ સિદ્ધપુર, વડનગર અને દંઢાવ્ય દેશની આજુબાજુ કેવી રીતે આગળ વધ્યા હશે તેનો ખ્યાલ આવી શકશે.

ક્ષત્રપ રાજા જયદામાના સમયમાં માધાવતીના કૂર્મી રાજા વ્રજપાલજી સાથે મહેત દેશના રાજા ચંદ્રસેન સાથે લડાઈ થઈ. તેમાં પોતે હાર્યા. તેથી માધાવતી છોડી પોતાના રસાલા સાથે આનર્ત ગુજરાતમાં આવ્યા. ત્યાં વસતા



---

૯૬. એજન.

જ્ઞાતિભાઈઓનો મેળાપ થયો. તેમના આગ્રહથી વ્રજપાલ ત્યાં રહી ગયા. ઈ.સ. ૧૫૬માં ઊંઝા ગામ વસાવ્યું અને પોતાની દેવી તરીકે મા ઉમિયાની સ્થાપના કરી. તે વખતે ગુજરાતની રાજધાની ગિરિનગર હતું. ત્યાં ક્ષત્રપ અને ઉત્તર હિંદના રાજકર્તાઓ પોતાના સૂબાઓ મોકલી ગુજરાત પર શાસન કરતા હતા. ઊંઝા અને આનર્ત પ્રદેશમાં થોડીક વસ્તી હોવાથી શાસકોનું ધ્યાન તે તરફ ગયું ન હતું. એટલે કૂર્મીઓને કોઈ અગવડ પડી નહીં. અને વ્રજપાલજીના વંશજોએ પણ સ્થિરતા અનુભવી. ગુજરાતનાં જુદાં જુદાં એકમો પર જુદી જુદી સત્તાઓ રાજ કરતી હતી. તેમાંથી કોઈનું લક્ષ ઊંઝા તરફ ગયું નહીં. ઊંઝામાં વસતા વ્રજપાલજીના વંશજ સાથે ગોધા પટેલના પુત્ર શિવજી પટેલને કારણવશાત્ કંઈ વાંધો પડતાં ઈ.સ. ૫૫૬માં તેમના લાગતાવળગતા કૂર્મીઓ તથા તલાટી પ્રેમચંદ વિસા વાણિયા નાગર ગોર પ્રેમાનંદ વજેસંગ સેલોત અને કેટલાક વસુવાયાંને લઈને ગુજરાતના મધ્ય ભાગમાં આવેલા ભીલનગર આસાવલ્લીમાં શીવસિંહ પટેલ વસ્યા હતા. વ્રજપાલજીના વંશમાં પણ ઊંઝામાં આજ સુધી વડવીર, નંદજી, જીવરાજ, રઘુજી, લખુજી, જોઘજી, વડવીર બીજો અને હરિકરણસિંહ એટલા વંશજો થયા હતા.

ઈ.સ. ૬૯૦માં પંચાસર રાજ્ય સ્થપાયું ત્યાર પછી વનરાજ ચાવડાએ ઊંઝા જીતી લીધું હોય અને ઈ.સ. ૭૪૬માં અણહીલપુર પાટણ વસાવી રાજવહીવટ શરૂ કર્યો હોય તેમ લાગે છે. કૂર્મીઓએ તેમની સર્વોપરી સત્તા સ્વીકારી. ઊંઝામાં વસતા બીજા વ્રજપાલે તેમની સત્તા ન સ્વીકારતાં રસાલા સાથે ઈ.સ. ૭૪૬માં ઈડર તરફ જઈ કાવર નામનું ગામ વસાવી તેઓ સ્વતંત્રપણે રહેવા લાગ્યા. તેમની સાથે હાલની જામળીયા સંજ્ઞાધારી કૂર્મી પાટીદારોના પૂર્વજ પટેલ સંગાધિ પોપટજી વગેરે બીજા બાહોશ કૂર્મીઓ ઊંઝા છોડી ઈડર પરગણામાં જઈ જામળા ગામે વસ્યા. આ બધાનાં પરાક્રમો ઈડરના રાજવીઓ સાથે જોડાયેલાં છે.

આમ પ્રાચીન ગુજરાતમાં કૂર્મીઓએ પ્રવેશ કર્યો અને સમગ્ર ગુજરાતમાં ફેલાઈ ગયા.

■ ■ ■

## પ્રકરણ ૫

# અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાઓ

પ્રાગ્ ઐતિહાસિક યુગથી આધુનિક યુગ સુધીના દસ્તાવેજોના આધારે ભારતસ્થિત કૂર્મી પ્રજાનો અભ્યાસ કરતાં એ તારણ પર આવી શકાય કે, ભારતમાં ખેતી વ્યવસાય સાથે જોડાયેલી અને કૂર્મી સંજ્ઞાથી ઓળખાતી જુદાં જુદાં રાજ્યોમાં વસતી પ્રજા એક જ વંશની છે. પરંતુ સ્થળ અને કાળના કારણે જુદી જુદી સંજ્ઞાઓ, શાખાઓ અને અટકો ધરાવે છે. તેમના રીતરિવાજ અને કુરિવાજોમાં ઘણું સામ્ય જોવા મળે છે.

ભારતભરમાં વસતા કૂર્મીઓમાં શિક્ષણનો અભાવ, બાળવિવાહ, અંધશ્રદ્ધા અને વહેમ, સ્ત્રીઓની અવદશા, ખેતી વિશેની અજ્ઞાનતા જેવા પ્રશ્નો સર્વસામાન્ય હોવાના પરિણામે ભારતભરના કૂર્મીઓ એક જ મંચ પર ભેગા થઈ આ દિશામાં ચેતના જગાવી શક્યા. આ મહાસભાના સંગઠન દ્વારા પોતાની જ્ઞાતિની ઓળખ થઈ એટલું જ નહીં, પરંતુ એકતાનો, આત્મીયતાનો અને બંધુતાનો સદ્ભાવ પેદા થયો.

આરંભથી આજ દિન સુધી સો વર્ષોમાં થયેલાં ૩૭ જેટલાં અધિવેશનોની અધ્યક્ષતા મહાન રાષ્ટ્રીય નેતાઓ, રાજામહારાજાઓ, વિદ્વાનો, સમાજસેવકો અને જ્ઞાતિભૂષણોએ દીપાવી હતી. તેનાં પ્રમુખ નામોમાં રાવસાહેબ જનકલાલધારી, દીપનારાયણસિંહ, વડોદરાના રાજા સયાજીરાવના ભાઈ સંપતરાવ ગાયકવાડ, કોલ્હાપુર નરેશ છત્રપતિ શાહુ, મહારાજા સિનીયર દેવાસ સદાશિવ રાવ પવાર અને મહારાજા તૂકોજીરાવ પવાર, નાગપુરના રાજા ભોંસલે, મૈસુરના બેરિસ્ટર નાગાપ્પા, નાગપુરના બેરિસ્ટર સી. વી. નાયડુ, ભારત એસેમ્બ્લીના સ્પીકર શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી મગનભાઈ ચતુરભાઈ, પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ, ડૉ. પંજાબરાવ દેશમુખ, ડૉ. ખૂબચંદ બઘેલ, શ્રી લક્ષ્મણચંદ્રસિંહ શ્રી બાલસૌરી રેડ્ડી, શ્રી ડાહ્યાભાઈ પટેલ, શ્રીમતી વિમલા દેશમુખ, શ્રી આર. કે. અમીન, શ્રી ધનીરામ વર્મા તથા ઉત્તર પ્રદેશ પોલીસના ભૂતપૂર્વ ડાયરેક્ટર જનરલ મહેન્દ્રસિંહ વગેરે.



આ મહાસભામાં ગુજરાતના ચાર આગેવાનોએ અધ્યક્ષપદ શોભાવ્યાં હતાં અને એક મહાસભાનું અધિવેશન અમદાવાદ ખાતે મળ્યું હતું, તે ખરેખર ગુજરાતના કૂર્મીઓ માટે ગૌરવની વાત કહેવાય.

## હિંદની કણબી સભાનો જન્મ

સર્વ પ્રથમ કૂર્મી જ્ઞાતિમાં ફેલાયેલા કુરિવાજોને દૂર કરવા માટે કૂર્મીઓમાં સામાજિક ચેતના લાવવાનો પ્રયાસ ઈ.સ. ૧૮૭૦માં શરૂ થયો. અને આ સમયે ગુજરાતમાં રાવબહાદુર બેચરદાસ લશ્કરીએ સમાજસુધારણાનું રણશિંગુ ફૂંક્યું હતું.

ઈ.સ. ૧૮૭૦માં દાનાપુર મગધ બિહારમાં કૂર્મી ક્ષત્રિય પુનઃ જાગરણની ચિનગારી દાનાપુર નિવાસી જનકલાલધારીના સત્યપ્રકાશથી પેદા થઈ અને દાવાનળ રૂપે ચારે બાજુ ફેલાઈ ગઈ. તેમણે સૌપ્રથમ ૧૮૭૦માં દાનાપુરમાં સ્વજ્ઞાતિના બંધુઓની નાની સભા બોલાવી તેનાથી લોકોનો ઉત્સાહ વધ્યો. તેમણે જ ૧૮૯૦માં સોનપુર, બિહારમાં બીજી મોટી સભા બોલાવી અને કાર્તિક મેળાના પ્રસંગે કૂર્મીઓની સભાનું આયોજન કરવામાં આવ્યું.

લખનૌ નિવાસી સ્વર્ગસ્થ બાબુ રમાધિનસિંહના અદમ્ય ઉત્સાહ અને ત્યાંના અન્ય પ્રતિષ્ઠિત સ્વજ્ઞાતિ બંધુઓના સહયોગથી અખિલ ભારતીય સ્તર પર મહાસભાનો જન્મ થયો. તેનું નામ 'કૂર્મી સદર સભા' રાખવામાં આવ્યું. તેનું પ્રથમ અધિવેશન લખનઉમાં તા. ૨૯-૩૦ ડિસેમ્બર ૧૮૯૪માં ફરૂખાબાદ નિવાસી રાવસાહેબ બાબુ ગેદનલાલ એડવોકેટની અધ્યક્ષતામાં મળ્યું. અને ત્યારથી મહાસભાની પરંપરા ચાલુ થઈ.

બીજી ફેબ્રુઆરી ૧૮૯૪ બ્રિટિશ સરકારે એક પરિપત્ર કાઢી કૂર્મીવિરોધી કેટલાક લોકોના દુરાગ્રહથી કૂર્મીઓને પોલીસ વિભાગની નોકરીથી વંચિત કરી દીધા. તેનું કારણ એ પણ હોય કે, ૧૮૫૭ના બળવામાં અનેક કૂર્મીઓએ અંગ્રેજ વિરુદ્ધ ભાગ લીધો હતો. અવધના રાજા જયલાલસિંહ, સરદાર વલ્લભભાઈ પટેલના પિતા ઝવેરભાઈ, આણંદના ગરબડદાસ મુખી તેમજ પાટણ, માણસા અને સિપોર વગેરે મુલકના કૂર્મીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. આ પત્રથી કૂર્મીઓમાં હલચલ મચી ગઈ અને તેના પરિણામે ૧૮૯૪માં કૂર્મી સદર સભાનો જન્મ થયો. કૂર્મી સદર સભાના પ્રયાસ અને આંદોલનથી સરકાર ઝૂકી ગઈ અને બીજો પરિપત્ર જાહેર કર્યો. (ક્રમાંક ૨૫૧/૮-૧૮૬-એ-૬ તારીખ ૨૧ માર્ચ ૧૮૯૬) 'ગવર્નરના અભિપ્રાય પ્રમાણે કૂર્મી એક સન્માનિત સમુદાય છે. તેને શાસકીય સેવામાંથી બહાર રાખવી ઉચિત નથી.'૯૭



પ્રથમ અધિવેશનમાં બે વિશિષ્ટ મહત્ત્વના પ્રસ્તાવો સ્વીકારવામાં આવ્યા અને

---

૯૭. કૂર્મી સમાચારના અંકો તેમજ 'કૂર્મી હિતૈષી'ના અંકો ચૌધરી દીપનારાયણસિંહ : ચુનાર, ૧૯૦૩ થી ૧૯૨૧.

તેના ઉપર ઝડપથી કામ થવા લાગ્યું. સૌપ્રથમ 'કૂર્મી સમાચાર' માસિક પત્ર પ્રગટ કરવાનું સ્વીકાર્યું અને બીજું કૂર્મીઓની વસ્તીના જિલ્લા સમિતિઓની રચના કરવી.

ઈ.સ. ૧૯૦૯માં ચુનારમાં પાંચમા અધિવેશન વખતે કૂર્મી સદર સભાનું નામ બદલીને 'અખિલ ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય મહાસભા' કરી નાખ્યું અને ૭મી માર્ચ ૧૯૧૦ના પ્રમાણપત્ર નંબર ૮૮૨થી તેને વિધિવત્ માન્યતા મળી ગઈ. અંગ્રેજીમાં તેનું નામ 'ઑલ ઇન્ડિયા કૂર્મી ક્ષત્રિય એસોસીએશન' હતું. પાછળથી તેના નામમાં પરિવર્તન કરી 'અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભા' નામ સ્વીકારાયું. આજે પણ તે જ નામે તે જાણીતું છે. તેને ૧૯૯૪માં ૧૦૦ વર્ષ પૂરાં થાય છે. એટલે દેશના ખૂણેખૂણેથી કૂર્મીઓ દ્વારા પુનઃ સંગઠન કરવામાં આવે છે. અને તે નિમિત્તે ડૉ. દિલાવરસિંહ જયસવાર અધિવેશનનો ઇતિહાસ પ્રગટ કરી રહ્યા છે. જે 'હીરક શતાબ્દી ગ્રંથ' તરીકે બહાર પડે તેવી સંભાવના છે. સમગ્ર ભારતના કૂર્મીઓ આ વર્ષને હીરક મહોત્સવ વર્ષ તરીકે મનાવે તો જ આપણા પૂર્વજોનો પુરુષાર્થ સફળ થયો લેખાશે.

આરંભનાં ૯૯ વર્ષોમાં ૩૭ અધિવેશનોમાં જે કાર્ય થયું છે, જે ભ્રાતૃભાવ અને એકતા બતાવાઈ છે તે આપણે કરી શકીશું ખરા ? તે વખતનો વેરવિખેર સમાજ, ટાંચાં સાધનો અશિક્ષિત કૂર્મી વર્ગ તેમાં જેમણે કાર્ય કર્યું છે તે લોઢાના ચણા ચાવવા જેવું અઘરું કામ ગણાવી શકાય.

**સ્વજ્ઞાતિ-મુખપત્રો**

કૂર્મી જ્ઞાતિનાં મુખપત્રોનો ઇતિહાસ બહુ સારો રહ્યો નથી. 'કૂર્મી સમાચાર' નામનું માસિક પણ કૂર્મી સદર સભાના ભાગ તરીકે લખનઉથી કેટલાક સમય સુધી પ્રગટ થતું રહ્યું, પછી તેને બંધ કરી દેવું પડ્યું. ત્યાર પછી ચૌધરી દીપનારાયણસિંહના અદમ્ય ઉત્સાહ, ખંત અને પ્રયાસથી તેમના તંત્રીપણા નીચે 'કૂર્મી ક્ષત્રિય હિતૈષી' નામનું માસિક ચુનાર જિલ્લા, મિરઝાપુર (ઉત્તરપ્રદેશ)થી અઢાર વર્ષ સુધી પ્રગટ થતું રહ્યું. ઈ.સ. ૧૯૨૧માં આર્થિક મદદને અભાવે સદંતર માટે બંધ થઈ ગયું. જ્ઞાતિભૂષણ ચૌધરી દીપનારાયણસિંહ પોતે વિદ્વાન હતા. તેમના અનેક લેખો આ માસિકમાં પ્રગટ થતા હતા. જ્ઞાતિ સુધારણામાં તેમજ અ. ભા. કુ. ક્ષ. મહાસભાના રિપોર્ટ આપવામાં અને કુરિવાજો દૂર કરવામાં આ માસિકપત્રોનું યોગદાન ઘણું મોટું ગણાવી શકાય. ભારતભરમાં વસતા કણબીઓની પ્રવૃત્તિઓ આ પત્રમાં છપાતી હતી. દીપનારાયણસિંહ ગુજરાતના સમાજસુધારકો સાથે સંબંધો ધરાવતા હતા અને ગુજરાતના પ્રવાસે પણ આવતા.



ત્યાર બાદ કેટલાંક પ્રાદેશિક પત્રો જેવાં કે 'અવધિય ક્ષત્રિય પ્રભાકર' પ્રથમ

દરભંગાથી અને ત્યાર બાદ પટણાથી પ્રકાશિત થયું, પણ વધારે વર્ષ સુધી ન ચાલી શક્યું. ઈ. સ. ૧૯૩૩માં બારાબાંકીથી 'કૂર્મી પતાકા' પાક્ષિક પત્ર શરૂ થયું તે પણ થોડાં વર્ષ ચાલી બંધ થયું. ઈ.સ. ૧૯૨૫થી 'કૂર્મી ક્ષત્રિય દિવાકર' પત્ર સમાજસેવક શ્રી શિવરામસિંહ ચુપ્પેપુરે (વારાણસીથી) પ્રગટ કર્યું. તેણે સમાજની સત્તર વર્ષ સુધી અવિસ્મરણીય સેવા કરી. ઈ.સ. ૧૯૫૮ના કલકત્તાના પ્રખર સમાજસેવક શ્રી લક્ષ્મણચંદ્રસિંહે પોતાના આધિપત્યમાં પ્રસિદ્ધ વિદ્વાન ગુપ્તનાથસિંહની સંપાદકીયતામાં કલકત્તાથી ૨૫મા રજતજયંતી અધિવેશનના અવસર પર 'કૂર્મી ક્ષત્રિય જાગરણ' નામની પત્રિકા પ્રકાશિત કરવાની શરૂ કરી. આ સમયે એક રજતજયંતી સ્મૃતિ ગ્રંથ પણ પ્રકાશિત કરવામાં આવ્યો હતો. અનેક વર્ષો સુધી આ પત્રિકા પ્રગટ થતી રહી. ત્યાર બાદ તેનું પ્રકાશન કલકત્તાથી પટણા આવ્યું. ત્યાંથી કનોજ, કનોજથી વારાણસી અને હાલ એક વર્ષથી તે કાનપુરમાં આવ્યું. અને જગદેવસિંહના સંપાદકપણામાં પ્રગટ થાય છે. નાણાકીય બાબતે અને વાચનભૂખના અભાવનાં કારણોએ કોઈ પણ પત્રિકાનો પીછો છોડ્યો નહીં, પરિણામે આ જ્ઞાતિનાં મુખપત્રો અકાળે અવસાન પામ્યાં હતાં.

૧૧૮મી સરદાર જયંતી વખતે દિલ્હીથી ડૉ. દિલાવરસિંહ જયસવાર જેવા ઉત્સાહી સમાજસેવીએ 'પટેલ જ્યોતિ' નામના ત્રિમાસિકનું પ્રકાશન કરવાનો નિર્ણય કર્યો છે.

ગુજરાતનું સૌપ્રથમ વર્તમાનપત્ર અઠવાડિક હતું. તે બુધવારે નીકળતું હોવાથી 'બુધવારિયું' નામે જાણીતું હતું. આ પત્ર ઈ.સ. ૧૮૪૯માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ શરૂ કર્યું હતું. પાછળથી તેની બધી જ જવાબદારી તેના માલિક બાજીભાઈ અમીચંદભાઈ પટેલે ઉઠાવી હતી. આ કુટુમ્બ પાછળથી છાપઘર તરીકે ઓળખાતું હતું. બાજીભાઈ અમીચંદે સૌપ્રથમ શિલાપ્રેસ અમદાવાદમાં શરૂ કર્યો. આમ છાપકામ અને પત્રકારત્વના ક્ષેત્રમાં પાટીદારો મોખરે હતા. છાપકામ વિકસાવવા માટે તેમણે બાજીભાઈ અમીચંદ નામની બેંક ખોલી હતી.

**અમદાવાદ કમરશીઅલ કમપની**

*(બાજીભાઈ અમીચંદજી)*

*ઊભી કરનાર - રણછોડભાઈ અમીચંદ અને બાબારાવ ભોળાનાથ વગેરે*



*થાપણ - રૂ. ૧૨,૦૦,૦૦૦ તેના ૬૦૦૦ શેરો, ભરાયેલા રૂ. ૧,૫૦,૦૦૦*

**ઓરીઍનટલ પરેશ કમપની**

*ઊભી કરનાર - રણછોડભાઈ અમીચંદ*

*થાપણ - રૂ. ૧૦,૦૦૦ તેના ૧૦૦ શેરો, ભરાયેલા રૂ. ૬,૫૦૦*

બાજીભાઈના રિપોર્ટર લલ્લુભાઈ રાયચંદ હતા. આઝાદી પૂર્વે ગુજરાતીમાં પ્રગટ થતાં સ્વજ્ઞાતિ મુખપત્રોની સંખ્યા લગભગ ૧૮ જેટલી હતી. આઝાદી પછી તો તેની સંખ્યા ૨૫ પર પહોંચવા આવી. આઝાદી પૂર્વેનાં કેટલાંક મુખપત્રો દીર્ઘાયુ ભોગવનારાં અને કેટલાંક અલ્પકાલીન નીવડ્યાં. આ પત્રોએ સુધારાની હવા તૈયાર કરી. પાટીદાર માસિક પત્રોએ ખાસ કરીને કૃષિપ્રચાર, બાળલગ્નો, જ્ઞાતિવાડા, પ્રેતભોજન, સ્ત્રીઓની સ્થિતિ, લગ્નના ખર્ચાઓ તરફ વિશેષ ધ્યાન ખેંચ્યું હતું. શિક્ષણ, સાહિત્ય, નીતિ અને સંસ્કારનું જ્ઞાન ફેલાવવા પ્રયાસો કર્યા હતા. યુવકમંડળો, ભગિનીમંડળોના વિકાસમાં ઘણું યોગદાન આપ્યું હતું. પાટીદાર પરિષદો, ખેડૂત સંમેલનો, કડવા પાટીદાર પરિષદો, જ્ઞાતિપંચના અહેવાલો, જ્ઞાતિ બોર્ડિંગ આશ્રમોની વિગતોના અહેવાલો દ્વારા સમાજમાં જાગૃતિ ફેલાવી. ટૂંકમાં આ પત્રોએ સમાજમાં ચેતનાનો દીપ પ્રગટાવ્યો અને ભારતીય સંસ્કારોનું સિંચન કર્યું.

કડવા અને લેઉઆ બેઉ જ્ઞાતિનાં મુખપત્રો અલગ અલગ બહાર પડતાં હતાં. સૌપ્રથમ બાવળાના જેસંગભાઈ ત્રિકમભાઈ પટેલે ૧૮૮૩માં જ્યારે કૉંગ્રેસની સ્થાપના પણ થઈ નહોતી ત્યારે 'સ્વદેશ હિત બોધક' નામનું ત્રિમાસિક શરૂ કર્યું હતું. પાછળથી માસિકના રૂપમાં ફેરવી નાખ્યું અને ૭ વર્ષ સુધી ચલાવ્યું. આ જ અરસામાં અસલાલીમાંથી 'લેઉઆ વિજય' શરૂ થતું હતું. ત્યાર બાદ ૧૯૦૨માં 'વિજય' અને ૧૯૦૬માં 'કડવા વિજય' શરૂ થયું. કરાંચીથી 'પાટીદાર ઉદય' અને અન્ય વિભાગોમાંથી પાટીદાર, પટેલ બંધુ, કડવા હિતૈષુ, પટેલ, ચેતન, ધરતી અને ઊમિયા દર્શન નોંધપાત્ર જ્ઞાતિપત્રો કહી શકાય. એના તંત્રીઓમાં મણિભાઈ પટેલ, પુરુષોત્તમ પરીખ, કુંવરજી મહેતા, નરસિંહભાઈ પટેલ, મૂળજીભાઈ જેઠાભાઈ, બબાભાઈ રામદાસ પટેલ, મગનભાઈ રણછોડભાઈ પટેલ, પુરુષોત્તમ પટેલ, પ્રભાતકુમાર દેસાઈ અને જયંતીભાઈ પટેલ મહત્ત્વના ગણી શકાય. તે વખતના કેટલાક સુધારકો અને તંત્રીઓ અ. ભા. કૂ. ક્ષ. મહાસભાની બેઠકોમાં હાજરી પણ આપતા હતા.

## અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનાં અધિવેશનો (૧૮૭૦ થી ૧૯૯૨)



૧૯૦૯માં ચુનારના પાંચમા અધિવેશનમાં 'કૂર્મી સદર સભા'નું નામ 'ઑલ ઈન્ડિયા કૂર્મી ક્ષત્રિય એસોસીએશન' રાખવામાં આવ્યું. ૧૯૩૭માં છપરા (બિહાર)માં ભરાયેલા ૨૧મા અધિવેશનમાં તેનું નામ સુધારીને 'અખિલ ભારત-વર્ષીય કૂર્મી ક્ષત્રિય મહાસભા' કરવામાં આવ્યું. આજે પણ તે જ નામે તે જાણીતું

છે. ગુજરાતના પાટીદારોનાં સામયિકોમાં તે 'આખા હિંદની કણબી સભા' તરીકે જાણીતું બન્યું હતું.[૯૮]

(૧) આપણે જોઈ ગયા કે ઈ.સ. ૧૮૭૦ અને ૧૮૯૦માં આર્યસમાજી જનકલાલધારીના પ્રયાસથી તેમના પ્રમુખપદે બે સભાઓ થઈ. પરંતુ અધિકૃત રીતે અધિવેશનની શરૂઆત ઈ.સ. ૧૮૯૪થી થઈ હતી. ઈ.સ. ૧૮૯૪ ફરુખાબાદના સુપ્રસિદ્ધ વકીલ બાબુ ગેન્દનલલાલની અધ્યક્ષતામાં લખનઉમાં તા. ૨૯-૩૦ ડિસેમ્બરના રોજ મળ્યું હતું. આ સભામાં તેના બંધારણની ચર્ચા થઈ અને સંગઠન બાબતમાં વિચારવિમર્શ થયો.

(૨) મહાસભાનું બીજું અધિવેશન લખનઉ નિવાસી શ્રી નંદલાલની અધ્યક્ષતામાં ૨૯-૩૦ ડિસેમ્બર ૧૮૯૫ના રોજ લખનઉમાં ભરાયું હતું.

(૩) આ સભાનું ત્રીજું અધિવેશન ૨૮-૨૯-૩૦ ડિસેમ્બર ૧૮૯૬માં બાજીપુર (બિહાર)માં ભરાયું હતું. તેનું અધ્યક્ષપદ જાણીતા ધારાશાસ્ત્રી મિથિલાશરણસિંહે નિભાવ્યું હતું.

(૪) ઈ.સ. ૧૯૦૯ મે માસમાં શ્રી મિથિલાશરણસિંહજીના અધ્યક્ષપદે ૪થું અધિવેશન એખલાસપુર જિલ્લા શાહબાદા બિહારમાં ભરાયું હતું. આ સંમેલનમાં ઘણા પ્રદેશોના લોકોએ ઉત્સાહથી ભાગ લીધો હતો. એટલું જ નહી પરંતુ કૂર્મી સંગઠને એકતા બતાવી હતી.

(૫) પાંચમું અધિવેશન ૨૮-૨૯ ડિસેમ્બર ૧૯૦૯માં ચુનારમાં સેશન જજ શ્રી બી. નાગપ્પાની અધ્યક્ષતામાં ભરાયું હતું. અને તેમણે પોતાના અધ્યક્ષીય ભાષણમાં જણાવ્યું કે, 'મને ગર્વ છે કે, હું વકીલ કૂર્મી છું. અને મારી જ્ઞાતિને કોઈ પણ ખાનદાનીના પ્રમાણપત્રની આવશ્યકતા નથી. અમે જે છીએ તે છીએ. સરદાર પટેલ પણ હંમેશાં જ્ઞાતિગૌરવ લેતાં કહેતા કે - હું ખેડૂતપુત્ર છું. અને ખેડૂત છું તેનું મને ગર્વ છે. કારણ, મારી સંસ્કૃતિ કૃષકસંસ્કૃતિ છે.

(૬) અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું છઠ્ઠું અધિવેશન પીલીભીત-(ઉ.પ્ર.)માં તારીખ ૨૫-૨૬-૨૭ ડિસેમ્બર ૧૯૧૦માં નાગપુરના બેરિસ્ટર સી. બી. નાયડુની અધ્યક્ષતામાં ભરાયું. તેમણે ભારતભરમાંથી આવેલા કૂર્મી પ્રતિનિધિઓને અને સ્થાયી કૂર્મીઓને સંબોધતા અને આહ્વાન કરતાં જણાવ્યું : 'આપણે કૂર્મી ક્ષત્રિય લોકો દેશની વસ્તીનો દસમો ભાગ છીએ. મને એ કહેતાં ગર્વનો અનુભવ થાય છે કે, 'હું નાયડુ ક્ષત્રિય છું. આપણી પહેલી જવાબદારી



૯૮. કુરમી હિતૈષી - ૧૯૦૮, ચુનાર.

એ છે કે, આપણા વિશાળ સમાજને એકત્ર કરી એકતા સ્થાપિત કરીએ. ચાહે આપણી માતૃભાષા, રહનસહન અલગ હોય પણ આપણે બધા એક જ વર્ગના છીએ.'

## આખા હિંદના કણબીઓની સભા - ૧૯૧૦ - પીલીભીત

આથી ખબર આપવામાં આવે છે કે, આખાય હિંદુસ્તાનના સઘળા કૂર્મી કણબી ક્ષત્રિય એસોસીએશનની વાર્ષિક બેઠક સને ૧૯૧૦ ડિસેમ્બરની તા. ૨૫-૨૬-૨૭ની સંયુક્ત પ્રાંતમાં પીલીભીત ખાતે લાલખૂબચંદ ઓનરરી મેજિસ્ટ્રેટ સાહેબની ઈનાયત ગંજ મહોલ્લામાં આવેલી હવેલીમાં મળશે. તે પ્રસંગે આખા હિંદુસ્તાનમાંથી સર્વ કણબી બંધુઓ પધારવાની મહેરબાની કરશે એવી આશા રાખવામાં આવે છે. મધ્ય હિંદુસ્તાનમાં નાગપુરના જાણીતા બેરિસ્ટર એટલૉ સી. વી. નાયક સાહેબે તે સભાનું પ્રમુખસ્થાન લેવાનું સ્વીકાર્યું છે. તેમાં થવાના કાર્યક્રમ નીચે પ્રમાણે છે :

**પ્રથમ દિવસ** - પ્રમુખનું ભાષણ,
હિંદના સર્વ ભાગની કૂર્મી ક્ષત્રિય પ્રજામાં એકતા.

**બીજો દિવસ** - કૂર્મીઓએ પોતાનું ક્ષત્રિયપણું જાળવી રાખવું તથા તેમનાં ધર્મ-ફરજ.

**ત્રીજો દિવસ** - કૂર્મી ક્ષત્રિયોમાં પ્રાથમિક તથા વ્યવહારુ કેળવણીની જરૂર તથા સાધન.

સહી - ઉમાચરણ (બી.એ.,એલએલ.બી.)
વકીલ પીલીભીત
સેક્રેટરી[૯૯]
એ.આઈ. કે. કે. એસોસીએશન

## સમસ્ત ભારતવર્ષીય કૌર્મી ક્ષત્રિય મહાસભા છટ્ઠી વાર્ષિક બેઠક ૧૯૧૦, પીલીભીત

ઈ.સ. ૧૯૧૧ના 'કડવાવિજય'ના અંકમાં જણાવ્યું છે કે, 'આ સંસ્થાની સભા જબરઠાઠથી તા. ૨૫, ૨૬, ૨૭ ડિસેમ્બર ૧૯૧૦ના દિવસે હિંદુસ્તાનમાં પીલીભીતમાં મળી હતી, જેનું પ્રમુખસ્થાન પ્રસિદ્ધ બેરિસ્ટર શ્રીમાન કુઠારી વૈકુંઠરાય નાયડુ સાહેબને આપવામાં આવ્યું હતુ. તા. ૨૪ ડિસેમ્બરે પોતે



૯૯. 'કડવા વિજય', ડિસેમ્બર ૧૯૧૦, પુસ્તક ૪, અંક ૪, પા. ૮૮.

પધારવાના હોવાથી વોલીંટિયર્સ સ્વાગત મંડળ આદિ સભ્યો સદ્‌ગૃહસ્થો સામાન લેવા આવ્યા હતા. પોતે પધારતાં સર્વ બંધુઓએ અતિ હર્ષ સાથે વધાવી લીધા. આખે રસ્તે ધજા-પતાકાઓ ફરકાવીને તેમને માન આપવામાં આવ્યું. રસ્તામાં જ્ઞાતિબંધુઓ તેઓને વિજયધ્વનિથી વધાવી લેતા હતા. મહેમાન પ્રમુખ સાહેબ માટે તથા અન્ય બંધુઓ માટે ગાડીઓ વગેરે વાહનોનો બંદોબસ્ત શ્રીમાન લાલા બળદેવપ્રસાદજી સાહેબ તથા શ્રીમાન લાલા સીતારામજી સાહેબ તરફથી કરવામાં આવ્યો હતો. સભાસ્થાન શ્રીમાન લાલા બળદેવપ્રસાદજીની કોઠીમાં ફૂલ, ઝાડ, વેલી, ધ્વજા-પતાકા આદિથી શોભાયુક્ત કરવામાં આવ્યો હતો. રોશનીનો પણ ઠાઠ ઘણો સારો થયો હતો. પ્રમુખ સાહેબને સોનાની ખુરશી પર પધરાવવામાં આવ્યા હતા. તેઓ પર રસ્તાની બંને બાજુથી પુષ્પોની વૃષ્ટિ કરવામાં આવી હતી. તેની બેઠકની બંને બાજુ સભામંત્રી જનરલ સેક્રેટરી તથા જોઈન્ટ સેક્રેટરીનાં દફતરો ટેબલ પર ગોઠવ્યાં હતાં. સઘળા સભાસદોની બેઠક માટે ખુરશીની ગોઠવણ કરવામાં આવી હતી. તે સિવાય ભાષણ સાંભળવાની ઈચ્છાવાળી તથા સભાનાં દર્શન કરવાની જિજ્ઞાસાવાળી સ્ત્રીઓને માટે પણ ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. સભામંડપની પાસે ફૂલમાલિકાઓથી સુશોભિત એક યજ્ઞકુંડ માટે સ્થાન રાખવામાં આવ્યું હતું. જ્યાં લાલા અયોધ્યાપ્રસાદજી હવન કરતા હતા. તા. ૨૫મીએ બરાબર ૧૧ વાગે બાબુ જનકલાલધારીએ (વાઈસ ચેરમેન મ્યુનિસિપલ બોર્ડ દિનપુર) વેદોક્ત રીતે ઈશ્વરપ્રાર્થના શરૂ કરી અને કાર્યનો આરંભ થયો.

**પહેલો દિવસ - તા. ૨૫-૧૨-૧૯૧૦ :** સ્વાગતમંડળના ચેરમેન શ્રીમાન લાલા બળદેવપ્રસાદજી સાહેબે મહેરબાન પ્રમુખ સાહેબ તથા પધારેલા સર્વ સભાસદોને સન્માન આપવાનું ભાષણ શરૂ કર્યું. જે પૂર્ણ થતાં મહેરબાન પ્રમુખસાહેબને હારતોરા અર્પણ કર્યા. પછી ચાંદીની રકાબી પ્રમુખસાહેબને ભેટ કરી. સભાના જનરલ સેક્રેટરી બાબુ ઉમાચરણ સાહેબે અંગ્રેજીમાં તથા જોઈન્ટ સેક્રેટરી બાબુ ડોરીલાલજીએ ઉર્દૂ જબાનમાં ભાષણ કર્યું. તે પછી પ્રમુખસાહેબે લાંબા વખત સુધી પોતાનું મનોહર વિદ્વત્તાયુક્ત ભાષણ સંભળાવ્યું. ત્યાર બાદ આપણા સ્વર્ગસ્થ શહેનશાહ સાતમા એડવર્ડનો શોક માનવામાં આવ્યો હતો, જેને લગતો તાર ગવર્નમેન્ટને તત્કાળ કરવામાં આવ્યો. ત્યાર બાદ મહારાજા શ્રીમાન જ્યોર્જ પાંચમાના ગાદી પર બેસવા માટેના હર્ષનો તાર પણ કરવામાં આવ્યો. પછી 'સંપ' એ વિષય પર બાબુ જનકલાલધારી બી.એ., બાબુ રામપ્રસાદસાહેબ બી.એ., શેઠ નારણપ્રસાદજી અને શ્યામસિંહજીએ ઘણું મનોહર

વ્યાખ્યાન આપ્યું.

**બીજો દિવસ - ૨૬-૧૨-૧૯૧૦ :** ચૌધરી દેવીપ્રસાદજીએ કૂર્મી ક્ષત્રિય છે તે પર વ્યાખ્યાન આપ્યું. પંડિત તીર્થરાજજી શર્મા તથા બાબુ રમાચરણ વકીલે ક્ષત્રિય કર્તવ્ય પર વ્યાખ્યાન આપ્યું. અને એ જ વિષય પર બાબુ ડોરીલાલજીએ પણ ઉર્દૂ ભાષામાં એક સારી કવિતા ગાઈ હતી.

**ત્રીજો દિવસ - ૨૭-૧૨-૧૯૧૦ :** બાબુ જનકધારીલાલજી, બાબુ મિથિલાશરણસિંહ, બાબુ રમાચરણસિંહ વગેરેએ સ્વજ્ઞાતિમાં વિદ્યાપ્રચાર માટે વ્યાખ્યાન આપ્યાં. તદનુસાર નીચે પ્રમાણેના ઠરાવ પાસ થયા :

(૧) છોકરાઓનો વીસ અને છોકરીઓને ૧૩ વર્ષથી પહેલાં કદી વિવાહ ન કરવો.

(૨) બાળકોને દરેક પ્રકારની કેળવણી આપવી તથા વિદ્યા ભણાવવી.

(૩) મૅટ્રિક પાસ થઈ ઈન્ટરના અભ્યાસ માટે જે વિદ્યાર્થીઓ તૈયાર હશે તેમાં ઊંચા નંબરે પાસ થનારને રૂ. પાંચની માસિક સ્કૉલરશિપ બે વરસ સુધી આપવી.

(૪) સભા તરફથી એક ઉપદેશક રાખવો, તેને લગતી હિતૈષીમાં જાહેર ખબર આપવી.

(૫) વિવાહમાં નકામા ખર્ચ, ગણિકાના નાચ ન કરાવવા, તેમ વધુ પડતો ખર્ચ ન કરવો.

(૬) ખેતીવાડીની ઉન્નતિ માટે સહેલાઈથી બની શકે તેવા ઉપાયો યોજવા.

(૭) જિલ્લાઓની કૂર્મી ઉપસભાઓ આ મહાસભા સથે સંયુક્ત થાય તે માટે તેમના આગેવાનોને વિનંતીપત્ર લખવા.

(૮) દરેક કૂર્મી ક્ષત્રિયએ પોતાના ઘરમાં બહેન, દીકરી, વહુ વગેરેને કેળવણી આપવી અને છ વર્ષની વયથી ભણાવવાનું શરૂ કરવું.

(૯) દરેક હોદ્દેદારોને તેને તે જ જગ્યા પર કામ કરવા કાયમ રાખવામાં આવે છે.

આવી રીતે ઠરાવ કરી સભાનું કામકાજ સમાપ્ત થતાં બાબુ ડોરીલાલજીએ છેલ્લી મુબારકબાદીની કવિતા ગાઈ અને છેવટે પ્રમુખ સાહેબ આદિ પધારેલા સર્વે સભાસદોનો અંતઃકરણપૂર્વક આભાર માની કામ ખતમ થયું.[૧૦૦]



---

૧૦૦. 'કડવા વિજય', પુ. ૪, માર્ચ-એપ્રિલ અંક-૭-૮, પાન ૨૦૪. કેશવલાલ માધવલાલ વકીલ આદ્યસ્થાપક - પ્રકાશક - તંત્રી : પુરુષોત્તમ પરીખ, વીરમગામ.

**(૭.) અ. ભા. કૂ. ક્ષ. મહાસભાનું સાતમું અધિવેશન ૨૭-૨૮-૨૯ ડિસેમ્બરના રોજ ૧૯૧૧માં પટણાનિવાસી શ્રી સજીવનલાલસિંહની અધ્યક્ષતામાં ઈટાવા મુકામે ભરાયું હતું.**

### (૮) આઠમી ઑલ ઇન્ડિયા કૂર્મીક્ષત્રિય સભા :

આઠમી ઑલ ઇંડિયા કૂર્મી ક્ષત્રિય કોન્ફરન્સ ડિસેમ્બર માસની તા. ૨૪-૨૫ અને ૨૬ના દિવસોમાં બારાબાંકી (આઉધ) ખાતે અમદાવાદ ગુજરાત કૉલેજના ગણિતશાસ્ત્રના પ્રો. શ્રીમાન જેઠાલાલ ચીમનલાલ સ્વામિનરાયણ (એમ. એ.)ના પ્રમુખપણા નીચે મળી હતી. જુદા જુદા વિભાગમાંથી મળી આશરે ૬૦૦ ડેલિગેટો પધાર્યા હતા. ગુજરાત તરફથી પણ નીચે પ્રમાણેના ગૃહસ્થો કોન્ફરન્સમાં ભાગ લેવા ગયા હતા. સુરતથી રા. કુંવરજી વિઠ્ઠલભાઈ (તંત્રી 'પટેલબન્ધુ') અને રા.કલ્યાણજી વિઠ્ઠલભાઈ (ઓ. સુપ્રિન્ટેન્ડન્ટ પાટીદાર બોર્ડિંગ હાઉસ) ભરૂચથી શેઠ ચુનીલાલ વનમાળીદાસ, ગણપતપુરાથી રા. છોટાલાલ રાયજીભાઈ અને અમદાવાદથી રા. નન્દલાલ મંછારામ, રા. ગંગારામ જેઠીદાસ (સુપ્રિન્ટેન્ડન્ટ કડવા પા. બો. હા.) અને રા. નગીનદાસ વ્રજલાલ, પ્રમુખ મહાશય અને ઉપરોક્ત ગૃહસ્થો વગેરે તા. ૨૧મીએ અમદાવાદથી નીકળી આગ્રા થઈ તા. ૨૩મીએ લખનૌ પહોંચ્યા હતા. પ્રોગ્રામ તા. ૨૨મીએ લખનૌ જવાનો હોવાથી તે દિવસે સદરસભાના જનરલ સેક્રેટરી બાબુ રામઅધીનસિંહ, રાયસાહેબ બિહારીલાલજી (મ્યુનિસિપલ કાઉન્સિલર), બાબુ ગુરુપ્રસાદસિંહ (મ્યુ. કાઉન્સિલર) તથા બાબુ પરમેશ્વરદીન વગેરે પચાસસેક સદ્‌ગૃહસ્થો પ્રમુખ મહાશયને લેવા લખનૌ સ્ટેશન ઉપર પધાર્યા હતા. પણ ટ્રેન ચૂકી જવાને લીધે તે દિવસે નહિ પણ બીજે દિવસે ત્યાં જઈ પહોંચ્યા હતા. સ્ટેશન ઉપર બાબુ રામઅધીનસિંહ વગેરેએ સત્કાર કર્યા બાદ સઘળાને 'કૂર્મીક્ષત્રિય પાઠશાળા'ના મકાનમાં ઉતારો આપવામાં આવ્યો હતો. તે દિવસ ત્યાંના જ્ઞાતિબંધુઓના ઉત્તમ આતિથ્ય નીચે રહી લખનૌ શહેરનાં ઐતિહાસિક સ્થળો વગેરે જોઈ બીજે દિવસે એટલે તા. ૨૪મીએ ત્યાંના ડેલિગેટો સાથે સઘળા બારાબાંકી જવા ઊપડ્યા. બારાબાંકીના સ્ટેશન ઉપર ટ્રેન પહોંચતાં સ્વાગત કમિટીના સેક્રેટરી બાબુ માતાપ્રસાદ બી. એ., એલએલ.બી., બીજા કેટલાક સદ્‌ગૃહસ્થો અને વૉલંટિયરોની એક મોટી પાર્ટી પ્રમુખ સાહેબને લેવા આવેલી હતી. એક વિદ્વાન પંડિતે વેદના આશીર્વાદાત્મક મંત્ર સાથે પ્રમુખ મહાશયને પુષ્પમાલા આરોપી હતી અને બીજા સઘળાઓએ તેમના ઉપર તેમજ તેમના મિત્રો ઉપર પુષ્પવૃષ્ટિ કરી. 'સ્વામિનારાયણ કી જય' 'જે. સી.

સ્વામિનારાયણ કી જય' ઈત્યાદિ શબ્દોથી સ્ટેશન ગજાવી મૂક્યું હતું. ટ્રેનમાંથી ઊતરતાં જમીન ઉપર રાતું કપડું બિછાવવામાં આવ્યું હતું. તે ઉપરથી પ્રમુખ સાહેબને ઘોડાગાડી આગળ લઈ જવામાં આવ્યા. આનંદના અને જય જયના પ્રતિધ્વનિ વચ્ચે પ્રમુખ સાહેબ, રીસેપ્શન કમિટીના પ્રમુખ અને બીજા ગુજરાતવાસીઓ ઘોડાની ગાડીમાં બેસી સરઘસ-આકારમાં સભામંડપ તરફ વિદાય થયા. આગળ સુંદર વાદ્યતંત્ર વગાડનારા સુસ્વરથી ગાન કરતા ચાલતા હતા અને વોલંટિયરની પાર્ટી દરેક બાજુએ પોતપોતાની ફરજ બજાવતી ચાલતી હતી. સભામંડપ આગળ આવી પહોંચતાં પધારેલા સઘળા ડેલિગેટો તથા સ્થાનિક ગૃહસ્થો માન આપવાને સામા આવ્યા હતા. પુનઃ જય જયના ધ્વનિથી તે પ્રદેશ ગાજી ઊઠ્યો અને પ્રમુખ મહાશય તથા તેમના સાથીઓને ખાસ ઊભા કરવામાં આવેલા તંબુમાં ઉતારો આપવામાં આવ્યો.

પ્રથમ દિવસે યજ્ઞ થયા બાદ બે વાગ્યે સઘળા પ્રતિનિધિ તથા પ્રેક્ષકોથી સભામંડપ ચિક્કાર ભરાઈ ગયો હતો. પ્રમુખ પધારતાં સઘળાએ ઊભા થઈ તાળીઓના અવાજથી તેમને વધાવી લીધા. આરંભમાં ઈટાવાથી આવેલી ભજનમંડળીનું ભજન થયા બાદ રાય સાહેબ બાબુ જનકધારીલાલજીએ (દાણાપુર-બિહાર) હૃદયપૂર્વક અશ્રુપૂર્ણ નયનથી ઈશ્વરસ્તુતિ કીધા બાદ સન્માનકારિણી સભાના પ્રમુખ બાબુ માતાપ્રસાદે અંગ્રેજીમાં પોતાનું ભાષણ કીધું હતું. ત્યાર પછી બાબુ મિથિલાશરણ સિંહા એ (બી.એ., બી.એલ. (બાંકીપુર)) પ્રો. સ્વામિનારાયણનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત કહ્યું અને પ્રમુખ સાહેબને પોતાની ખુરસી લેવા વિનંતી કરી. પ્રમુખ સાહેબે પોતાની ખુરસી લીધા પછી બાબુ માતાપ્રસાદે તેમને એક સોનેરી ઝરીનો હાર પહેરાવ્યો અને તેમના સાથીઓ તથા બીજાઓને તે પુષ્પમાલા આપવામાં આવી. ત્યાર બાદ પ્રમુખ સાહેબે પોતાનું વિદ્વત્તાભર્યું લાંબું છપાયેલું ભાષણ છટાદાર રીતે વાંચી સંભળાવ્યું હતું. તેના તથા સ્વાગત કમિટીના પ્રમુખના ભાષણનો તરજુમો આગળ પ્રગટ કરીએ છીએ.

સભાપતિ મહાશયના ભાષણનો સાર હિંદીમાં બાબુ જનકધારીલાલજીએ કહ્યો હતો. ભાષણ સમાપ્ત થતાં દિલ્હીમાં બનેલા અતિનિંદ્ય બનાવની ખબર પડતાં સમસ્ત સભામંડપમાં શોક છવાઈ રહ્યો. પ્રમુખ સાહેબે તે કૃત્યને સખત શબ્દોમાં ધિક્કારી કાઢ્યું હતું અને ના. વાઈસરોય બચી જવા પામ્યા તે બદલ પ્રભુનો આભાર માન્યો હતો. આ બાબતે ખાસ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો અને તેને બીજાઓ તરફથી અનુમોદન મળતાં નામદાર વાઈસરોય ઉપર તાર દ્વારા સમસ્ત

ભારતવર્ષીય કૂર્મીક્ષત્રિય કોમ તરફથી પસાર થયેલો ઠરાવ મોકલવામાં આવ્યો.

તદનન્તર રાયસાહેબ બાબુ જનકધારીલાજીલએ ક્ષત્રિયત્વ ધર્મ વિષય ઉપર ભાષણ કરતાં કહ્યું કે, જ્યાં સુધી અમારી જ્ઞાતિમાં વિદ્યાપ્રચારનો પ્રબંધ નહિ થાય ત્યાં સુધી ધાર્મિક ઉન્નતિ થવી અસંભવિત છે. વર્ણવ્યા બાદ કેન્દ્રસ્થળોમાં બોર્ડિંગ હાઉસ સ્થાપિત કરવાના લાભો ગણાવ્યા હતા.

એ વિષયની પુષ્ટિમાં રા.કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા, બાબુ બદ્રિનારાયણસિંહ-ઉપદેશક સમસ્ત ભારતવર્ષીય કૂ. ક્ષ. મહાસભા અને રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતાએ પણ પોતપોતાના વિચારો જણાવ્યા હતા. તે પછી બાબુ મિથિલાશરણ સિંહાએ (બી. એ., બી.એલ.) નીચે પ્રમાણે ઠરાવ મૂક્યો અને તેને બાબુ ઉમાચરણસિંહે [બી.એ., એલએલ.બી. (પીલીભીત)] અનુમોદન આપ્યું.

'વિદ્યાનાં કેન્દ્રસ્થળો જેવાં કે બનારસ, લખનૌ અને બાંકીપુર ઇત્યાદિમાં બોર્ડિંગ હાઉસ સ્થાપન કરવાં.' તે પછી સાંજના ૬ાા વાગે પ્રથમ દિવસની કાર્યવાહી સમાપ્ત થઈ.

**તા. ૨૫ ડિસેમ્બર** : અગિયાર વાગતાં સભામંડપ ભરાવા લાગ્યો. યજ્ઞ થયા બાદ ૧૧ાા વાગ્યે જ્ઞાતિભૂષણ પ્રો. રામમૂર્તિના શિષ્ય શ્રીમાન્ વિશ્રામસિંહજીએ પ્રમુખ સાહેબની આજ્ઞાથી પોતાના શરીર-બળના અદ્ભુત પ્રયોગો કરી બતાવ્યા. પહેલાં એક મજબૂત લોઢાની સાંકળ સઘળાની તપાસ માટે ફેરવવામાં આવી. તેની મજબૂતી વિશે બધાની ખાત્રી થયા બાદ તે સાંકળને હાથ વડે થોડા જ વખતમાં તેમણે તોડી નાખી. વળી તેમની છાતી અને હાથ સાથે પુનઃ બીજી સાંકળને બાંધવામાં આવી. તે પણ ક્ષણવારમાં જ તોડવામાં આવી. ! ત્યાર પછી પોતાની છાતી ઉપર એક મોટો પથ્થર મુકાવી તેના ઉપર બીજો એક પથ્થર રખાવી લોઢાના હથોડાથી તેના ચૂરા કરાવ્યા ! એક મોટા ગાડામાં ૧૦ માણસને બેસાડી પોતાની છાતી અને પગ ઉપરથી તે ગાડું હંકારી લઈ જવામાં આવ્યું વગેરે અનેક અદ્ભુત પ્રયોગો કરી બતાવ્યા. છેલ્લે તેમણે ભાષણ કરતાં જણાવ્યું કે, બંધુઓ! આમાં કંઈ મંત્ર-તંત્ર નથી, કેવળ બ્રહ્મચર્યનો જ પ્રતાપ છે. પ્રાણાયામ ને બ્રહ્મચર્યના પાલનથી દરેક માણસ આવું બળ મેળવી શકે છે ઇત્યાદિ. ત્યાર પછી પ્રમુખ સાહેબ વગેરેએ તેમને સારી રકમ ઇનામમાં આપી હતી, અને સભા તરફથી એક ચાંદીનો મેડલ આપવાનો ઠરાવ થયો હતો. બાબુ વિશ્રામસિંહ પણ આપણી જ જ્ઞાતિના છે એ એક આનંદની વાત છે.

ત્યાર પછી એક વાગે સભાની કાર્યવાહી શરૂ થઈ. ભજન મંડળીનાં ભજન થયા બાદ રાયસાહેબ જનકધારીલાલે, 'પરસ્પરમાં મેળ' એ વિષય ઉપર એક પ્રભાવશાળી ભાષણ આપ્યું હતું. તેમણે પોતાના ભાષણમાં જણાવ્યું કે, મનુષ્ય પોતે જ પોતાનો મિત્ર અને શત્રુ થઈ શકે છે. અર્થાત્ જ્યારે પોતે ઇન્દ્રિયોને જ્ઞાનબળથી નિયમાનુસાર યોગ્ય કાર્યમાં જોડે છે ત્યારે મિત્ર અને જ્યારે નિયમથી વિપરીત કામ કરવા લાગે છે ત્યારે પોતે જ પોતાનો શત્રુ બની જાય છે. વળી વર્ણન કીધું કે, જો પતિપત્નીની પ્રેમગ્રંથી ઢીલી ન પડે તો નિઃસંદેહ ઉચ્ચ વૃત્તિવાળાં સંતાન ઉત્પન્ન થઈ કુળનું નામનિશાન વધારે છે. બાળકોનું શિક્ષણ ગર્ભથી જ આરંભાય છે. જો ગર્ભાધાન સમયે માતા-પિતા ઉત્તમ પ્રકૃતિવાળાં હોય તો સંતાન પણ તેવાં જ થાય છે અને પરસ્પર એકબીજાંથી પ્રેમ નહિ રાખતાં હોય તો સંતાન પણ તેવાં જ થઈ, મોટપણમાં પોતાનાં માતાપિતાનો સત્કાર કરવાને બદલ તેમની અપ્રતિષ્ઠા કરનાર નીવડે છે. ઇત્યાદિ દૃષ્ટાંત આપતાં કહ્યું કે જો માણસ સંપૂર્ણ વેદ-વેદાંગનો અભ્યાસ કરવા છતાં પણ જો તે શિક્ષા પ્રમાણે કાર્ય ન કરે તો તેને ગધેડાની માફક માત્ર ભારવાહી જ જાણવો. અને જો કંઈ પણ ભણ્યો ન હોય પણ આવા આવા શુભ અવસર વખતે કંઈ કંઈ ઉપદેશ શ્રવણ કરીને પછી તે પ્રમાણે વર્તતો હોય તો તેને મોટા મોટા વિદ્વાનના કરતાં શ્રેષ્ઠ ગણવો જોઈએ. આગળ ચાલતાં એક ઉપાખ્યાન કણબી ક્ષત્રિયની પ્રતિષ્ઠાને માટે કહ્યું, જેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ

'તીસ વરસ પહેલાં વિલાયતના એક સમાચાર પત્રમાં ચિત્ર આપવામાં આવ્યાં હતાં - એક મહારાણી વિક્ટોરિયાનું, બીજું લૉર્ડ રોબર્ટનું, ત્રીજું લૉર્ડ બિશપનું અને ચોથું એક ખેડૂતનું, જે હળ ચલાવી રહ્યો હતો. મહારાણીની છબી નીચે લખ્યું હતું કે, હું સઘળા ઉપર શાસન કરું છું, લૉર્ડ રોબર્ટની નીચે લખ્યું હતું કે, હું દેશના રક્ષણ અર્થે શત્રુ સાથે લડું છું, લૉર્ડ બિશપ (પાદરી)ની નીચે લખ્યું હતું કે, સઘળાના ભલાને માટે હું પરમાત્માની પ્રાર્થના કરું છું અને ખેડૂતની નીચે લખ્યું હતું કે, હું સઘળાને ખાવાને અન્ન દઉં છું.'



તાત્પર્ય એ કે કણબી ક્ષત્રિય જ્ઞાતિથી જે ઉપકાર થાય છે તે બીજાથી થઈ શકતા નથી. એટલા માટે આવી ઉચ્ચ આ ભારતશિરોમણિ કોમમાં પરસ્પરમાં મેળ-સંપ નહિ એ કેટલી લજ્જા અને હાનિની વાત છે ? જો આપણે બ્રિટિશ ગવર્નમેન્ટના દેદીપ્યમાન રાજ્યકાળમાં પણ વનવાગોળની માફક દિવસ ને પણ રાત્રિ માની ઊંધા લટકી રહીએ તો તેનાથી વધારે મૂર્ખાઈ

કઈ ? આ પ્રમાણે અનેક ઉદાહરણો અને ઉપાખ્યાનોથી યુક્ત ઓજસ્વિની ભાષામાં રા। કલાક સુધી લલિત વ્યાખાન કીધું હતું. ત્યાર પછી ભરૂચ નિવાસી મિ. ચુનીલાલ વનમાળીદાસ પટેલે એ જ વિષય ઉપર એક લાંબું ઉત્તમ ભાવોથી ભરપૂર વ્યાખ્યાન આપ્યું હતું.

ઉક્ત મહાશયોના વ્યાખ્યાન બાદ કાનપુર નિવાસી બાબુ ઈશ્વરીપ્રસાદે 'બ્રહ્મચર્ય'ની રક્ષા ઉપર વેદ, શાસ્ત્ર, પુરાણ અને આયુર્વેદીય ગ્રંથોનાં દૃષ્ટાંત સાથે એક છટાદાર ભાષણ કર્યું હતું. બ્રહ્મચર્યના પાલનથી શારીરિક, સામાજિક અને આત્મિક ઉન્નતિ થઈ શકે છે એ સારી રીતે પ્રતિપાદન કર્યું હતું.

ત્યાર પછી 'કૂર્મી ક્ષત્રિયત્વ દર્પણ' અથવા 'ક્ષત્રકુળાદર્શ' નામના આપણી ઉત્પત્તિ ઉપર શાસ્ત્રીય રીતે પ્રકાશ પાડનાર ગ્રંથના કર્તા વિદ્વદ્વર્ય બાબુ દેવીપ્રસાદસિંહ ચૌધરીએ પાટીદારોનું - કણબીઓનું-ક્ષત્રિયત્વ પ્રતિપાદન કર્યું હતું. ત્યાર પછી બાબુ મિથિલાશરણ સિંહાએ (બી. એ., બી.એલ.) તથા બાબુ બદ્રિનારાયણસિંહે અ. ભા. વ. કૂ. ક્ષ. સભાની સહાયતા માટે અપીલ કરી હતી. જેથી લગભગ ૭૦૦-૮૦૦ રૂપિયા શ્રીમતી સભાને પ્રાપ્ત થયા હતા. ત્યાર પછી સાત વાગે ઈશ્વરસ્તવન કર્યા બાદ કાર્યવાહી સમાપ્ત થઈ.

**તા. ૨૬-૧૨-૧૨**

ઈશ્વરસ્તવન કીધા બાદ લખનૌની કૂર્મી ક્ષત્રિય પાઠશાળામાં વિદ્યાર્થીઓએ કેળવણી લેવાથી થતા ફાયદા તથા નહિ લેવાથી થતા ગેરફાયદા વિષેનો એક સંવાદ કીધો હતો. તે પછી બારાબાંકી જિલ્લાના મે. કલેક્ટર સાહેબ મિ. થોમ્સન પોતાનાં માતાપિતા તથા પત્ની સાથે સભામાં પધાર્યા હતા. કેટલાંક વ્યાખ્યાન થવા બાદ રા. નંદલાલ મંછારામે સ્ત્રીકેળવણી ઉપર એક અંગ્રેજીમાં પ્રભાવશાળી વ્યાખ્યાન આપ્યું હતું. ત્યાર પછી ગઈ કાલની માફક બા. વિશ્રામસિંહના શરીરબળના પ્રયોગો થયા હતા. ત્યાર બાદ બાબુ ઉમાચરણે સભાનો વાર્ષિક રિપોર્ટ વાંચ્યો હતો. તે ઉપરાંત ચૌધરી દેવીપ્રસાદસિંહે 'આપણી વર્તમાન અવસ્થા' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું અને આપણાં વિદ્યાધ્યયન કરતાં સ્વજાત બાળકોને માટે પ્રબંધ કરવા અને અજ્ઞાનતાથી કુપાત્રોને દાન આપવાની પ્રણાલી પડી ગઈ છે તે રોકવા તરફ સર્વનું ધ્યાન ખેંચ્યું હતું. બાબુ બદ્રિનારાયણસિંહ અને બા. ઈશ્વરીપ્રસાદે ઉક્ત વ્યાખ્યાનકર્તાના ભાષણને ટેકો આપતાં પ્રભાવશાળી વાણીમાં વિદ્યાના લાભ સમજાવ્યા હતા. તે પછી બાબુ મિથિલાશરણ સિંહાએ (બી. એ., બી. એલ.) ઉપરોક્ત વિષય ઉપર ભાષણ કર્યા પછી નીચે પ્રમાણે ઠરાવ મૂક્યો

અને તેમ બાબુ શિવપ્રસાદજી (ફતેગઢ) અને રા.કુંવરજી વિ. મહેતાએ (તંત્રી 'પટેલબંધુ') અનુમોદન આપતાં તે પસાર થયો.

ઉપર્યુક્ત સ્થાનોમાં ઉપસભાઓ સ્થાપિત કરવામાં આવે અને તેનું કામ ધન એકત્રિત કરીને બનારસ, લખનૌ અને બાંકીપુર ઇત્યાદિ સ્થળોમાં બોર્ડિંગ હાઉસ સ્થાપન કરવાનું છે.

અંતમાં બાબુ રામઅધીનસિંહે (લખનૌ) બારાબાંકીના મેજિસ્ટ્રેટ અને અન્ય ઑફિસરોનો આ અધિવેશનમાં પધારી સર્વ રીતે સહાનુભૂતિ આપી છે તે માટે તથા શ્રીમાન સભાપતિ મહાશય તથા તેમના સાથીઓનો ગુજરાતથી પરિશ્રમ લઈ અહીં પધારવા બદલ ઉપકાર માન્યો હતો. આવતી કોન્ફરન્સ ક્યાં ભરવી એને માટે કેટલાંક કારણથી ત્યાંના સુકાનીઓ ગૂંચવાડામાં પડી ગયા હતા. તેનો 'પાટીદાર યુવક મંડળ'ના સભાસદ શ્રીમાન છોટાલાલે પોતાના ગામ ગણપતપુરા ખાતે નિમંત્રણ આપી નીવેડો આણ્યો હતો. આથી આખી સભામાં અતિશય આનંદ વ્યાપી રહ્યો હતો. અને પુનઃ સઘળા ગુજરાતવાસીઓને મળવાનો લાભ મળવાનો તથા કોન્ફરન્સના નામ પ્રમાણે વિવિધ સ્થળમાં તે ભરાવી જ જોઈતી હતી, તેનો પ્રસંગ પ્રાપ્ત કરાવવા માટે શ્રીમાન છોટાલાલનો તથા ગુજરાત-વાસીઓનો ઉપકાર માનવામાં આવ્યો હતો. અને ભારે આનન્દ વચ્ચે રાત્રે આઠ વાગે સભાની કાર્યવાહી સમાપ્ત કરવામાં આવી.

પ્રમુખ મહાશય અને અમે સઘળા બીજે દિવસે ત્યાંના જ્ઞાતિબંધુઓની માયાભરી લાગણી સાથે કાશી જવા ઊપડ્યા અને ત્યાંથી અલ્હાબાદ, દિલ્હી વગેરે સ્થળોએ ફરી તા. ૧લીએ અમદાવાદ આવ્યા. બારાબાંકી અને લખનૌમાં અમારે માટે ઉત્તમ સગવડ કરવા ઉપરાંત કાશીમાં પણ 'કૂર્મી ક્ષત્રિય હિતૈષી'ના એડિટર અને બાબુ કુંદનલાલે (લાહોર નિવાસી) જે સગવડતા કરી આપી હતી તે સઘળા બદલ અમારી પાર્ટી ત્યાંના જ્ઞાતિબંધુઓના ઉપકારમાં દબાયેલી રહેશે. નિઃસંદેહ કહેવું જોઈએ કે, ત્યાંના બંધુઓનો બાળકથી તે વૃદ્ધ સુધીના સઘળાનો આવાં રૂડાં કામ પ્રત્યેનો ઉત્સાહ અપૂર્વ છે. આપણો કેળવાયેલો વર્ગ જ્ઞાતિથી કંઈક અળગો રહે છે, જ્યારે ત્યાંનો કેળવાયેલો વર્ગ અને વૃદ્ધ પણ તન, મન ને ધનથી તે તરફ સહાનુભૂતિ દર્શાવે છે. અત્રે તેમનું અનુકરણ કરવા અને આગામી કોન્ફરન્સ જે ગુજરાતમાં ભરાવાની છે તે વખતે ગુજરાતમાં પણ પાટીદારો લાયકાતવાળા છે, જ્ઞાતિહિતમાં ઉત્સાહભર્યો ભાગ લે છે એ સાબિત કરી બતાવવા સઘળા જ્ઞાતિ-બંધુઓને તે કોન્ફરન્સને લગતા કામકાજમાં અમારા મંડળને સહાય કરવા વિનંતી કરીએ છીએ. - **તંત્રી**

## આઠમી કૂર્મી ક્ષત્રિય સભા - બારાબાંકી (આઉધ)
## તા. ૨૪, ૨૫ અને ૨૬મી ડિસેમ્બર સને ૧૯૧૨
### સ્વાગત મંડળના અધ્યક્ષ
### બાબુ માતાપ્રસાદ બી.એ., એલ.એલ.બી. વકીલનું ભાષણ
(અનુવાદ)

આ પરિષદમાં અમારી સાથે અમારા કામમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવાને, વયમાં, જ્ઞાનમાં અને સમાજમાં આગળ વધેલા અગ્રેસરો અત્રે પધારેલા છે. તેઓને અંતઃકરણપૂર્વક ખરા ભાવનું સ્વાગત કરવાનું તથા શ્રેષ્ઠાભિવંદન કરવાનું ઘણું જ ઉત્તમ, ખુશકારક અને મનપસંદ કામ-ફરજ મને સોંપવામાં આવ્યું તે માટે ખરેખર હું સગર્વ આનંદ અનુભવું છું. ખાસ કરીને ગુજરાત, કાઠિયાવાડ અને છેક દક્ષિણથી અમારા બંધુઓ, જેઓ લાંબી મુસાફરીની જહેમત ઉઠાવી, અમારી જ્ઞાતિને મનુષ્યત્વની ઊંચી પાયરીએ લાવવાના અમારા પ્રયત્નમાં અંતઃકરણની ઊર્મિથી અને તનની તૃષ્ણાથી પ્રવૃત્ત થઈ પધાર્યા છે તેઓનો અમારી સ્વાગત કમિટીના અધ્યક્ષ તરીકે હું ઘણો જ આભારી છું. તેઓની શાણી સલાહ, વિશાળ અનુભવ, ગંભીર જ્ઞાન અને પુખ્ત વિચાર, અમારી જ્ઞાતિને બુદ્ધિ, વિવેક, નીતિ, રીતિ વગેરેમાં સમયને અનુકૂળ અભ્યુદય પ્રાપ્ત કરવામાં ઘણા મદદગાર થઈ પડશે. ગૃહસ્થો ! આપના આભારના અંબાર તળે અમે દબાયેલા છીએ. તેનો યોગ્ય ઉપકાર માનવાને કમનસીબે ભાષામાં મને શબ્દ જડતા નથી. તેથી કરીને મારું કામ વિશેષ અગવડભર્યું થઈ પડ્યું છે. મારા કરતાં વિશેષ વયોવૃદ્ધ, વિશેષ લાયક, વિશેષ વિશાળ વિજ્ઞાની અને વિશાળ અનુભવી અમારી જ્ઞાતિના બીજા કોઈ સજ્જનના શિરે આ કીર્તિપ્રદ ફરજ મૂકી હોત તો ઘણું સારું થાત એમ મારું માનવું છે. પણ જ્યારે સ્વાગત મંડળના સભ્યોએ મારા ઉપર તે ફરજ નાખવાનું પસંદ કીધું છે તો મારી કેટલીએક ન્યૂનતા છતાં તેઓનો હુકમ બજાવ્યા સિવાય મારો આરો નથી એમ હું માનું છું. આ સર્વ સભ્યોનો યોગ્ય ઉપકાર માનવામાં હું નિષ્ફળ નીવડવાથી, અમારા સત્કાર્યમાં પરમાત્મા ત્વરિત અને પૂર્ણ વિજય અપાવે તથા અમારી જ્ઞાતિના દરેક સભ્યની કૃતજ્ઞતા હરહંમેશ તાજી ને તાજી રહે એ માટે સર્વજ્ઞ, સચ્ચિદાનંદ, આનંદઘન ઈશ્વરની પ્રાર્થના કરી હું સંતોષ માનીશ.



ગૃહસ્થો !! આ ભવ્ય મેળાવડામાં તેની સઘળી બેઠકોમાં જુદા જુદા વિષયો ચર્ચવાના છે તે ઉપર વિસ્તારથી વિવેચન કરવાનું મારું કામ નથી. તે વિષયો ઉપર અમારા માનવંતા પ્રમુખ સાહેબ વિસ્તારપૂર્વક બોલશે એમ મારું માનવું

છે. તો પણ અમારા અભ્યુદયની આડે આવતી કેટલીક ખોડખાપણ વિષે હું અખાડા કરું તો મારી ફરજમાંથી ચૂક્યો ગણાઉં. પણ તે વિષે હું કાંઈ પણ બોલું તે પહેલાં ગયા વર્ષના ડિસેમ્બર મહિનામાં બનેલા એક ઐતિહાસિક બનાવ વિશે બોલવા ઈચ્છું છું. દિલ્હી કે જે ઘણા જૂના કાળથી - સ્મરણશક્તિની બહારના કાળથી—હિંદુસ્તાનમાં મોગલ બાદશાહી તૂટી ત્યાં સુધીના વખત સુધી પાટનગર હતું. ત્યાં તે દિલ્હીમાં આપણા માનવંતા સમ્રાટ નામદાર બાદશાહ જ્યોર્જ પાંચમાના રાજ્યારોહણના ભવ્ય અને ભપકાદાર દરબાર વિશે મારો ઈશારો છે.

આપણા પ્રિય નામદાર નૃપતિ થોડાં વર્ષ ઉપર જ્યારે તેઓ યુવરાજ (પ્રિન્સ ઑફ વેલ્સ) પદ પર હતા ત્યારે હિંદુસ્તાન જોવા પધાર્યા હતા. તે વખતે જે ઉદ્‌ગારો - ઘણા જ લાગણીવાળા ઉદ્‌ગારો - કાઢ્યા હતા તે તથા ગયે વર્ષે રાજ્યારોહણના પ્રસંગે જે બક્ષિસો સ્વમુખે નિવેદન કીધી હતી તે સર્વે આપણા ભવિષ્યના ભલાની બાંહેધરી જેવી છે. જે બક્ષિસો આપી છે તેમાં પ્રજાની પ્રાથમિક કેળવણીના ફેલાવા માટે રૂ. ૫૦ લાખની બક્ષિસ માટે તો આપણે સગર્વ કહી શકીશું કે આપણી ઉન્નતિનું તે પહેલું પગથિયું છે. વળી બંગાળાના ભાગલા રદ કરવાથી આપણા બંગાળી બંધુઓની લાગણી શાંત પડી છે. તે તથા કલકત્તાથી દિલ્હીમાં પાટનગરની ફેરબદલી એ ઉમદા બક્ષિસો છે. આપણા નામદાર બાદશાહનો રાજ્યારોહણ પ્રસંગ તથા દિલ્હીને પોતાની અસલ બાદશાહી શહેરની પદવીની પ્રાપ્તિ એ બે બનાવો ઉપરથી ૫૦૦૦ વર્ષ પૂર્વે ધર્માવતાર-મહારાજા યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરીને રાજ્યગાદી અપાઈ હતી, તે પ્રસંગ યાદ દેવડાવે છે. આપણા નામદાર બાદશાહનો રાજ્યારોહણ ને અમલ મહારાજા યુધિષ્ઠિરના રાજ્યારોહણને મળતો જ છે. કારણ રાજસૂય યજ્ઞ પછી એવું કોઈ રાજ્યારોહણ આવું શાંત રીતે અને ભપકાદાર થયું જ નથી. હવે આપણી એક ફરજ એ થઈ પડે છે કે, આપણે આપણા તે નામદારના તેમજ મહારાણી મેરી તથા બાદશાહી કુટુંબના સઘળા માણસોના દીર્ઘાયુષ્ય માટે ઈશ્વરને પ્રાર્થના કરવી જોઈએ.

## સાંસારિક અનિષ્ટ

ધર્મના નેતા બ્રાહ્મણો અને આચાર્યોની નિર્બળતાને લીધે તેમજ સેંકડો વર્ષથી પ્રચલિત રાજ્યક્રાંતિથી પડેલી ખામીઓને લીધે હિંદુસ્તાનની સમગ્ર વસ્તીની, તેમાં ખાસ કરીને હિંદુઓની અવનતિ થતી ચાલી અને તેઓ જ્ઞાનરૂપી અંધકારના ઊંડા કૂવામાં ઊતરતા ગયા. તેમાં વળી હિંદુઓની જુદી જુદી ન્યાત-જાતો પોતાની ઉન્નતિ કરવાના પ્રયત્નમાં ન્યાત-જાતોના વિશેષ વિભાગ પાડતી ગઈ. તેમાં ખૂબી

એ આવતી ગઈ કે દરેક નાત અને પેટા નાત પોતપોતાને મોટી, ઊંચી માનવા લાગી. તેના પરિણામે જે એકબીજા પ્રત્યે તિરસ્કારની લાગણી ઉદ્ભવતી ચાલી તેમાંથી ભાઈચારાની લાગણી તૂટતી ગઈ. નાતોના આગેવાનો પોતાના ક્ષુદ્ર સ્વાર્થને લીધે સમગ્ર ન્યાતના ભલા તરફ બેદરકાર બનતા ગયા અને આસ્તે આસ્તે અંધકાર અને અજ્ઞાન વધતાં ચાલ્યાં. જેથી કરીને દરેક ન્યાત-જાત અને પેટા ન્યાત-જાતમાં પણ ઘણા જ હાનિકારક રીતરિવાજો ઘર કરી બેસતા ચાલ્યા. ઉપર પ્રમાણે વિગતો આપીને તે દરેકના કારણમાં હું ઊંડો ઊતરવા માગતો નથી. પણ તે દલીલો કહીને અમારી અવનતિના આ કારણોમાં અમારા ખરા પરસેવાના દ્રવ્યનો દુરુપયોગ એ મુખ્ય છે. અમે અમારા દ્રવ્યનો ઉપયોગ, ઉપયોગી સંસ્થાઓમાં જેથી અમારું, અમારી પ્રજાનું કે જન-સમાજનું કલ્યાણ થાય તેવી સંસ્થાઓમાં – કરતા નથી, પણ લગ્નપ્રસંગે મોટા મોટા ભપકાદાર વરઘોડા, મિજલસ અને નાચમાં તથા મરણોના મોટા નાતવરામાં અને કુપાત્રે દાન-ધરમમાં આંખો મીંચીને તે વાપરી નાખીએ છીએ. આ હાનિકારક રિવાજોએ અમારા મનમાં એટલી ઊંડી જડ ઘાલી છે કે તે રિવાજોના પ્રતિપાદન અર્થે અમે અમારાં ઘરબાર, વાડી, વજીફા, ખેતર, પાધર, હળ, બળદ, ઘરેણાં, ગાડાં વગેરે સર્વેને વેચી-સાટી ખરાબ ખસ્ત થઈ જઈએ છીએ. કેટલાંક કુટુંબોનો નાશ પણ થઈ ગયો છે અને હજુયે થતો જાય છે. આ રિવાજોને એકદમ બંધ કરવામાં નહીં આવે તો મને ભય છે કે, અમે અમારી સાંસારિક, માનસિક અને નૈતિક ઉન્નતિ કરી શકીશું નહીં. વળી, એક બીજું કારણ અમારી અવનતિનું છે, તે બાળલગ્નોનો રિવાજ છે. જેથી અમે ઉન્નતિના માર્ગમાં આગળ વધી શકતા નથી. બાળલગ્નને એકદમ અટકાવવાની ખાસ જરૂર છે. મને આશા છે કે આપણા પ્રમુખ પોતાના ભાષણમાં આ બાબત ઉપર વિશેષ અજવાળું પાડી ઉક્ત રિવાજોથી જે હાનિ થાય છે તે સવિસ્તર બતાવી આપશે.

### દાન

બીજી હિંદુ જ્ઞાતિઓની માફક અમારી કૂર્મી ક્ષત્રિયોની જ્ઞાતિ દાન-ધર્મની બાબતમાં કોઈ રીતે ઊતરતી હોય એમ જણાતું નથી. પણ ખામી માત્ર એટલી જ છે કે કુપાત્રે દાન થાય છે, જેથી તેનો કાંઈ જ ફાયદો મળી શકતો નથી. ઊલટો આપણો પરસેવાથી કમાયેલો પૈસો પાણીમાં જાય છે. આળસુ, તગડા અને નિરુદ્યમી બાવા અને માગણોને માલપૂરતા અને દૂધપાક આદિ મિષ્ટ ભોજન ખવરાવવાથી આળસાઈને ઉત્તેજન મળે છે અને હરામખોરી વધે છે. જનસમાજના

માણસોમાંથી બીજાને તેમના જેવા આળસુ અને હરામખોર થવાનું મન થાય છે. અમારાં પવિત્ર શાસ્ત્રો ડીમ્ ડીમ્ વગાડીને કહે છે કે, જનસમાજના જ્ઞાનમાં વધારો થાય એવા કામમાં વપરાયેલા પૈસાનું શ્રેષ્ઠ દાન થયેલું ગણાય છે. તેથી હું ઘણા જ નમ્રભાવે આપ સર્વેને વિનંતી કરું છું કે, આપના છોકરાને કેળવણી આપવાને દરેક શહેર અને કસબામાં નિશાળો, લાયબ્રેરીઓ અને બોર્ડીંગ હાઉસો સ્થાપવામાં આપના દ્રવ્યનો ઉપયોગ કરશોજી.

આ બાબતમાં આપણે ગુજરાત, કાઠિયાવાડ અને દક્ષિણ હિંદુસ્તાનના આપણા જાતભાઈઓની સંસ્થાઓ ઊભી કરી છે અને બીજી કેટલીક ઊભી કરવાનો સતત પ્રયત્ન કરી રહ્યા છે. એ જ બતાવે છે કે, તેઓએ ઘણી સારી પ્રગતિ કરવા માંડી છે. આપણે પણ આપણી જ્ઞાતિની શારીરિક, માનસિક અને નૈતિક ઉન્નતિ કરવી હોય તો આપણે હવે જાગૃત થવું જોઈએ. હાનિકારક રૂઢિ-રિવાજોને એકદમ બંધ કરવા જોઈએ. તેમજ કુપાત્રે થતાં દાન અટકાવવાં જોઈએ અને તેઓની માફક આપણે અહીં પણ તેવી સંસ્થાઓ સ્થાપવાને માટે ચંદા એકઠા કરવા જોઈએ. આપણી માતૃભૂમિના તે ભાગના આપણા તે ભાઈઓનું અનુકરણ કરવામાં નિષ્ફળ થઈશું તો માફ નહિ થઈ શકે એવી મોટી ભૂલ કરેલી ગણાશે અને તેનો પશ્ચાત્તાપ પણ આપણે પૂરો કરી શકીશું નહીં. આપણાં છોકરાંને તંદુરસ્ત, સઘન અને સબળ કરવાં હોય તો એ જરૂરનું છે કે આપણે આપણું દ્રવ્ય, વખત અને જોર એ સઘળું આપણું અને આપણી પ્રજાનું શ્રેય કરવામાં વાપરવું જોઈએ. તત્સંબંધે આપણા પ્રમુખ સાહેબના ભાષણમાંથી પૂર્ણ સાંભળી શકશો. વખત થોડો હોવાથી હવે હું લંબાણ નહીં કરતાં આટલેથી જ અટકીશ.

ખરેખર હું મારા અંતરના ઊંડાણમાંથી કહીશ કે હિંદુસ્તાનની સઘળી વસ્તીની, તેમાં વળી ખાસ કરી કૂર્મી ક્ષત્રિયની, ઉન્નતિ થયેલી જોવાને હું ઘણો આતુર છું.

મારું ભાષણ પૂરું કરીને બેસી જતાં પહેલાં એટલું તો ખાસ કહેવા માગું છું કે, આપણી શાણી ઇંગ્રેજ સરકારના આપણે ઘણા આભારી છીએ. કેમ કે, તેમણે જ આપણો પુનરુદ્ધાર કરવા તરફ આપણને પ્રેર્યા છે. તેમજ ઉક્ત શાણી સરકારના પ્રાંતિક અમલદારોનો પણ આપણે આભાર માનવો જોઈએ, કારણ કે તેમણે આપણી મંડળી તરફ તેમજ તેમાં જે જે સાંસારિક અને નૈતિક વિષયો (કે જે બિલકુલ રાજદ્વારી નથી) ચર્ચાવાના છે તે તરફ ઘણી ઘણી લાગણી દર્શાવી છે.

('પટેલ બંધુ' - ૧૯૧૩, જાન્યુઆરી, સુરત, પાન ૪૯-૮૭.)

## પ્રમુખનું ભાષણ

### આઠમી કૂર્મી ક્ષત્રિય કોન્ફરન્સમાં અમદાવાદ ગુજરાત કૉલેજના ગણિતશાસ્ત્રના પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ એસ્કવાયર એમ. એ. - એમણે આપેલું ભાષણ (અનુવાદ)

**બાનુઓ અને ગૃહસ્થો!**

આ પરિષદના પ્રમુખ તરીકે સર્વાનુમતે નીમીને જે માન મને આપ્યું છે તેના આભાર અને અહેસાનની જે લાગણી મને થાય છે તે દર્શાવવાને મને ભાષામાં શબ્દ મળતા નથી. વેદમાં આદિ ભગવાન કે જેનાથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે તેમને સહસ્ર શિરવાળા, સહસ્ર ચક્ષુવાળા અને સહસ્ર પગવાળા, સર્વવ્યાપી ચૈતન્ય-રૂપ વર્ણવ્યા છે.

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम् ।।

તે જ પ્રમાણે આ ભવ્ય પરિષદ જેમાં વિચાર કરવાને સહસ્ર મગજ એકઠાં થઈ શકશે, જેમાં સહસ્ર ચક્ષુ ખરું ખોટું જોવાને મળશે અને જેના મનન કરવાલાયક ઠરાવો સહસ્રોના હિસાબે મનાશે તે ભવ્ય પરિષદને પરમાત્માનું સાક્ષાત્ સ્વરૂપ માનવામાં હું કાંઈ વિશષ કહેતો નથી યાને તાણી તોડીને એવો અર્થ કરું છું એમ આપ ધારશો નહીં. સર્વાનુમતે મને પ્રમુખપદ આપવાના આપના ઠરાવને હું પરમાત્માનો હુકમ માની માથે ચઢાઉં છું. જો કે તો પણ હું સારી રીતે જાણું છું કે આપને પૂર્ણ સંતોષ થાય તેવી રીતે તે ફરજ હું બજાવી શકીશ નહીં એવી મને ભીતિ છે.

### તત્રભવાન્ સમ્રાટ પંચમ જ્યોર્જની હિંદની મુલાકાત

મને સુપરત થયેલા કામનો - ફરજનો આરંભ કરું તે પહેલાં ગયા વર્ષમાં આપણા ભારતવર્ષમાં એક ઘણો જ લોકપ્રિય ઐતિહાસિક બનાવ બન્યો છે તે પ્રત્યે ઈશારો કરવાનું હું ચૂકી શકીશ નહીં. તે બનાવ તે બીજો નહીં પણ આપણા પ્રિય શહેનશાહ નામદાર જ્યોર્જ પાંચમાનું હિન્દુસ્તાનમાં આગમન છે, જે પ્રત્યે આ સભ્યોનું હું નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચું છું, તત્રભવાન્ સમ્રાટ જ્યોર્જ પાંચમા સાહેબ આપણા હિંદુસ્તાનના સર્વ લોક, દરેક ન્યાત-જાત, ધર્મ-પંથના સર્વ લોકોને અનુભવસિદ્ધ લોકપ્રિય થઈ પડ્યા હતા. તે નામદારે દિલ્હી દરબાર વખતે જે બક્ષિસની નવાજેશ જાહેર કીધી છે, તેથી ખાસ કરીને અને ખરેખરી રીતે આપણી

માતૃભૂમિની પ્રગતિમાં - તેના લોકોની ઉન્નતિના માર્ગની પ્રગતિમાં - વધારો જ કરશે. જે બક્ષિસથી આપણને વિશેષ આનંદ થાય છે અને જેનાથી આપણને લાભ થવા સંભવ છે તે પ્રાથમિક કેળવણીને માટે રૂ. ૫૦ લાખ વાપરવાને આપવાના છે તે છે. એ ૫૦ લાખની બક્ષિસમાંથી કાંઈ પણ રકમ આપણા દેશની ખેતીના સુધારાવધારા સંબંધે ખેતીનું વૈજ્ઞાનિક શિક્ષણ આપણી માતૃભાષામાં જ આપનારી શાળાઓ સ્થાપવામાં વાપરવામાં આવશે એવી આપણે ઉમેદ રાખીશું. કોઈ પણ રીતે તેથી પ્રાથમિક કેળવણીના કામને એક જબરો વેગ મળશે અને આપણે આશા રાખીશું કે નજદીકના ભવિષ્યમાં આખા હિંદુસ્તાનમાં મફત અને ફરજિયાત કેળવણી જોવાને ભાગ્યશાળી થઈશું. આપણે હવે આપણા નામદાર સમ્રાટ જ્યોર્જ પાંચમાને લાંબી અને સુખી જિંદગી બક્ષવાને આપણે ઈશ્વરને પ્રાર્થના કરીને આપણું કામ આગળ ચલાવીશું.

**આપણી ઉત્પત્તિ, બળ અને ઐક્ય**

અત્યાર સુધી થોડા જ વખત પહેલાં સુધી અમે એમ ધારતા હતા કે કૂર્મી જાતિ, કે જે જાતિના અમે પણ છીએ તે જાતિ ફક્ત ગુજરાત અને કાઠિયાવાડમાં જ વસે છે અને કદાચ તેમાંના કોઈ જૂજ જનો હિંદુસ્તાનના બીજા ભાગમાં રહેતા હશે. તેમની વચમાં તેમની સાથે સંસારી સંસર્ગ નહિ જેવો જ પ્રાપ્ત થઈ શક્યો હતો. તેથી કરીને આપ વિચારી શકશો કે જ્યારે મારા જાણવામાં આવ્યું કે, અમારા જાતવાળા અમારા જાતિભાઈઓ ઉત્તર અને દક્ષિણ હિંદમાં પણ વસે છે ત્યારે અમને કેટલો હર્ષ થયો હશે ? અમને કેટલો હર્ષ થયો હશે તેનું માપ કાઢવાને બદલે હું કહીશ કે, કોઈ એક એકલદોકલ મનુષ્યને કોઈ દૂરના પ્રદેશમાં પોતાના જ ગામના, પોતાની જ ન્યાતના અને વળી પોતાના જ કુટુંબના દસ માણસને જોઈને જેટલો હર્ષ થાય તે જ પ્રમાણમાં અમને પણ હર્ષ થયો છે. કારણ કે, અમે ધારતા હતા કે ફક્ત અમારી ન્યાતના, જાતના અને કુટુંબના ફક્ત અમે ૨૦ લાખ જ છીએ પણ હવે મેં જાણ્યું કે, અમો તો ૨ કરોડની સંખ્યામાં છીએ. વળી સબૂર, હું કહી શકીશ કે જે પ્રમાણે અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સના રહેવાસીઓ ઇંગ્લૅન્ડના અંગ્રેજોની સાથે સંબંધથી જોડાયેલા છે તે જ અને તેટલા જ સંબંધથી અમે ગુજરાત - કાઠિયાવાડના કૂર્મીઓ અને ઉત્તર હિંદુસ્તાનના કૂર્મીઓ જોડાયેલા છીએ. ગુજરાત અને કાઠિયાવાડના કડવા અને લેઉઆ કણબીઓની ઉત્પત્તિ સંબંધે જે દંતકથા પ્રચલિત છે તે પરથી સાફ જણાય છે, ખુલ્લું-સ્પષ્ટ છે કે, તેઓ રામચંદ્રજીના પ્રસિદ્ધ પુત્રો કુશ અને લવના જ વંશજો છે કે જે રામચંદ્રજીને ઈશ્વરાવતાર માની આખા હિંદુસ્તાનનો જનસમાજ પૂજે છે,

તેમની ભક્તિ કરે છે. આ ઉપરથી ખુલ્લું સાબિત થાય છે કે, ગુજરાતના કડવા અને લેઉઆ પાટીદારોના બાપદાદાઓ અસલ પવિત્ર અયોધ્યા કે જ્યાં આપ લોકો રહો છો તે પ્રદેશના કોઈ નજીકના દેશમાં - પ્રાંતમાં રહેતા હોવા જોઈએ. ત્યારે અમારા બાપદાદાઓ પવિત્ર અયોધ્યાની નજીકના પ્રદેશમાં રહેતા હોવા જોઈએ એમ અનુમાન નીકળ્યા પછી હવે એ જોવાનું રહે છે કે, શા કારણથી કેવા સંજોગોમાં અગર કેવી રીતે અમારા વડવાઓને અયોધ્યાથી નીકળી ગુજરાતમાં જઈ વસવાની જરૂર પડી અગર જઈ વસ્યા ? ગુજરાતમાં અણહીલપુર પાટણમાં જયશિખર નામે એક પ્રતાપી સમર્થ રાજા રાજ્ય કરતો હતો. તેના દેશ ઉપર સોલંકી વંશના ભુવડ નામના સરદારે ચઢાઈ કીધી. એક જબરી લડાઈ થઈ. તેમાં રાજા જયશિખર હાર્યો અને પડ્યો અને ભુવડે તેના રાજ્યને કબજે કીધું અને ત્યાં વિજયવાવટો ઉડાડ્યો. રાજા જયશિખરને જ્યારે પોતાની હાર થવી સંભવિત લાગી ત્યારે દીર્ઘદૃષ્ટિ વાપરી પોતાની રાણી રૂપસુંદરી જે તે વખતે ગર્ભવતી હતી તેને પોતાના સાળા સુરપાળની સાથે જંગલમાં છાનીમાની વિદાય કરી દીધી. આ રાણી રૂપસુંદરીએ પુત્ર પ્રસવ્યો અને તેનો જન્મ વનમાં થયો, તેથી તેનું નામ વનરાજ (જંગલનો-રાજા-ધણી-માલિક) પાડ્યું. વનરાજ જ્યારે ઉંમરલાયક થયો ત્યારે પોતાના બાપનું રાજ્ય જે દુશ્મનના હાથમાં ગયું હતું તે પાછું મેળવવાની તેને પ્રેરણા થઈ. તે કારણસર તેને લશ્કર એકઠું કરવાની જરૂર જણાઈ, જે તેણે ઉત્તર હિંદુસ્તાનમાંથી એકઠું કીધું. આ લશ્કરના સિપાઈઓ તે બીજા કોઈ નહીં પણ અમારા વડવા જ હતા. તેમણે, એટલે જે કૂર્મી ક્ષત્રિયો ગુજરાતમાં આવ્યા તેમણે, વનરાજની સરદારી તળે જયશિખરના રાજ્યમાંથી ભુવડને હાંકી કાઢ્યો અને તેમની મદદથી વનરાજે પોતાના બાપના રાજ્યની પુનઃ પ્રાપ્ત કીધી તે બાબત ઐતિહાસિક છે. તેમાં દંતકથાઓનું એક બિંદુ સરખું નથી, તે વાત જગજાહેર છે. તેથી પહેલાં જે મેં કહ્યું હતું કે અમારા બાપદાદાઓ ઈશ્વરી અવતાર રામચંદ્રજીના પુત્રોના જ વંશજ છે તેને પુષ્ટિ મળે છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી આપણે હવે એક-બીજાને ભાઈ તરીકે ગણવા જોઈએ અને આવા મેળાવડા જેમ બને તેમ વિશેષ અને વિશેષ કરવા જોઈએ, કે જેથી આપણે એકઠા મળી શકીએ અને વિચારની આપ-લેમાં આપણા સાંસારિક દુષ્ટ રિવાજોને તજી દઈ શકીએ અને કેળવણી કે જેમાં આપણે પછાત છીએ તેની વૃદ્ધિ કરી શકીએ.



**આપણી હિલચાલ રાજ્યદ્વારી નથી જ**

આપણો મેળાવડો બિલકુલ સાંસારિક અને વિદ્યાવિષયક છે. આપણને ખાસ જરૂરનું છે કે રાજ્યદ્વારી બાબતોમાં આપણે માથું મારીએ તે પહેલાં આપણે આપણી

સાંસારિક સ્થિતિ સુધારવી અને વિદ્યામાં વૃદ્ધિ કરવી જોઈએ. આપણે જે કોઈ મોટી માગણી કરવાને લલચાઈએ તેને લાયક આપણે પહેલાં થવું જોઈએ. જ્યાં સુધી આપણે હિંદુઓ જુદી જુદી ન્યાતો અને જાતોથી વિભક્ત થયેલા જ ચાલુ રહીશું અને ન્યાતોની જુલ્મબંધારણોરૂપ આડોને આપણે તોડી શકીશું નહીં ત્યાં સુધી આધુનિક સમયમાં સંસારમાં જે વિટંબણાઓ છે તે દિનપ્રતિદિન વધતી જશે અને અવનતિમાં ઊંડા ઊતરતા જઈશું અને ક્યાં જઈ અટકીશું તે કહી શકાતું નથી. તેમાંથી ઊગરવાને એ અવનતિમાંથી નીકળી ઉન્નતિમાં આગળ વધવાને કેળવણીની ખાસ જરૂર છે. કેળવણી છૂટથી આપણી પ્રજાને આપવી જોઈએ, માટે આપણી સાંસારિક ઉન્નતિ એ જ આપણું લક્ષ રાખી વર્તવું જોઈએ. આપણી સાંસારિક ઉન્નતિ કીધા વિના રાજ્યદ્વારી ઉન્નતિની આશા રાખવી તે અરણ્યરુદન તુલ્ય છે. એમ કહેવામાં મારો કોઈ વિરોધ કરશે એમ હું માનતો નથી. આપણને ઊંચી પાયરી ઉપર મૂકવાને આપણે ઉત્સુક હોઈએ તો ઐક્ય કરવું જોઈએ. ઐક્ય કરવાને આખા હિંદુસ્તાનની પેટા જાતોને એકઠી કરી શાસ્ત્રમાં ફરમાવેલા વર્ણવિભાગ જ રાખવા જોઈએ. અને તેથી કરીને મને કહ્યા સિવાય ચાલતું નથી કે આપણો આ મેળાવડો રાજ્યદ્વારી વિષયક નહીં રાખતાં સાંસારિક અને વિદ્યાવિષયક રાખવામાં ડહાપણ વપરાયું છે. એમ કરવાથી એક મુખ્ય અને દેખીતો ફાયદો એ થયો છે કે આ મંડળે જે વિદ્યાવૃદ્ધિની સંસ્થાઓ સ્થાપી છે તેમાં સરકાર બહાદુરે અંતઃકરણથી મદદ કીધી છે. લખનૌ કૂર્મી પાઠ્યશાળાનું મકાન બાંધવાના ખર્ચમાં રાજ્ય તરફથી ૩૦૦૦ રૂ. ની મદદ મળી છે. વળી આપણી જ્ઞાતિના જે મનુષ્યો સરકારી નોકરીમાં છે તેઓ પણ ખુલ્લી રીતે આપણને આપણી હિલચાલમાં મદદ કરી શકે છે અને તેઓની લાગવગથી આપણી ઉન્નતિના કામમાં તેઓ ઘણા જ ઉપયોગી થઈ શકે છે.

**અમારા ઉદ્દેશનું સાર્વજનિક લક્ષણ**

આખા હિંદુસ્તાનના હિતેચ્છુઓ એમ ઇચ્છે છે કે હિંદુ જાતિઓના જે હજારો ટુકડા થયેલા છે તે સઘળા સંધાઈ જવા જોઈએ. હિંદુ જાતિના જે આટલા બધા વિભાગો બની ગયા છે તે છેલ્લાં ૨૦૦૦ વર્ષના સમયમાં બન્યું છે, તેથી એ પણ ખુલ્લું છે કે તેની એકતા કરવી એ પણ ઘણું ધીમું જ થશે, પણ તે દૃઢ રીતે થવું જોઈએ. પહેલવહેલાં તો સઘળા બ્રાહ્મણોએ આપસઆપસમાં રોટી અને બેટી વ્યવહાર કરીને એકત્ર કરવાની હિલચાલ કરી રોટી અને બેટી વ્યવહાર જારી કરવો જોઈએ. તેમ વળી વૈશ્યોએ પણ પોતાની પેટાજ્ઞાતિઓના તફાવતને ટાળીને એકત્ર થવું જોઈએ. આ પ્રમાણે આ સંદિગ્ધ વિષયનું પહેલું પગથિયું

ચઢ્યા પછી બીજાં પગથિયાં ચઢવા - યાને હિંદુની સઘળી વર્ણોને એકત્ર કરવાનું કામ ઘણું સહેલું થઈ પડશે. તેથી જ કરીને આપણી આ હિલચાલ સઘળા કૂર્મીઓને એકત્ર કરવા તરફ ઘેરાયેલી જોઈને મને આનંદ થાય છે. આ મંડળમાં બરફ આચ્છાદિત હિમાલય પર્વતથી માંડીને દરિયાથી વીંટાયેલા કન્યાકુમારી સુધીના સઘળા જ કૂર્મીઓના પ્રતિનિધિઓને જોઈ મને ઘણી ખુશી થાય છે. ઉત્તર હિંદના આપણા ભાઈઓ કૂર્મી ક્ષત્રિય કહેવાય છે. દક્ષિણના મરાઠા, મહીસોરના વોકાલીગર અને રેડ્ડી અને ગુજરાતના કડવા કણબી અને લેઉઆ પાટીદાર કહેવાય છે. પણ આપણે સઘળાએ એમ માનવું જોઈએ કે આપણે સઘળા એક જ જ્ઞાતિના એટલે કૂર્મી ક્ષત્રિયો જ છીએ તેથી જ કરીને આપણો ઉદ્દેશ પ્રશંસનીય છે. આપણી નેમ અને ભાવના આખા હિંદુસ્તાનના સઘળા કૂર્મીઓને એકત્ર કરવા તરફ છે અને આપણી પરિષદ તે સમગ્ર ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય પરિષદ નામાભિધાનને યોગ્ય જ છે.

**આપણો ઉદ્ધાર આપણે કરવો જોઈએ**

એક વ્યક્તિનો કે એક સમાજનો ઉદય તેના પોતાના વ્યક્તિના કે સમાજના એકલાના જ પ્રયત્નથી થઈ શકે છે. સમર્થ જાપાની લેખક 'ઓકાકુરા' કહે છે કે, 'અંતરની જાગૃતિ વિના બહારનાં ફાંફાં ફક્ત તરફડિયાં જ છે !' જો સમયને અનુસરીને અન્ય જ્ઞાતિઓમાં જે જાગૃતિ આવી છે, તેને પગલે ચાલવાની આપણી ઈચ્છા હોય તો આપણે પણ અંતરથી જાગૃત થઈને આપણી ઉન્નતિના માર્ગ પ્રતિ સતત પ્રયત્ન ચાલુ કરવા જોઈએ. આપણા કૃષ્ણ ભગવાને પણ ભાર દઈને કહ્યું છે કે,

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत्।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

'દરેક મનુષ્યે પોતે પોતાને જ ઉન્નત કરવો જોઈએ, પોતાને કદી નીચે પાડવો નહિ, કારણ, પોતે જ પોતાનો મિત્ર છે અને પોતે જ પોતાનો દુશ્મન છે.' તેથી જ કરીને આપણે જો પછાત છીએ તો તે માટે આપણે જ જોખમદાર છીએ. આપણે આપણી જ્ઞાતિને ઉન્નતિને શિખરે ચઢાવવી હોય તો આપણા પ્રયત્નથી તેમ થઈ શકશે. આપણા કમનસીબ માટે આપણે જોખમદાર છીએ, બીજા કોઈ જ નહિ.



लोके गुरुत्वं विपरीततां वा ।
स्वचेष्टितान्येव नरं नयन्ति ।।

મનુષ્ય પોતાના કર્મબળે જ નાનો વા મોટો થઈ શકે છે. આપણું અજ્ઞાન,

આપણી અક્ષરશૂન્યતા અને આપણા હાનિકારક રીતરિવાજોએ જ આપણને આ અવનતિમાં લાવી મૂક્યા છે. અને આપણે જો ઉન્નત થવાની ઈચ્છા ધરાવતા હોઈએ તો આપણે સંગીન કેળવણી લેવી જોઈએ અને હાનિકારક રૂઢિ- રિવાજોની બેડીમાંથી એકદમ છૂટા થવું જોઈએ.

**કેળવણીની પાછળ સઘળા સાંસારિક સુધારા તણાઈ આવે છે**

સાંસારિક સારી રીતિઓ, રૂઢિઓ, રસમો, કેળવણીનો પ્રચાર કેવો વધારી આપે છે તે બતાવવાનો હવે હું યત્ન કરીશ. ગુજરાતના કૂર્મી ક્ષત્રિયોમાં બે મુખ્ય પેટા વિભાગ છે. જે કડવા પાટીદાર અને લેઉઆ પાટીદારના નામથી ઓળખાય છે. આ બે જાતિઓમાં રોટી વહેવાર છે. કડવા પાટીદાર જ્ઞાતિમાં એક એવી હાનિકારક લગ્નરૂઢિ પ્રચલિત છે કે, તેથી કરીને તેમનામાં કોઈ બેટી વહેવારનો દાખલો બન્યો હોય એવું જાણવામાં નથી. આપ લોકો સાંભળીને અજબ થશો કે અમે કડવા પાટીદાર જ્ઞાતિમાં દર દસ વર્ષે જેટલાં છોકરાં - છોકરા અને છોકરીઓ – હયાત હોય તે સઘળાં એક દિવસે પરણાવી દઈએ છીએ. દસ વર્ષના આંતરે ઊંઝામાં ઉમિયા માતાજીના મંદિરમાંથી એક લગ્ન જાહેર થાય છે. અમારા કડવા પાટીદારો માને છે કે માતા સ્વમુખે જ બોલી લગ્નતિથિ જાહેર કરે છે. પણ આ માન્યતા હવે નાશ પામવા લાગી છે. એ માન્યતામાં ભણેલા વર્ગને હવે શ્રદ્ધા રહી નથી. આ લગ્નતિથિ જાહેર થઈ કે સઘળા કડવા પાટીદારો પોતાનાં સઘળાં હયાત બાળકો ગમે તો તે છ વર્ષની ઉંમરનાં હોય યા તો તે ફક્ત છ મહિનાનાં જ હોય તો પણ સઘળાંને પરણાવી દે છે. આ જંગલી લગ્ન પદ્ધતિ કે જે દુનિયાના કોઈ પણ ભાગમાં પ્રચલિત નહીં જ હોય એમ હું ધારું છું. તે રૂઢિએ અમારી જ્ઞાતિમાં હજારો અનિષ્ટ ઉપજાવ્યાં છે. લગ્નની આ પ્રણાલિકાના પરિણામમાં વર અગર કન્યાની પસંદગીમાં ઉંમર, ગુણ, જાત-ભાત કશું જોઈ શકાતું નથી અને આ બાળલગ્નથી જોડાયેલાં જોડાંમાં છોકરાઓ જ્યારે ભણવાની ઉંમરમાં જ હોય છે તે જ વખતે તેમને સંસાર માંડવો પડે છે. તેથી કેળવણીમાં કડવા પાટીદાર કોમ ઘણી જ પછાત છે. લેઉઆ પાટીદારોમાં તેમ નથી. તેઓ કેળવણીમાં ઘણા આગળ વધેલા છે. તેઓ પોતાનાં બાળકોને લાયક ઉંમરનાં થયા સિવાય પરણાવતા નથી. તેથી કરીને તેમનાં બાળકો સારી કેળવણી લેવાને ભાગ્યશાળી થાય છે. સરખામણીમાં તેમનામાં - લેઉઆ પાટીદારમાં હાલ ૧૦૫ ગ્રેજ્યુએટ છે ત્યારે અમારી કડવા પાટીદાર કોમમાં ગણ્યાગાંઠ્યા ફક્ત પાંચ અગર છ જ છે. આપ હવે જોઈ શક્યા હશો કે સાંસારિક અનિષ્ટ રિવાજોને જડમૂળમાંથી ઉખેડી નાખવા જોઈએ અને તેમ થશે તો જ આપણે આપણી જ્ઞાતિમાં

કેળવણીનો વધારો કરી શકીશું.

## ગુજરાતમાં સાંસારિક અને વિદ્યાવિષયક હિલચાલ

હું આપને પહેલાં કહી ચૂક્યો છું કે કડવા પાટીદાર કોમમાં એક ઘણો જ હાનિકારક (એમ પણ આગળ વધીને કહું કે જંગલી) લગ્નનો રિવાજ પ્રચલિત છે. તેથી એ તો સ્વાભાવિક હતું કે સમજુ કડવા પાટીદારોની આ ભયંકર લગ્ન-રિવાજની અનિષ્ટતા તરફ આંખ ઊઘડતી ગઈ. તેથી કરીને જેઓને વિચાર કરવાની શક્તિ હતી તેવાઓને એમ લાગ્યું કે લગ્નની આ વિચિત્ર રૂઢિને ઉખેડી નાખ્યા પહેલાં કોઈ પણ સાંસારિક સુધારા દાખલ કરવા, અગર વિદ્યાની વૃદ્ધિ કરવા તરફ કોઈ પણ પગલાં લઈ શકાશે નહીં. પણ અમારા અજ્ઞાન વર્ગમાં આ અનિષ્ટ રૂઢિએ ઘણાં જ ઊંડાં મૂળ ઘાલ્યાં હતાં. તેઓની માન્યતા એવી હતી કે, માતાજીના મંદિરમાંથી લગ્નતિથિ નીકળી હોય તે તિથિ સિવાય બીજી કોઈ અન્ય તિથિએ કોઈ પણ જોડાંનાં લગ્ન કરવામાં આવશે તો તે માતાજીના ગુસ્સાથી એ જોડું જ હયાત રહી શકશે નહીં, યાને બેઉ નહીં તો તેમાંથી એક પણ મરી જશે અને જોડું ખંડિત થશે. આ માન્યતા બિલકુલ વહેમી જ હતી, તો પણ તેઓ તેને ચુસ્તપણે વળગી રહ્યા છે. ભર્તૃહરિ કહે છે કે,

सर्वस्यौषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम्-

શાસ્ત્રમાં દરેક દરદની દવા ફરમાવી છે પણ મૂર્ખતાની દવા ક્યાંય મળતી નથી. છે જ નહીં. તેથી કરીને દરેક કડવા પાટીદારને એવો ભય રહેતો હતો કે જો છૂટાં લગ્ન કોઈ કરશે તો તેને ન્યાતના અગ્રેસરો આખો ને આખો ખાઈ જશે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી આપ કબૂલ કરશો કે ન્યાતમાં જ્યારે આવી મૂર્ખાઈ ભરેલા વિચાર ઘર કરી રહ્યા હોય તેમાં વળી એવા વિચારવાળાના હાથમાં ન્યાતની કુલમુખત્યારી હોય ત્યારે ન્યાતમાં કાંઈ પણ સંગીન સુધારા એકમતે કરવાનું બની શકવું બિલકુલ અસંભવિત હતું. આ ન્યાતી અગ્રેસરોની અવગણા કરવાની જેનામાં હિંમત હોય તે જ પોતાને યોગ્ય લાગે તેવા સુધારા કરી શકે અને એક જણ એવો સુધારો કરવાને બહાર પડે ત્યારે જ દેખાદેખીથી બીજાઓની હિંમત આવતી જાય અને તેમાંના કોઈ કોઈ તેને પગલે ચાલવાને લલચાય. કહી બતાવવા કરતાં કરી બતાવવાનું એ ઉત્તમ છે. બાળલગ્નની વિરુદ્ધ હજારો ભાષણો નકામા જેવાં જ છે પણ એક જ દાખલો - અનુકરણીય દાખલો - લાયક ઉંમરે લગ્ન કરવાનો દાખલો અને ખરેખર જ પોતાના પુત્રને તેનું ભણતર પૂરું થયા પછી જ યોગ્ય ઉંમરે લગ્ન કરી બતાવવાના દાખલાની જરૂર હતી. હજારો ભાષણો અને મોઢે બોલીને જ સુધારાની હિમાયત કરવાવાળા કરતાં

એવો એક જ દાખલો જરૂરનો હતો અને તેવો જ દાખલો એક હિંમતવાન નરે કરી બતાવ્યો, ત્યારે જ કાંઈક લગ્નરૂઢિમાં ફેરફાર થવા લાગ્યો છે. આ દાખલો કરી બતાવનાર કડવા પાટીદાર જ્ઞાતિનો અગ્રેસર નહોતો, લોકમાન્ય તેમ પૈસાદાર પણ નહોતો કે પૈસાની લાલચથી બીજાઓ તેની ખુશામત કરતા તેની પાસે આવે. તે મનુષ્ય કાંઈ કોઈ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ પણ નહોતો, પણ એક સાધારણ માણસ હતો. તેની પાસે પૈસા નહોતા, વગ નહોતી પણ હિંમત અને નીતિનો ભંડાર હતો. તેને ખાત્રી થઈ હતી કે, ઉમિયા માતાના મંદિરમાંથી અમારા અગ્રેસરો જે લગ્ન કાઢે છે તે માતાને નામે ધતિંગ છે. તેઓ તેમનો સ્વાર્થ સાધનારા છે. તેથી તેણે નિશ્ચય કીધો હતો કે તેના છોકરાને ઉંમરલાયક થાય ત્યારે છૂટા લગ્ને પરણાવવો. જેમ મહારાજા શિવાજીએ મરાઠી રાજ્ય સ્થાપ્યું, જેમ રણજિતસિંહે શીખ લશ્કર એકઠું કીધું તેમજ સંસારના સમરાંગણમાં એક એક હિંમતવાન મનુષ્યની, વહેમી જાળનું ગૂંચળું ઉકેલવાને અને અજ્ઞાનતાની ભેદી નહીં શકાય તેવી દીવાલ તોડી પાડવાની જરૂર હતી. હિંદુસ્તાનમાં એક એ જ મોટી ખામી છે કે દરેક માણસ એમ જ કહેતા સાંભળવામાં આવે છે કે એક માણસ તે શું કરી શકે ? ન્યાતે જ સર્વાનુમતે સુધારા દાખલ કરવા જોઈએ અને ત્યારે જ મોટા માણસો તે સુધારાને અમલમાં મૂકશે. તેને હું મળતો થઈ શકતો નથી. એ પ્રમાણે કોઈ દિવસ સુધારા થઈ શકશે નહીં એમ હું કહેવાને જરા પણ ખચકાતો નથી. સુધારાનું કામ આગળ વધારવાને સારુ આદિ હેતુ પ્રત્યે નિશ્ચય બળ અને અમલમાં મૂકવાની હિંમત એ બે સુધારકમાં ખાસ હોવાં જોઈએ. પણ આ તો આડકથા થઈ, હું મૂળ મુદ્દા પર જ આવીશ. અમારી જ્ઞાતિમાં આદ્યસુધારક કે જેના વિષે હું ઉપર ઈશારો કરી ગયો છું તે નર તે મુંબઈમાં પાયધોની આગળ એક નાના છાપખાનાના માલિક મહાશય હરજીવનદાસ ભગવાનદાસ જ છે. તે ભાવનગરના રહીશ છે પણ ધંધાર્થે મુંબઈમાં રહે છે. તેમણે પોતાના પુત્ર મિ. અમૃતલાલને સંવત ૧૯૬૩માં મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા પછી છૂટા લગ્ને પરણાવ્યો. ન્યાતના કહેવાતા અગ્રેસરોએ પોતાના ક્ષુદ્ર સ્વાર્થસંપાદન કરવાની લાલચમાં મિ. હરજીવનદાસને સતાવવામાં બાકી રાખ્યું નહિ પણ તેઓનું કાંઈ ચાલ્યું નહીં. કારણ કે મનોબળવાળા મનુષ્યને રૂઢિની આડ ફૂલની શય્યા જણાય છે. મિ. હરજીવનદાસના આ કૃત્યથી જેઓને સુધારાના વિચાર પ્રત્યે સહાનુભૂતિ હતી પણ પોતાના બીકણ સ્વભાવને લીધે ઢચુપચુ થયા કરતું હતું તેમને ઉત્તેજન મળ્યું. તેઓ મિ. હરજીવનદાસને અભિનંદન આપવા લાગ્યા અને તેમણે પોતાના પુત્રને

લાયક ઉંમરે પરણાવ્યો. એ જ નિયમ ઉપર સુધારક વિચારના સજ્જનો સંસ્થાઓ સ્થાપવા લાગ્યા. આને પરિણામે 'કડવા પાટીદાર શુભેચ્છક-સમાજ' સ્થપાયું અને તેની પહેલી બેઠક સંવત ૧૯૬૫માં વીરમગામમાં મળી. તે બેઠકમાં મને વાઈસ પ્રેસિડન્ટ યાને મદદગાર પ્રમુખનું માન મળ્યું હતું. જ્યારે ડૉ. પીતાંબરદાસે પ્રમુખની ખુરશી શોભાવી હતી. તે સમાજમાં બાળલગ્ન વિરુદ્ધ ઠરાવ પાસ થયો હતો. સંવત ૧૯૬૬માં અમારી જ્ઞાતિમાં લગ્ન ઠર્યાં હતાં ત્યારે સમાજના ચુસ્ત ભક્તોએ પોતાનાં બાળકોને કુંવારાં રાખ્યાં હતાં. તે સાલના વિવાહમાં સમાજના સભ્યોની મહેનતથી લગભગ ૫૦ ટકા છોકરાં કુંવારાં રહેવા પામ્યાં હતાં. આ વિવાહમાં કુંવારાં રહેલાં છોકરાં લાયક ઉંમરે પરણી શકશે. આ જ સમયે વડોદરાના ના. ગાયકવાડ મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ સાહેબે પોતાના રાજ્યમાં 'બાળલગ્ન નિષેધક' પ્રતિબંધ કીધો હતો. તે અન્વયે ૧૬ વર્ષની અંદરના છોકરા અને બાર વર્ષની અંદરની છોકરીઓને પરણાવવાનો પ્રતિબંધ થયો હતો. તેનાથી અમારા સુધારાના કામમાં મદદ મળી. નામદાર ગાયકવાડ અને મરાઠા ગૃહસ્થ તરીકે આપણા જ્ઞાતિબંધુ ગણી શકાય. સુધારકોની ઉક્ત હિલચાલ અને ના. ગાયકવાડના બાળલગ્ન પ્રતિબંધના કાયદાથી અમારી જ્ઞાતિનાં લગ્ન કાઢનારા આગેવાનોને દસ વર્ષને બદલે પાંચ પાંચ વર્ષનાં લગ્ન કાઢવાની ફરજ પડી હતી. પણ ખરા સુધારકોનો હેતુ તો લગ્નની કોઈ પણ બંધણી ચાલુ રાખવાનો નથી. એ કામ ઘણું જ મોટું ને અશક્ય જેવું છે. તે પાર પાડવાને વર્ષોનાં વર્ષો સુધી ધીમા, દૃઢ અને પ્રામાણિક પ્રયત્નની જરૂર છે. સુધારકોએ વિવેકપુરઃસર મંડ્યા રહેવું જ જોઈએ, ત્યારે જ તેઓ ફતેહ મેળવી શકશે.

આ પ્રમાણે આપણે જોઈ ગયા કે કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો અંતિમ હેતુ તેઓની સાંસારિક ઉન્નતિ કરવાનો છે. વળી તેની સાથે તેઓએ વિદ્યાવૃદ્ધિનું કામ પણ હાથ ધર્યું છે કે જે ઘણું જ ઉપયોગી અને જરૂરનું છે. કડવા પાટીદાર કોમ વિદ્યામાં ઘણી પછાત છે. વીરમગામની તે સમાજની પહેલી બેઠકમાં, અમદાવાદ કે જે કડવા પાટીદાર કોમનું મધ્યસ્થળ છે ત્યાં તેઓની એક બોર્ડિંગ સ્થાપવાને ઉઘરાણું કરવામાં આવ્યું હતું. તે જ વખતે રૂ.૧૫૦૦ એકઠા થયા હતા. ત્યાર પછી બીજા છ મહિનામાં સમાજના બાહોશ સભ્યોની મહેનતથી એક બોર્ડિંગ ખોલવામાં આવી છે જેમાં ૨૦ વિદ્યાર્થીઓ લાભ લઈ રહ્યા છે. આ જગ્યાએ હું આપને સાંસારિક અને કેળવણીસંબંધી હિલચાલનો તફાવત કેવી રીતે અમારી બાજુએ પડ્યો છે તે બતાવવા ચાહું છું.

સાંસારિક સુધારાના અંગે લગ્નની રૂઢ થઈને ખૂલી રીતે અને સીધો ફટકો

લગાવવાનો હોવાથી તવંગર અને ખાતાપીતા મનુષ્યો કે જેઓને લગ્ન કાઢનારા કહેવાતા અગ્રેસરોને નારાજ કરવાની હિંમત નહોતી તેઓને સમાજના કામમાં અંતઃકરણપૂર્વક ભાગ લેતા કરવાને સમજાવવું મુશ્કેલ હતું. પાટડીના દરબાર નામદાર શ્રી સૂર્યસિંહજી જેઓ આપ સર્વે જાણો છો તેમ અમારી જ્ઞાતિમાં એક આગેવાન જેવા છે, તેઓ પણ અમારી સમાજની હિલચાલમાં નામદાર દરબારશ્રી તેમજ કહેવાતા કુળવાન અગ્રેસરોએ ભાગ લીધો હતો. તેઓના સતત પ્રયત્નથી કે બીજી સંસ્થા – 'કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ નામની સંસ્થા' સ્થપાઈ. જેમાં નામદાર દરબારશ્રીએ રૂ. ૧૫૦૦૦ ભર્યા એટલે બીજા પૈસાદાર જ્ઞાતિલાઓ પણ તેમાં સામેલ થયા. બે મહિનાના ટૂંક અરસામાં લગભગ ૮૦,૦૦૦ રૂ. એકઠા થઈ શક્યા. જેમાંનો મોટો ભાગ ગવર્નમેન્ટ સીક્યુરીટીઝમાં રોકવામાં આવ્યો છે. કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળને ગયા ઑગસ્ટ માસમાં સરકારમાં રજિસ્ટર કરાવ્યું છે. તેનો હેતુ ખાસ કરીને વિદ્યાની વૃદ્ધિ કરવી અને શાસ્ત્રીય રીતે ખેતીવાડીનું કામ શીખવવાને શાળાઓ ખોલવી અને ખોલાવવી એવો રાખેલો છે. ચાર પાંચ મહિના પછી તેનું કામ શરૂ કરીને અમલમાં મૂકી શકાશે. કડવા પાટીદાર શુભેચ્છક સમાજે સ્થાપેલી બોર્ડિંગને મહામંડળ પોતાને હસ્તક લેશે અને તેને સારા પાયા પર લાવવાનો પ્રયત્ન કરશે. આ રીતે વિદ્યાવૃદ્ધિના કામથી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ ફારગ થશે એટલે તેને સાંસારિક ઉન્નતિના કામમાં વિશેષ ધ્યાન આપવાને બની શકશે. તેની ત્રીજી બેઠક આ વર્ષે આ જ મહિનામાં બાવળા મુકામે ભરાવાની છે. બાવળા અમદાવાદની પાસે પ્રખ્યાત અને ખીલતું ગામ છે. આ પ્રમાણે કડવા પાટીદારોની હિલચાલ વિષે મેં આપને જાણીતા કીધા. લેઉઆ પાટીદારો તરફથી પણ તેવી જ હિલચાલો થયેલી છે. સુરતમાં 'પાટીદાર યુવક મંડળ' નામની એક સંસ્થા છે. આ સંસ્થા ઘણી લોકપ્રિય થઈ પડી છે અને તે બેઉ જાતિને (કડવા અને લેઉઆ) સમાન ભાવથી જુએ છે. બે વર્ષ પહેલાં આ યુવક મંડળના પ્રયાસથી સુરત પાસે વાંઝ મુકામે એક પરિષદ ભરવામાં આવી હતી. જેના પ્રમુખપદ પર નડિયાદના દેસાઈ કુટુંબના ઓનરેબલ સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ બિરાજ્યા હતા. તેની બીજી બેઠક ગયા વર્ષમાં થઈ શકી નથી. પણ ઘણું કરીને એક બેઠક ચાલતા વર્ષમાં મળી શકશે એમ તેના બાહોશ યુવક આગેવાનોને આશા છે. 'યુવક મંડળે' સુરતમાં એક બોર્ડિંગ હાઉસ પણ ખોલ્યું છે. બોર્ડિંગને અંગે એક લાયબ્રેરી પણ ખોલવાને તેઓ શક્તિમાન થયા છે. આ બોર્ડિંગમાં લગભગ ૪૦ વિદ્યાર્થીઓ લાભ લે છે.



પેટલાદમાં એક મિત્રમંડળ વસોના અમીન મિ. મોતીભાઈની મહેનતથી

સ્થપાયું છે. આ મંડળને અંગે મિ. મોતીભાઈએ ૧૫૦ ગામોમાં લાયબ્રેરીઓ સ્થાપી છે. તે લાયબ્રેરીઓ મિત્રમંડળ લાયબ્રેરી એવા નામે ઓળખાય છે. આ લાયબ્રેરીઓની વ્યવસ્થા ઘણા જ ઊંચા પ્રકારે થતી હતી. તેથી લલચાઈને ના. ગાયકવાડ મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે જ્યારે વડોદરામાં એક સેન્ટ્રલ લાયબ્રેરી સ્થાપી, ત્યારે રાજ્યના સઘળા નાના મોટા દરેક ગામમાં એકેક લાયબ્રેરી સ્થાપવાની હિલચાલના અંગે ઉક્ત મિત્રમંડળની સઘળી લાયબ્રેરીઓ સરકારના હસ્તક લીધી. મિત્રમંડળે પેટલાદમાં એક બોર્ડિંગ પણ ખોલી છે. આ બોર્ડિંગમાં સર્વે જાત અને ન્યાતના બોર્ડરોને રાખવામાં આવે છે. પેટલાદ ચરોતરમાં છે કે, જ્યાં લેઉઆ પાટીદારની ઘણી વસ્તી છે તેમજ ત્યાં વિદ્યાનો પણ ઝાઝો ફેલાવો છે. તેથી કરીને ત્યાં પેટલાદ બોર્ડિંગમાં ૭૫ ટકા લેઉઆ પાટીદાર વિદ્યાર્થીઓ છે. મેં તે બોર્ડીંગ જોઈ છે તેથી તેના વિષે હું કહી શકું છું કે ત્યાંનો બંદોબસ્ત ઘણો સખત છે અને ગુરુકુળના કાયદાને લગભગ મળતો જ છે. વખત જે પૈસા કરતાં પણ કિંમતી છે તેથી વખતની કિંમત બુજતાં વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે. સાદી રહેણી અને ઊંચી ભાવનાના નિયમો દાખલા અને દલીલોથી ત્યાં શીખવવામાં આવે છે. મિ. મોતીભાઈ પોતે જ સાદી રહેણી અને ઉત્તમ કરણીવાળા પુરુષ છે. પોતાની સઘળી શક્તિ તે સંસ્થાની ઉન્નતિ પાછળ જ ખરચી છે અને હજુ ખરચે જાય છે કે જેથી કરીને તે સંસ્થાને આખા ગુજરાતમાં ઉચ્ચ પદવી મળી છે.

આપ લોકોને જણાવવાને મને ઘણી ખુશી થાય છે કે ગુજરાતના પાટીદારો હિંદુસ્તાનની બહાર જવાને ઘણા સાહસિક છે. પાટીદાર જ્ઞાતિમાં પરદેશગમનની બંધી નથી અને જે સજ્જન પરદેશમાં નામ કાઢીને પાછા આવે છે તેમને જ્ઞાતિમાં સહપંક્તિ મળવામાં વાંધો આવતો નથી. તેથી કરીને યુરોપ, અમેરિકા વગેરે સ્થળોએ જવાને ઘણા પાટીદાર યુવકોને ઉત્તેજન મળે છે. અત્રે હું આપને એક જ નામ આપું છું. તે ભાદરણના મિ. પરસોતમદાસ તુલસીભાઈ પટેલ છે જેમણે માન સાથે લંડન યુનિવર્સિટીની એમ.બી.બી.એસ.ની પરીક્ષા થોડા વખત પહેલાં પસાર કીધી છે. ઘણા પાટીદારો દક્ષિણ અને પૂર્વ આફ્રિકામાં જઈ વસેલા છે અને ત્યાં મોટા વેપારી અને દુકાનદારો થઈ પડ્યા છે. સુરત જિલ્લાના ઘણા પાટીદારો પરદેશ જઈ વસ્યા છે તેમજ ચરોતરના પણ કાંઈ થોડા ગયા નથી. જોહાનીસબર્ગમાં આ પાટીદારોએ 'પાટીદાર યુનાઈટેડ સોસાયટી ઑફ જોહાનીસબર્ગ' નામની સંસ્થા સ્થાપી છે જેનો મૂળ ઉદ્દેશ સુરતની બોર્ડિંગને મદદ કરવાનો છે અને બીજો ઉદ્દેશ પરદેશી પાટીદારોમાં ભ્રાતૃભાવ અને ઐક્ય

વધારવાનો છે. ગુજરાતની કૂર્મી ક્ષત્રિય કોમમાં સાંસારિક અને વિદ્યાવિષયક હિલચાલનું ટૂંકું બ્યાન આપ્યા પછી ત્યાંના જનસમાજના વિચારની આપ-લે કરવાને અને જ્ઞાતિઓમાં સુધારા સૂચવવાને જે પત્રો નીકળે છે તેની યાદી આપીશ. એ પત્રોમાં મુખ્ય 'પટેલબંધુ' છે. જેના તંત્રી મિ. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા છે અને 'પાટીદાર યુવક મંડળ'નું તે વાજિંત્ર છે. બીજું 'કડવા હિતેચ્છુ' છે જેની વ્યવસ્થા મિ. ચીમનલાલ હીરાલાલ વસંતદાસ કરે છે અને તે અમદાવાદમાંથી પ્રગટ થાય છે. 'કડવા વિજય' મિ. પરસોતમદાસ લલ્લુભાઈ પરીખના તંત્રીપણા નીચે વીરમગામમાંથી પ્રગટ થાય છે.

**દક્ષિણમાં પ્રગતિ**

પાંચમી સમગ્ર ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય પરિષદના પ્રમુખ મિ. બી. નાગપ્પાએ માઈસોરના વોકાલીગર સંઘે સુધારાવધારા માટે જે જે પ્રવૃત્તિઓ કીધી છે તેનું સવિસ્તર વર્ણન આપ્યું હતું. તેઓની પ્રગતિ ખરેખર પ્રશંસાપાત્ર હતી. તેઓએ વોકાલીગર વિદ્યાર્થીઓ માટે ધારવાડમાં એક બોર્ડિંગ ગૃહ ઉઘાડ્યું છે. તેઓના જનરલ સેક્રેટરી - સામાન્ય મંત્રી મિ. કે. એચ. રામૈયા ઘણા હોંસીલા માણસ છે અને પોતાનો સઘળો ફુરસદનો વખત સંઘની સેવામાં જ ગાળે છે. વોકાલીગર સંઘનું કામ જોઈ માઈસોરના મહારાજા શ્રી ક્રિશ્ના રાજેન્દ્ર વોડેયાર બહાદુર જી. સી. એસ. આઈ. ખુશી થયા અને તેથી સંઘના મુરબ્બી થવાનું કબૂલ કીધું. અને સંઘના સભ્યોની સાંસારિક ઉન્નતિ તથા વિદ્યાવૃદ્ધિના કામને આગળ વધારવાને વાણી અને કર્મથી ઘણી જ મદદ કીધી છે અને કરે છે.

**કૂર્મી ક્ષત્રિય મહાસભા અને તેના ઉદેશ**

કૂર્મી ક્ષત્રિય જાતો જે ભારતવર્ષના બીજા ભાગમાં વસે છે તેમણે પોતાની ઉન્નતિ માટે શું શું કીધું છે તેનો કાંઈક ખ્યાલ આપ્યા પછી હવે આ ભાગના મારા કૂર્મી ભાઈઓએ શું કીધું છે તે વિષે કાંઈક બોલીશ. અમને લોકોને ઉન્નતિ સંબંધે કાંઈ પણ ખ્યાલ આવ્યો હતો તે પહેલાં આપ ઉત્તર હિંદવાસી બંધુઓએ ઘણા ઘણા પ્રયત્નો તે તરફ કીધા હતા. કેમકે આપની કૂર્મી ક્ષત્રિય મહાસભા સને ૧૮૯૩માં સ્થપાઈ હતી. આ સભાએ આગળ વધીને સમગ્ર ભારતવર્ષીય હિલચાલનો ઝંડો ઉઠાવ્યો છે. ઉક્ત સભાના સભ્યોનાં ખંત, ઉત્સાહ અને અત્યાગ્રહ ખરે પ્રશંસનીય હતાં. મહાસભા તે એક કેન્દ્રસભા છે, કારણ, તેને અંગે બીજી ઘણી નાની સભાઓ જોડાયેલી છે. એ સઘળી સંસ્થાઓ એકબીજાને એટલી સારી રીતે સંકળાયેલી છે કે તે એક નાના રાજ્યસ્થાન જેવી છે કે જેનાથી રાજ્ય-સમાજવ્યવસ્થાના કાનૂનો શીખી શકાય છે. આ મહાસભાનાં કૃત્યો આપ સર્વને

સુવિદિત છે. તેથી કરીને તેનું મારા મુખથી વર્ણન કરવું તે લુહારવાડે સોય વેચવા જવા બરાબર છે. આ સભામાં જે જે કામ થાય છે તે આખા ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિયને અવનતિના ઊંડા આગારમાંથી ઉન્નતિના ઉચ્ચ શિખર પર પહોંચાડવાને પૂરતા થઈ શકશે એમ કહેવું વધારે પડતું નહીં ગણાય. હવે હું દરેક પ્રમેયને અનુક્રમે લઈને તે ઉપર મારા વિચાર આપ સમક્ષ દર્શાવીશ. આપને હું કહીશ કે હું ભૂલચૂક વિનાનો છું એમ હું ધારતો નથી. માટે મારા વિચારમાં કંઈ પણ ભૂલચૂક રહેલી જણાય તો તે સુધારવાને હું ઘણો રાજી થઈશ.

## સાંસારિક અવનતિ સુધારવાની કૂંચી

સઘળા સુધારામાં હું સાંસારિક સુધારાને અગ્રસ્થાન આપું છું. કારણ કે, જ્યાં સુધી આપણે આપણી સાંસારિક સ્થિતિ સુધારીશું નહીં ત્યાં સુધી બીજી કોઈ બાબતમાં આપણે એક પગલું પણ આગળ વધી શકીશું નહીં એમ મારું માનવું છે. આપણે આપણા સંસાર વહેવારમાં સુખી હોઈશું તો કેળવણી વગેરે અન્ય ઉદય એની મેળે આપણા ખાસ પ્રયત્ન સિવાય ચાલ્યાં આવશે. અસલના વખતના આપણા આર્ય વડવાઓએ પોતાની એક સમૃદ્ધ અને સબળ પ્રજા સ્થાપી હતી. વિદ્યાવૃદ્ધિમાં તેઓ એટલા બધા આગળ વધ્યા હતા કે, આખી દુનિયા ડહાપણ શીખવાને આપણા પૂર્વજ મનુઋષિના પગે પડતી હતી.

નીચેના શ્લોકમાં સત્ય પ્રતિપાદન કરેલું છે કે :

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥

અર્થ : બીજી દુનિયામાં વસતા સઘળા મનુષ્યો આ દુનિયામાં (ભારતવર્ષમાં) જન્મેલા વિદ્વાન ઋષિઓના પાદ આગળ ભણવું અને ચરિત્ર બાંધવું જોઈએ. આ પ્રમાણે ભારતવર્ષ અસલના વખતમાં આખી દુનિયાને આધ્યાત્મિક અને ઐહિક જ્ઞાન આપવાને શિક્ષક તરીકે ગણાતો હતો. અસલના ભારતવર્ષમાં આટલી બધી વિદ્યાની વૃદ્ધિ કેમ થવા પામી હતી ? તે વખતે એવી કઈ સંસ્થાઓ હતી કે, જેથી વિદ્યાની આટલી વૃદ્ધિ થઈ શકી હતી ? આ નીચેના શ્લોક પરથી તેની આટલી મોટાઈ થવાની કૂંચી આપના હાથમાં આવી શકશે :



श्वेतकेतुर्हारूणेय आस तंह पितोवाच । श्वेतकेतो वस ब्रह्मचर्यं न वै सौम्यास्मत्कुलीनोऽननूच्य ब्रह्मबन्धुरिव भवति । – छान्दोग्योपनिषद् ।

આરુણિનો પુત્ર શ્વેતકેતુ હતો. આરુણિએ શ્વેતકેતુને કહ્યું કે, 'શ્વેતકેતુ, બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરો. આપણા કુટુંબમાં બ્રહ્મચર્યનું પાલન ન કીધું હોય તેવો એક પણ માણસ નથી. જેણે બ્રહ્મચર્યવ્રતરૂપી તપશ્ચર્યા કરી નથી તે બ્રાહ્મણ (વેદમાં

બ્રહ્મ જાણનારાને જ બ્રાહ્મણ કહ્યો છે તેવો) થઈ શકતો જ નથી.' આ ઉપરથી આપ સમજી શકશો કે બ્રહ્મચર્યનું પાલન એ જ મુખ્ય ખીલડો છે કે જેના ઉપર પ્રજાનો ઉત્કર્ષ કે અવનતિનો આધાર છે. અસલના ઋષિઓ પોતાના પુત્રોને ખુશીથી ગુરુકુલમાં મોકલતા હતા જ્યાં વિદ્વાન અને ભક્તિમાન ગુરુઓની દેખરેખ નીચે તેઓ (વિદ્યાર્થીઓ) બ્રહ્મચર્યનું પાલન કરતા હતા. તેઓ (ઋષિઓ) પોતાના પુત્રોનું અધ્યયન પૂરું કરતાં પહેલાં કદી તેઓને પરણાવવાનો વિચાર સરખો પણ કરતા નહીં. આજના જમાનામાં જેનો પુત્ર ઘોડિયામાંથી ઝડપાય તેને મહા કુળવાન ગણવામાં આવે છે. તેમ અસલના વખતમાં નહોતું ગણાતું. કુળવાન કન્યા પ્રાપ્ત કરવાને માટે બહોળું જ્ઞાન મેળવવા સતત બ્રહ્મચર્ય પાળવાની જરૂર પડતી હતી. પિઙ્ગલાચાર્યના જગતજાણીતા સૂત્ર ઉપરથી આપણને જણાય છે કે અસલના વખતમાં તત્સંબંધે કેવા વિચાર પ્રચલિત હતા. તે કહે છે કે, ડાહ્યા માણસે ધી: શ્રી અને સ્ત્રી એ ત્રણે અનુક્રમે પ્રાપ્ત કરવાં જોઈએ. એની મતલબ એ છે કે મનુષ્યે પહેલાં ધી પોતાની બુદ્ધિને માંજવી, ઓપવી, નિર્મળ કરવી અને ખીલવવી-વિકસાવવી કે જેથી ધન (શ્રી) મેળવવાને લાયક થઈ શકાય. જ્યારે પોતાને સારુ, પોતાની સ્ત્રી સારુ અને પોતાનાં બાળબચ્ચાંને યોગ્ય રીતે નિભાવવા સારુ તેમજ તેમને બાળ-બચ્ચાંને-છોકરાં અને છોકરીઓને યોગ્ય કેળવણી આપી શકાય. એટલું ધન પ્રાપ્ત કરી શકશે, એવી ખાત્રી થાય ત્યારે જ તેણે યોગ્ય સ્ત્રી પરણવાનો વિચાર કરવો જોઈએ. (સ્ત્રી) અસલના વખતમાં આ જ પ્રમાણે થતું હતું. યુરોપી પ્રજા અજાણતાં પણ આ જ પ્રમાણે વર્તે છે. એટલે અમારા ઋષિમુનિઓના હુકમ મુજબ પ્રવર્તે છે કે જેથી કરીને આજના જમાનામાં તેઓ વિદ્યા અને સમૃદ્ધિમાં આગળ વધીને આખી દુનિયાના શિરરૂપ થવા પામ્યા છે. એ તીક્ષ્ણ સરસાઈના જમાનામાં આપણી ઉન્નતિ કરવાની આપણને જરા પણ ઇચ્છા હોય તો, આપણા પવિત્ર શાસ્ત્રોના ફરમાનને માન આપતા થવું જોઈએ અને લગ્નની રૂઢ થયેલી હાનિકારક રૂઢિને જડમૂળથી ઉખેડી અસલની પ્રણાલિકા ગ્રહણ કરવી જોઈએ. મોટી મોટી સભાઓ ભરીને લાંબા પહોળા મોટા મોટા ઠરાવો જ કરવાથી, જો આપણે તેમને અમલમાં મૂકીશું નહીં તો, કાંઈ પણ અર્થ સરવાનો નથી. આખા હિંદુસ્તાનમાં ઘણાં ઘણાં ભાષણો અપાઈ ગયાં છે. હદથી જ્યાદે બોલાઈ ચૂક્યું છે, હવે તો ફક્ત તેને આચારમાં મૂકવાનું બાકી રહ્યું છે અને આચારમાં મૂકવાનો વખત હવે આવી લાગ્યો છે. જ્ઞાનસંપાદન કરવાનું એટલું બધું વધી ગયું છે કે, ૨૫ વરસની ઉંમર થતાં પહેલાં તે બધું શીખી શકાય તેમ નથી. અરે ! એ સર્વ જ્ઞાનની એક શાખા પણ પૂરી શીખી

શકાય તેમ નથી જ. તેથી આપણા છોકરાઓને ૨૫ વરસ પહેલાં પરણાવવાં તે બિલકુલ નકામું જ છે. પરણવાની આ ઉંમર યુરોપી પ્રજા તો ઓછી જ ગણે છે. અમેરિકામાં ૫૦ વરસની ઉંમરે તો તેઓ જુવાની શરૂ થતી ગણે છે. જ્યારે આપણી શારીરિક સંપત્તિ નષ્ટ થઈ ગઈ હોય છે. તેથી જો આપણે આપણી આંખો ઉઘાડીને જે દુષ્ટ રૂઢિએ આપણું - આપણાં હિંદીઓનું - લોહી-સત્ત્વ ચૂસી લીધું છે, તેને મારી હટાવી દૂર નહીં કરીએ તો આપણી માતૃભૂમિ હિંદ માતાનાં ફરજંદોની ઉન્નતિની આશા રાખવામાં વ્યાજબી ગણાઈશું નહીં. આપણી સંધ્યા પ્રાર્થનાના અંતમાં આપણે સો વરસની જિંદગીની આતુર ઇચ્છા કરીએ છીએ.

पश्येम शरदः शतम् । जीवेम शरदः शतम् ॥
शृणुयाम शरद शतम् । प्रबवाम शरदः शतम् ॥

'અમે શત-સો શરદ ઋતુ જોઈએ, અમે સો શરદઋતુ સુધી જીવીએ, અમે સો શરદ ઋતુ સુધી વૈદિક મંત્ર સાંભળવાને ભાગ્યશાળી થઈએ, અમે સો શરદઋતુ સુધી વૈદિક સત્ય પ્રતિપાદન કરવાને શક્તિમાન થઈએ.'

અસલના ઋષિની અભિલાષા હતી તે અભિલાષા પૂર્ણ કરવાને તેને કાંઈ મુશ્કેલી નડતી નહોતી. કારણ કે પહેલી પચીશીમાં સખ્ત બ્રહ્મચર્યરૂપી શામક દવાથી તેઓ મોતને નિવારી શકતા હતા. જુઓ :

ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत ॥

વિદ્વાન માણસો બ્રહ્મચર્યરૂપી તપશ્ચર્યા કરીને મોતને જીતી શક્યા હતા. વળી નીચેનું ઉપયોગી અવતરણ વાંચો :

ये ब्रह्म नेत्ररहितार्घशत प्रमाणान् ।
संवत्सरान् सुदृढचित्तयुताश्चरन्ति ॥
ते दीप्तिमद्रगनरत्नसमप्रतापा ।
राजन्ति मृत्यु जयिनो विषुधाः पृथिव्याम् ॥

જેઓ શુદ્ધ મનથી ૪૮ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળે છે તે સૂર્ય સમાન તેજસ્વી થાય છે, અને દેવતાની માફક પૃથ્વી પર ઝળકે છે. કારણ તેઓ મોતને જીતી શકે છે. અસલના વખતમાં જે વિદ્યાર્થીઓ બ્રહ્મચર્ય પાળી ૪૮, ૪૪ કે ૨૫ વર્ષ સુધી વિદ્યાધ્યયન કરતા હતા તેઓ અનુક્રમે आदित्य, रुद्र અને वसु કહેવાતા હતા. સ્વામી દયાનંદ સરસ્વતીએ પાળ્યું હતું તેવું आदित्य ब्रह्मचारीની લાંબામાં લાંબી હદ સુધીનું બ્રહ્મચર્ય પાળવાની હિમાયત આપણે હાલમાં કરીશું નહીં. પણ

વસુ બ્રહ્મચારીની ટૂંકામાં ટૂંકી હદ સુધીનું બ્રહ્મચર્ય પાળવા, કાંઈ પણ ભોગ આપ્યા સિવાય, શક્તિમાન થઈ શકીશું. ગુરુકુળ જેવી સંસ્થાઓમાં દરેક મા-બાપ પોતાના છોકરાને મોકલવાને શક્તિમાન નહીં હોઈ શકે પણ બનારસમાં કૂર્મી ક્ષત્રિય બોર્ડિંગ હાઉસ (વસતિગૃહ) ખોલેલું છે. તેમાં અગર બીજી કોઈ તેવી સંસ્થાઓમાં મા-બાપ પોતાના છોકરાઓને મોકલી શકશે એમ હું માનું છું. હું ઈચ્છું છું કે આવાં બોર્ડિંગ હાઉસોમાં ઘણા સખ્ત નિયમ રાખવા જોઈએ. વિદ્યાર્થીઓને સકાળે ઊઠવાની ટેવ પાડવી જોઈએ. કારણ કહ્યું છે કે,

'Early to bed and early to rise makes man healthy, wealthy and wise.'

માણસ વહેલા ઊઠવાની આદતથી તંદુરસ્ત, સધન અને શાણો થઈ શકે છે. એ અંગ્રેજી કહેવત સત્ય છે. વિદ્યાર્થીઓએ કોઈ પણ જાતની શારીરિક કસરત કરવી જોઈએ. તેમ કરવાની તેમને ફરજ પાડવી જોઈએ અને તેમને પોતાને ઘેર - મા-બાપને ઘેર જવા દેવાની ઓછી તક આપવી જોઈએ. મારો એવો વિચાર છે કે ગ્રીષ્મ ઋતુમાં જે રજાઓ પડે છે તે દિવસોમાં બની શકે તો બોર્ડિંગ હાઉસમાં જ ગાળવાની ટેવ પાડવી જોઈએ. નહીં તો ઐતિહાસિક અગર ધાર્મિક જાત્રાએ બહારગામ લઈ જવા જોઈએ. પેટલાદના વસતિગૃહમાં મિ. મોતીભાઈ અમીન દર વર્ષે એ જ પ્રમાણે બહારગામ જાત્રાએ વિદ્યાર્થીઓને લઈ જાય છે. ત્યાંના વિદ્યાર્થીઓને દર રવિવારે મુખ્ય તપાસ રાખનારના સંગાથે પગે ચાલતા કોઈ ગામમાં અગર મનોરંજન જગ્યાએ લઈ જવામાં આવે છે. ચારિત્ર બાંધવા સારુ આવા નિયમ-કાયદાની ખાસ જરૂર હું વિચારું છું. વિદ્યાર્થીઓ જો પોતાની પહેલી પચીશીમાં બ્રહ્મચર્યાશ્રમમાં તંગી ભોગવવામાં અને દુઃખની સામા થવામાં ટેવાયા હોય છે તો ગૃહસ્થાશ્રમમાં - બીજી પચીશીમાં - જિંદગીની લડાઈ લડવાને ઘણા સમર્થ-શક્તિમાન થઈ શકે છે. આ પ્રમાણે આપ સભ્યો જોઈ શક્યા હશો કે બ્રહ્મચર્યાશ્રમનું પુનરુજ્જીવન એ જ આપણી અવનતિ આણનારાં પાપનું પ્રાયશ્ચિત્ત છે. બાળલગ્નને તેથી એક સજ્જડ ફટકો પડશે અને આપણા પુત્રોને ઊંચી પ્રતિની કેળવણી મળશે; જેથી કરીને સ્ત્રીકેળવણીનો પ્રશ્ન એની મેળે ઊંચકી લેવાશે. કેળવણી પામેલા યુવકો યોગ્ય ઉંમરે પરણવા લાગશે ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓ પણ કેળવણી પામેલી યોગ્ય કન્યાને વરવાનું પસંદ કરશે, કે જેથી છોકરીઓનાં મા-બાપને પોતાની કન્યાઓને કેળવણી આપવાની ફરજ પડશે. બ્રહ્મચર્યના પાલનથી આયુષ્ય લંબાશે અને હાલની માફક યુવાનીમાં જ થતાં મરણની સંખ્યા ઘટશે, તેથી થોડી જ કન્યાઓને વિધવાદશા પ્રાપ્ત થવાનો ભય

રહેશે. સત્ય વાત એ છે કે આપણે જો બ્રહ્મચર્યના પાલન પ્રતિ દૃઢ રહીશું તો તો આપણી સાંસારિક અવનતિ એકદમ દૂર થશે. બ્રહ્મચર્યપાલનના સંબંધમાં એક કવિ કહે છે કે :

धर्म्यं यशस्यमायुष्यं । लोकद्वयरसायनम् ॥

શાસ્ત્રાજ્ઞા પરમાણે બ્રહ્મચર્યથી કીર્તિ વધે છે અને આયુષ્ય લંબાય છે. વળી, તે આ અને બીજી દુનિયામાં મનુષ્યને તંદુરસ્ત, પ્રબળ અને સુખી રાખવાનું રામબાણ ઔષધ છે.

આપણે ભૂલવું નહીં જોઈએ કે, બ્રહ્મચર્ય ફક્ત છોકરાઓએ જ પાળવું જરૂરનું નથી, તે છોકરીઓને પણ તેટલું જ જરૂરનું - ઉપયોગી છે. તે નીચેના અવતરણ પરથી સાફ સમજાશે :

ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ।।

'બ્રહ્મ જાણવાને માટે જે કન્યા બ્રહ્મચર્યનું પાલન કરે છે તે લાયક બ્રહ્મચારીને પોતાના પતિ તરીકે સ્વીકારે છે.' આથી કાંઈ પણ શક વિના સાબિત થાય છે કે, આપણા ભારતવર્ષમાં અસલના વખતમાં છોકરાની માફક છોકરીઓની કેળવણી પર પૂરતું ધ્યાન આપવામાં આવતું હતું. જે ભારતવર્ષમાં सुलभा અને गार्गी જેઓએ ધર્મયુદ્ધમાં - ધર્મના વાદવિવાદમાં શાણા ઋષિમુનિઓ અને પંડિતો ઉપર વિજય મેળવી તેમને શરમાવ્યા હતા તેવી વિદુષી બાઈઓ - સ્ત્રીઓનાં પ્રખ્યાત નામોથી સારી હિંદી પ્રજા જાણીતી છે; તે દશામાં હાલની સ્ત્રીઓની સ્થિતિ તરફ નજર કરતાં જણાય છે કે, તેઓ સાવ વહેમી, અજ્ઞાન અને મૂર્ખ છે કે, જેઓનો ઉચ્ચાભિલાષ જો કોઈ પણ હોય તો તે પોતાનાં છોકરાંને જેમ બને તેમ નાની ઉંમરમાં - જેમ બને તેમ જલદી પરણાવી દેવાનો જ હોય છે. એક ભાષણકાર સભા-મંડપમાં શ્રોતા સમક્ષ બાળલગ્ન વિરુદ્ધ ખૂબ બખાળે છે, બાળલગ્નને ધિક્કારી કાઢે છે પણ ઘેર જતાં પોતાની અભણ સ્ત્રી આગળ બિલાડીના પંજામાં પકડાયેલ ઉંદરની માફક બાળલગ્નની વિરુદ્ધના સઘળા વિચારો બદલી નાખે છે. તે બિચારો પોતાના અસલ વિચારમાં દૃઢ રહી જ શકતો નથી. તેથી અજ્ઞાન ધર્મપત્નીની ધમકી ને મહેણાં - ટોણા આગળ તેનું કાંઈ ચાલતું નથી. તેની ધર્મપત્નીના મગજમાં ઉચ્ચ ઉદ્દેશના સંસ્કાર તે પાડી શકતો નથી - તેથી કદીને પોતાના વિચારમાં દૃઢ રહેવા જાય છે તો તેની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થાય છે. એક તરફ તેનું અંતઃકરણ કરડે છે બીજી તરફ તેની બૈરી બચકાં ભરે છે.



ત્યારે શું આપણે આપણી અર્ધાંગના - આપણી સ્ત્રીઓને અજ્ઞાનતાના ઊંડા કૂપમાં સબડતી રાખીને આપણી ઉન્નતિ કરી શકીશું ? એની કેવી રીતે આશા

રાખી શકાય ? એક બિલકુલ મૂર્ખતાભરેલી ઉક્તિ છે કે :

स्त्रीशूद्रौ नाधीयताम् ॥

'સ્ત્રી અને શૂદ્રે ભણવું નહીં.' આ સૂત્રને વળગી રહેવાથી આપણે કદી પણ ઉન્નતિની આશા રાખી શકીએ નહીં. આવા સાંકડા વિચારની પરંપરાની સાંકળ તોડી નાખવી જોઈએ. સમયને અનુકૂળ આપણે વર્તવું જોઈએ. સ્ત્રીઓ ગૃહિણીને યોગ્ય થાય - ઘરરૂપી રાજ્યનો પ્રધાન થઈ શકે તેવી અને તેટલી સંગીન કેળવણી આપણે હવે સ્ત્રીઓને આપવી જોઈએ.

આપણે આપણી સ્ત્રીઓને સારી ગૃહિણી અને આદર્શ માતાઓ બનાવવી હોય તો જલંદર કન્યામહાવિદ્યાલયમાં જે પદ્ધતિએ કન્યાઓને કેળવવામાં આવે છે, તેવી કોઈક રીતિ આપણી કન્યાઓને કેળવવાને ઉપયોગી થઈ પડશે. આપણી ભવિષ્યની પ્રજાની માતાઓ કે જેના ઉદરમાં અમારા મોટા માણસો (પુરુષ અને સ્ત્રી) પાકવાનાં છે અને જેના ખોળામાં રમીખેલીને ઊછરવાનાં છે અને જેની પાસેથી બાળશિક્ષણ લેવાનું છે તે માતાઓને આપણે હજુ પણ અજ્ઞાન અને અભણ રાખવાનું ચાલુ રાખીશું તો આપણી મોટામાં મોટી મૂર્ખતા ગણાશે. પણ વળી સ્ત્રીની શૂદ્રમાં ગણના કરવા જેવો જ બીજો શ્લોક એવી જ રીતે કોઈ આગળ ધરશે :

अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी ।
दशवर्षा भवेत् कन्या तत ऊर्ध्वं रजस्वला ।
पितृसद्मनि या कन्या रजः पश्येदसंस्कृता ।
भ्रूणहा तत्पिता ज्ञेयो वृषली साऽपि कन्यका ॥

'આઠ વર્ષની છોકરીને ગૌરી કહેવી, નવ વરસનીને રોહિણી કહેવી, દસ વરસનીને કન્યા કહેવી અને તેથી ઉપરનીને રજસ્વલા કહેવી. જો કોઈ પણ છોકરી તેના પિતાના ઘરમાં, પરણાવ્યા સિવાય રજસ્વલા થાય એટલે તે છોકરી ૧૦ વરસની થાય તે પહેલાં તેને પરણાવવામાં નહીં આવે તો તેના પિતાને ગર્ભપાતનું પાતક લાગે છે અને તે કન્યાને - છોકરીને શૂદ્ર કન્યા - એટલે શૂદ્ર મા-બાપને પેટે જન્મેલી કન્યા ગણવી જોઈએ.'

બાળલગ્નની તરફેણ કરનારા સઘળા ઉપરની બે પંક્તિઓ ઉપર જ મોરચો બાંધે છે. પણ તે બે પંક્તિઓ તો કોઈએ પાછળથી ઘુસાડી દીધેલી જણાય છે.



ઉપનિષદમાં તેથી ઊલટું જ કહ્યું છે. નીચેનું ઉપનિષદનું વાક્ય ઉપરની બે પંક્તિઓ સાથે સરખાવવું જોઈએ.

षोडशवर्षाया पञ्चविंशतिवर्ष पुत्रार्थं यतेत ॥

'૨૫ વરસના પુરુષે સુંદર અને મજબૂત પ્રજોત્પત્તિ કરવાની ઇચ્છાથી ૧૬ વરસની કન્યા સાથે પરણવું જોઈએ.' મનુ મહારાજ પણ એ બાબતમાં દષ્ટિભૂત છે. સઘળાં વૈદકશાસ્ત્ર-આયુર્વેદ કે આધુનિક શાસ્ત્રો આ બાબતમાં એકમત થયાં છે કે, 'સ્ત્રી-કન્યાઓ રજસ્વલા થયા પછી ત્રણ વરસ બાદ સંસારની ધૂંસરીમાં જોડાવાને-ગૃહિણી થવાને લાયક થાય છે.'

આ વૈદિક મતને મળતા થઈ મનુ મહારાજ કહે છે કે :

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्ध्वं तु कालादेतस्माद् विन्देत सदृशं पतिम् ॥

'કન્યાને પહેલવહેલી રજસ્વલા થયા પછી ત્રણ વરસ માટે વાટ જોવી અને તે મુદત વીત્યા પછી પોતાને યોગ્ય પતિની પસંદગી કરવી.'

આજના સમયમાં ૧૩ અને ૧૪ વરસની બાળવયે ઘરસંસાર માંડવાથી - સંસારમાં પડવાથી કેટલી બધી સ્ત્રીઓની શરીરસંપત્તિ નષ્ટ થઈ ગઈ છે. ૨૦-૨૫ વરસની યુવતીઓ ૫૦-૬૦ વરસની બુઢ્ઢીઓ જેવી દેખાય છે. અપક્વ વયે સંયોગ થવાથી ઉત્પન્ન થતી પ્રજા કાચી પાકે છે, જન્મતાં જ મરી જાય છે, જીવે છે તો અલ્પાયુષી થાય છે અને મહાદુઃખ ભોગવતાં ઘણા રોગના ભોગ જાથુકનાં થઈ પડે છે કે જેથી જિંદગી અકારી લાગે છે. વાગ્ભટ આ બાબત ઉપર ચોક્કસપણે કહે છે કે :

ऊनषोडशवर्षायाम् प्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विनश्यति ॥
जातो वा न चिरं जीवेत् जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥

**અર્થ :** જેને બરાબર સોળ વરસ પૂરાં થયાં ન હોય તેવી સ્ત્રીને વિષે જેને પચીસ વરસ પૂરાં ન થયાં હોય તેવો પુરુષ જો ગર્ભાધાન કરે તો તે ગર્ભ સ્ત્રીના પેટમાં જ નાશ પામે છે અને કદાચ જન્મે છે, તો લાંબા વખત સુધી જીવતો નથી; અને જો જીવે છે તો તેની જ્ઞાન ને કર્મ ઇન્દ્રિયો નિર્બળ રહે છે, માટે અત્યંત નાની ઉંમરની સ્ત્રીમાં ગર્ભાધાન કરવું નહીં.

વાગ્ભટનાં વચનોને માન આપી હું આપ સભ્યોને વિનંતી કરીશ કે આપણી ગરીબ ગાય જેવી કન્યાઓ કે જેઓ જો બાળલગ્ન બંધ કરવામાં નહીં આવે તો અભણ રહેવાને સરજાયેલી જ છે તેમની તરફથી તેમજ આપણી અસંખ્ય સ્ત્રીઓ કે જેઓ અપક્વ વયે ઘરસંસાર માંડવાથી ઉગ્ર ક્ષયરોગની ભોગ થઈ પડે છે, તેમની તરફથી વિનંતી કરીશ કે, આપની પુત્રીઓને બરાબર - ઓછામાં

ઓછી ૧૬ વરસની થતાં પહેલાં પરણાવવાનો વિચાર કદી પણ કરશો નહીં.

**દાનધર્મમાં વિવેકબુદ્ધિ**

આપણાં પુત્ર-પુત્રીઓને સંગીન કેળવણી આપવાને સારુ દરેક પ્રાંતનાં મધ્ય સ્થળોએ વિદ્યાર્થીગૃહ, હાઈસ્કૂલ, કન્યા વિદ્યાલય અને એવી જ સંસ્થાઓ સ્થાપવામાં અને તેમને ચલાવવામાં જે દ્રવ્ય આપણે ખર્ચીશું તેનો સારો જ - ઉત્તમ ઉપયોગ થયો લેખાશે. આપણા યુવકોને કેળવવાને માટે આપણે એક ઘણી જ મોટી - સારી રકમ એકઠી કરવી જોઈએ. આપણી જાતના દરેક માણસ - યા કુટુંબ જે દાનધર્મમાં દ્રવ્ય વાપરે છે તે સઘળું દ્રવ્ય જો કેળવણી આપવાના સુમાર્ગમાં વપરાય તો હું ખાત્રીથી કહું છું કે આપણી જ્ઞાતિમાં વિદ્વાન પુરુષો અને સ્ત્રીઓનો ઢગલો વળી જાય. દરેક હિંદુનું વલણ દાનધર્મ તરફ વિશેષ હોય છે, એવો એનો જાતિસ્વભાવ જ છે, પણ તેનો માર્ગ દાનધર્મ કરવાનો માર્ગ - ઘણુંખરું આ વિવેકી હોય છે. કુપાત્રે દાન કરવામાં આવે છે. જનસમાજના મનુષ્યોને - આળસુ અને એદી બનાવે તે રીતે દાન થવું નહીં જોઈએ. કારણ કે, પરિણામે તેવા માણસો - આળસુ ને એદી મનુષ્યો - બીજાના દાનધર્મ ઉપર જ પોતાનો નિર્વાહ ચલાવનારા મનુષ્યો - જે મનુષ્યો પોતાના ખરા પરસેવાથી દ્રવ્ય ઉત્પન્ન કરી પોતાની આજીવિકા ચલાવવાનું પસંદ કરે છે. તેમના ઉપર - બોજારૂપ થઈ પડે છે. હિંદુઓની દાનધર્મની અવિવેકી રીતિથી - કુપાત્રે દાન થવાથી હિંદુસ્તાનમાં બાવન લાખ સાધુ, સંત, જોગી, જતિ, ગોંસાઈ, વૈરાગી, બાવા વગેરે ભીખ માગનારાઓનું ઝુંડ ઉત્પન્ન થયું છે. તેઓ રખડતા ફરે છે અને ધર્મને નામે ઢોંગ કરી માગી-ઝૂંટવી પોતાનાં પેટ ભરે છે, અને આ પ્રમાણે બીજાઓ ઉપર બોજારૂપ થઈ પડ્યા છે. આ મહાત્માઓને બીજો કાંઈ ધંધો જ હોતો નથી. તો પણ હિંદુઓની અવિવેકી દાન દેવાની રીતિથી તેઓને મિષ્ટ અને સ્વાદિષ્ટ ભોજન અકરાંતિયાપણે ખાવાને પણ મળ્યે જાય છે. અમદાવાદ જેવા સંપત્તિવાન શહેરમાં આપને એકાદ વસતિગૃહ અગર શાળા ખોલવા સારુ ટીપ કરવાથી જરૂર પડે તો એક સારી જેવી રકમ એકઠી કરતાં આપને આકાશ અને પાતાળ એક કરી નાખવાં પડશે, પણ આવા એકાદ સંત, સાધુ, બાવા, જોગી, વૈરાગીનું રખડતું ટોળું આવી પડ્યું તો તેમને જેટલા દિવસ રહેવા ઈચ્છા થાય તેટલા દિવસ દૂધપાક-પૂરી, માલપૂઆ વગેરે માલમલીદા રોજ ઉડાવવાને સહેલાઈથી મળી શકશે. આવા આળસુ અને એદી બાવાઓને જમાડવામાં ખરચાયેલો પૈસો વ્યર્થ જાય છે અને તે ખર્ચનારને પ્રાયશ્ચિત્ત લાગે છે અને દેશના દ્રવ્યની હાનિ થવાથી દેશ પણ નિર્ધન થતો જાય છે. એથી ઊલટું, જો આપ

દસ મહેનતુ વિદ્યાર્થીઓ કે જેઓ પોતાનો અભ્યાસ આગળ વધારે છે તેવાને નિભાવશો - પાળશો તો આપ દેશને અને જનસમાજને ઉપયોગી થઈ શકે તેવા દસ નાગરિક બનાવી શકશો. માટે આપ સર્વ કૂર્મી સદ્‌ગૃહસ્થોને વિનંતી કરું છું કે આ પ્રમાણે વ્યર્થ જતા દ્રવ્યનો અટકાવ કરીને આપ જે પાઈ, પૈસો બચાવી શકો તે સઘળું દ્રવ્ય આપણી જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો કરવામાં વાપરશો.

આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે,

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥

જે દાનથી ધાર્મિક અગર સાંસારિક, આમુષ્મિક કે ઐહિક જ્ઞાનમાં વધારો થાય તેવું દાન સર્વ પ્રકારના દાનમાં ઉત્તમ છે.

અલબત્ત બ્રહ્મ શબ્દનો અર્થ વેદ થાય છે. વેદમાં ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં થનારા મનુષ્યોનો જ્ઞાનભંડાર છે. બ્રહ્મદાન એટલે જ્ઞાનદાન, જેમાંથી જ્ઞાનની પ્રાપ્તિ થાય તેવે રસ્તે ખરચાયેલું દાન.

આપને હવે સ્પષ્ટ થયું હશે કે બ્રહ્મદાન શ્રેષ્ઠ છે. માટે આપ હવે સમજી શકશો કે આપણી જ્ઞાતિમાં જ્ઞાનનો વધારો થાય તે રસ્તે આપની પાસે જે દ્રવ્ય ફાલતુ દાન કરવાને ધારતા હો તે સઘળું તેમાં - બ્રહ્મદાનમાં વાપરવું ઇષ્ટ છે. વળી હું આપને એક મનોવેધક દાખલો આપીશ કે જેથી વિના શકે કેળવણી-વિદ્યાદાનની સર્વોત્કૃષ્ટતા - વિદ્યાદાનમાં સખાવતી દિલનું સર્વોપરીપણું આપને સાબિત થઈ શકશે. આપણે પુનર્જન્મને માનનારા છીએ. આપણે માનીએ છીએ કે આ જન્મમાં આપણે કોઈનું પણ ભલું કરીશું તો બીજા જન્મમાં તે જ મનુષ્ય આપણું ભલું કરશે. ત્યારે આપણે જો આ જન્મમાં કોઈ વિદ્યાર્થીને તેનો વિદ્યાભ્યાસ આગળ વધારવામાં મદદ કરીશું તો બીજા જન્મમાં (બીજા જન્મમાં આપણે મનુષ્ય જ અવતરીશું કારણ કે વિદ્યાદાન મનુષ્ય જ લઈ શકે છે) તે મદદ લેનાર વિદ્યાર્થી તરફથી આપણને પણ મદદ મળશે. આ પ્રમાણે આપણે આપણી જિંદગીને આ ભવમાં અને પરભવમાં ઉત્કૃષ્ટ બનાવવા માગતા હોઈએ અને દર વખતે મનુષ્યાવતાર જ ઇચ્છતા હોઈએ તો વિદ્યાવૃદ્ધિના કામમાં આપણાથી બની શકે તેવી અને તેટલી મદદ કરવી જોઈએ.

**આપણી પ્રગતિમાં કરકસર અને વિવેક**



એક બીજી અગત્યની બાબત ઉપર આપ સભ્યોનું ધ્યાન ખેંચવા માગું છું, તે એ છે કે પરણ અને મરણ પ્રસંગોએ આપણે હદથી વધારે નકામા ખર્ચ કરીએ છીએ તે એકદમ બંધ કરી નાખવા જોઈએ. આપની તરફ, લગ્નપ્રસંગના ખરચાએ અવિચારી મનુષ્યોને નિર્ધન કરી નાખ્યા છે ત્યારે અમારી તરફ મરણના

નિમિત્તે થતા ખરચથી લોકો પાયમાલ થઈ ગયા છે અને કેટલાક દેવાના દાટમાં ડૂબી ગયા છે કે જેથી ભીખ માગતાં પણ રોટલા ભેગા થઈ શકતા નથી. લગ્ન જેવા મંગળ પ્રસંગે તથા પુત્રપ્રાપ્તિના આનંદ-ઉત્સવમાં સમય અને સ્થિતિને અનુસરીને ખરચ કરવામાં ઝાઝો વાંધો લેવા જેવું નથી. પણ અંતના સગાના મરણના કારજમાં ઘરબાર વેચી નિગળતી આંખે અને દુઃખથી દબાયેલા હૃદયે લપોલપ લાડવા ઉડાવવામાં શી મજા મનાતી હશે તે સભ્યોની સમજમાં સમાતું નથી. સત્ય કહેતાં કહેવું જોઈશે કે અમારી તરફ મરણ પ્રસંગના જમણ જમવાની રૂઢિએ ઊંડાં મૂળ નાખ્યાં છે. ઘણા કૃષિકારોએ પ્રેતભોજન કરાવવા માટે જાગીર, જમીન, જર, જેવર, ઢોરઢાંક અને રાચરચીલું જેનાથી તેમનો અને તેમના કુટુંબનો ગુજારો ચાલતો હતો તે સર્વે વેચી-સાટીને પરવારી, સ્વતંત્રતા છોડી પરતંત્ર બન્યા છે. ખેડૂત મટી સાથી બન્યા છે. શેઠ મટી વાણોતર થયા છે. ઘરબાર મૂકી ઝૂંપડાંમાં રહેતા થયા છે. કેટલાએક જાગીર અને જમીન માબાપના મરણ પાછળ મિષ્ટાન્ન ઉડાવવાને વાણિયા-કાંધિયાઓને ત્યાં ગીરો-ઘરેણે મૂકે છે કે જેના ઉપર કાંધિયાઓ એકના બે લખીને ગીરોદારના ઘરધણી થઈ બેઠા છે અને તે રીતે ગામનાં ગામ ઉજ્જડ થઈ ગયાં છે. આવી સ્થિતિ ઘણી દયાજનક છે. આ દુઃખ તરફ આપણા સુધારકોએ ખાસ ધ્યાન દેવાની જરૂર છે. જે અજ્ઞાન વર્ગ આ અનિષ્ટને સમજી શકવાને અશક્ત છે, તેમને વારંવાર ટોકી ટોકીને તે નાશકારક રિવાજના અનિષ્ટ ફળનો સ્વાદ ચખાડવો જોઈએ. અજ્ઞાન વર્ગની અજ્ઞાનતાનો લાભ લઈને ગામડાં ગામોમાં વાણિયા-મારવાડી હવસના કાંધિયાઓ આવા આવા પ્રસંગે બિચારા ગરીબ ખેડૂતોને પોતાના પંજામાં સપડાવે છે, અને તેઓનું લોહી ચૂસી ચૂસીને હાડકાંના માળા કરી નાખે છે, પાયમાલ કરી નાખે છે. ખેડૂતોની કરજદારીનું એક મુખ્ય કારણ તેઓની લગ્ન અને મરણ પ્રસંગના અવિચારી ખર્ચની ટેવને આભારી છે, જે ટેવનો હવે તેઓએ ત્યાગ કરવો ઘટે છે. સધન સજ્જનોએ પોતાના અજ્ઞાન વર્ગમાં દાખલો બેસાડવાને ખાતર પણ પ્રેતભોજનમાં એક પાઈ પણ વાપરવી જોઈએ નહીં. આપણે હિંદીઓ કે જે પૃથ્વીતળની સઘળી પ્રજામાં સર્વથી ગરીબ છીએ તેમણે પ્રગતિ કરવાને કરકસર અને વિવેક વાપરવો જોઈએ. લગ્ન પ્રસંગના ખર્ચ પણ ટૂંકા કરવા જોઈએ, અને તેમાંથી જે પૈસા બચે તે સઘળા જ્ઞાનદાન દેતી સંસ્થાઓરૂપી બગીચાઓને ફળદ્રુપ કરવામાં વાપરવા જોઈએ. લગ્ન જેવા પ્રસંગે આ તરફ નાચ કરાવવાનો રિવાજ છે, તેને હું ઘણો જ ધિક્કારું છું. નાચનો જલસો અનીતિમાન છે. વળી તે નીચ ધંધામાં પડેલી ગણિકાઓને ઉત્તેજન આપે છે, તે જ એ નીચ ધંધાની વૃદ્ધિ કરવા

બરાબર છે. આપણા હિંદુઓને તે ઘણી લજ્જાસ્પદ વાત છે, તેથી તે વહેલી ત્યજી દેવી જોઈએ. આવા પ્રસંગે આવા નિર્લજ્જ મેળાવડામાં ખરચાતા પૈસા બચાવતાં શીખવાથી આપણને ઘણો લાભ થશે.

**આપણો મુખ્ય ધંધો**

ખેતીનો ધંધો ઉત્તમ છે અને તે ધંધો આપણો જ હોવા માટે આપણે ઘણા મગરૂબ થઈ શકીશું. ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ ચાકરી એ કહેવત આપણને જ લાગુ પડે છે. આપણે અનાજ ઉત્પન્ન કરીએ છીએ, અનાજથી આખી દુનિયાનું પોષણ થાય છે. કહેવતો સત્ય જ કહે છે કે,

કૂર્મીઓ કરોડોને પાળે છે પણ કૂર્મીને પાળનાર પરમાત્મા જ છે. એને કોઈ મનુષ્ય પ્રાણીએ પાળવાની જરૂર નથી.

कणबी पाछळ करोड। कणबी कोईनी नहीं पूंठे॥
कोटी चलैं कूर्मी के पीछे। कूर्मी नहीं काहू के पीछे॥

આખી પૃથ્વીનું પૂરું કરનાર આવા પુરુષો આવો ઉત્તમ ધંધો કરતાં હોવા છતાં નિર્ધનાવસ્થામાં સબડ્યા કરે છે, તેનું કારણ તેમનું પોતાનું અજ્ઞાન, બેદરકારી અને અક્ષરશૂન્યતા જ છે. અમેરિકાના ખેડૂતો તરફ નજર કરો, તેઓ એટલા તવંગર છે કે મોટાં રાજ્યનાં રાજ્ય - જાગીરો ખરીદી શકે છે. અમારા અસલી આર્યો અનાજ ઉત્પન્ન કરતા હતા, ફળફળાદિ પેદા કરતા હતા અને વનસ્પતિ આહાર ઉપર પોતાનું ગુજરાન કરતા હતા, તેથી જ તેમને આર્ય કહેતા હતા.

આર્ય શબ્દ સંસ્કૃત ધાતુ ઉપરથી નીકળ્યો છે. જેનો અર્થ જમીન ખેડવી એવો થાય છે. મનુષ્ય પ્રાણીની બીજી જાતો જે માંસાહાર ઉપર નિર્વાહ કરે છે તેની સરખામણીમાં આર્ય પ્રજા ઉત્કૃષ્ટ છે અને ઉન્નતિના ક્રમમાં આગળ વધેલી મનાતી હતી. મનુષ્યની પ્રગતિના ઈતિહાસમાં ખેતીની શોધ તે વિશેષ સુધારાના કાળની શરૂઆત ગણાતી હતી.

આપણે આવા ઉત્તમ ધંધામાં પડેલા છતાં આપણી આવી અવનતિ થઈ છે તેનાં કારણોની બારીક તપાસ કરવી ઘટે છે. સત્ય કહેવડાવો તો સન ૧૯૦૭ની સાલમાં વોકાલીગર સંઘની બીજી વાર્ષિક પરિષદમાં માઈસોરના ના. મહારાજા સાહેબે પોતાના ભાષણમાં જેમ કહ્યું હતું તેમ 'આપણે દેશના મુખ્ય સ્તંભરૂપ છીએ. મહેસૂલનો - કરનો મોટો ભાગ સરકારને આપણે જ આપીએ છીએ. જમીનની મહેસૂલ સરકારી આવકમાંથી ઓછી થાય તો રાજ્ય ખર્ચમાં જમા અને ઉધાર પાસાં મેળવવાં મહા મુશ્કેલ થઈ પડે. આપણે ખેડૂત પ્રજા રાજ્યના મુખ્ય સ્તંભરૂપ છીએ એ પ્રમાણે આપણી ઘણીએ પ્રશંસા થાય છે.' છતાં એ વાત સત્ય

છે કે, ખુલ્લા દિવસના અજવાળા જેવી ખુલ્લી જગજાહેર વાત છે કે, હિંદુસ્તાનનો ખેડૂત બિલકુલ નિર્ધન, ધાન અને દાંતને વેર હોય તેવી સ્થિતિમાં સબડ્યા કરે છે અને જો ભોગજોગે વરસાદનું ખઈડ્યું પડ્યું - વરસાદ-મેઘરાજાએ મહેર ના કરી તો, નસીબને શરણ થયા સિવાય બીજો કોઈ આરો જ રહેતો નથી. આ પ્રમાણે આવી દયાજનક સ્થિતિમાંથી ઉગારવાને - બહાર કાઢવાને આપણે સતત પ્રયત્ન કરવો જોઈએ. આપણે આળસુ બેસી રહેવું ના જોઈએ. આધુનિક સમયમાં જ્યારે હરીફાઈનું - સ્પર્ધાનું પ્રબળ વિશેષ છે ત્યારે ખેતી હુન્નરમાં શાસ્ત્રીય જ્ઞાન મેળવીને સુધરેલી રીતિથી અને સુધરેલાં ઓજારોથી ખેતી કરવાનું શીખ્યા સિવાય ટકી શકાય એમ નથી. આધુનિક ખેતીનો અર્થ સાંકડા ભાવમાં સમાઈ જતો નથી. ખેતીમાં ફક્ત અનાજ વગેરે ઉત્પન્ન કરવું એટલું નથી પણ તેમાં બીજી ઘણી બાબતો સમાયેલી છે. નવા લોકપ્રિય સર્વસંગ્રહ-જ્ઞાનચક્રમાં એક લેખક કહ્યું છે કે,

'ખેતીમાં અનાજ ઉત્પન્ન કરવાના કામ સિવાય, ખેતીને ઉપયોગી જનાવરો વગેરે પાળવાં, પોષવાં અને ઉછેરવાનું કામ અને તેથી આગળ વધીને કહીએ તો ખેતીની પેદાશને તૈયાર વેચવા જેવી કરવાનું કામ પણ ખેતીમાં જ સમાયેલું છે. એટલે અનાજને સાફ કરીને અનાજ તરીકે વેચવાલાયક કરવું એટલું જ નહીં પણ અનાજને દળીને તેની ખાવાની ચીજો બનાવવી તે ખેતીના અંગનું જ કામ છે. વળી રૂના સંબંધમાં કહેવાય છે કે તેને પીલી, કાંતી, વણીને તૈયાર લૂગડાં કરવાં તથા તેને પહેરવાલાયક સીવી તૈયાર કરવાં તે પણ ખેતીનાં અંગનું કામ છે. ગાય, ભેંસ અને બકરાં, ઘેટાંનું દૂધ ઉત્પન્ન કરી વેચવું તે ઉપરાંત દૂધની બનાવટ કરી ખાવાલાયક વાનગીઓ તૈયાર કરવાનું કામ પણ ખેતીમાં સમાયું છે. એ રીતે ખેતીનાં અંગે ઘણાં કામ છે. હાલ પણ માખણ ને મલાઈ બનાવવાનું કામ એ ખેતીના અંગની શાખાઓ છે. ખેતીનાં બે અંગ જેવાં કે જમીન ખેડવી અને પાક-અનાજ ઉત્પન્ન કરવું તથા બીજું જનાવરો - ગાય, ભેંસ, બળદ, ઊંટ, બકરાં, મેઢાં વગેરે પાળવાં, પોષવાં અને ઉછેરવાં (ખાસ કરીને ગુજરાતમાં જે કામ ભરવાડ-રબારી કરે છે તે). એ બે અંગ અસલના વખતથી જુદાં પ્રતિપાલન થતાં આવ્યાં છે. ભરવાડ (આબેલ) ઢોર પાળે છે અને કણબી (કેઈન) ખેતી કરે છે.



આ પ્રમાણે જમીન ખેડી અનાજ વગેરે ઉત્પન્ન કરવાનું અને ઢોર પાળી-પોષી, ઉછેરવાનું કામ એ ખેતીની બે જુદી શાખાઓ છે અને હિંદુસ્તાનમાં તે બે કામ જુદી જુદી જાતો કરે છે. પહેલું આપણે કણબી-કૂર્મીઓ કરીએ છીએ ને બીજું ભરવાડ-આહીર-ગોવાળ કરે છે. ખેતીનાં આ બે અંગ એટલો બધો

નિકટનો સંબંધ ધરાવે છે તથા એકબીજાને એટલા બધા ઉપયોગી છે કે જો એક જ માણસ જમીન ખેડે અને ઢોર ઉછેરે તો તેનું કામ સ્વતંત્ર અને સરળ રીતે ચાલે એમ આપણને સમજાય છે. માટે એક જ ધણીએ એ બે કામ કરવાં લાભકારક છે. જો કોઈ માણસ થોડી ગાયો રાખે તો તેની પેદાશ ખેતીના કામમાં પણ ઘણી સારી રીતે વાપરી શકે છે. ગાયનું છાણ-મૂત્ર જમીનના ખાતર તરીકે ઉપયોગમાં આવે છે. ગાયોનાં વાછરડાં બળદ થઈ શકશે જે તેને જમીન ખેડવાના કામમાં ઉપયોગી થશે. કેટલાક ખેડૂતોને બળદ વિના હાથે ખોદીને કે બીજાનું હળ ભાડે લાવીને ખેતી કરવી પડે છે તેથી તેને પેદાશ ઓછી થાય છે. બળદ ખરીદવાને તેની પાસે પૈસા નથી. બળદની કિંમત ઘણી વધી ગઈ છે, તેથી તેટલા પૈસા તે મેળવી શકતો નથી. પણ ગાયો રાખીને પોતાને ઘેર જ બળદો ઉછેરે તો ખેતીમાં ખેડૂત ઘણો સુધારો કરી શકશે. કમનસીબે ખેડૂતો ગાયો પાળતા જ નથી. તેઓ ભેંસો રાખે છે. કારણ, ભેંસો ઘણું દૂધ આપે છે ને તેથી તેની પેદાશ-આવક સરખામણીમાં વિશેષ થાય છે. પણ ખેડૂતોને ભેંસ કરતાં ગાય રાખવામાં જે વિશેષ ફાયદો છે તે સમજાવી તેમને ગાયો રાખતા કરવા જોઈએ. ખેડૂતે જો પોતાના ધંધામાં ફળીભૂત થવું હોય - વિજય મેળવવો હોય, વધારે પેદાશ કરવી હોય તો તેણે જેટલી પાળી શકાય તેટલી ગાયો રાખવી જોઈએ. જો આપણે આપણાં શાસ્ત્રોનાં ફરમાનને માન આપવા માગતા હોઈએ તો ભેંસના બદલે આપણે ગાયો જ રાખવી જોઈએ. આપણા હિંદુઓનાં સઘળાં શાસ્ત્રમાં ગાયને ગાયમાતા કહી છે. ખરું કહીએ તો ગોનો અર્થ પૃથ્વી છે. તે દિવ્ય દેવી કહેવાય છે કે જેણે આખી સૃષ્ટિ ધારણ કીધી છે. (વિશ્વંભરા ભગવતી) તેથી કરીને જમીન ખેડનારાઓએ જરૂર ગાયો પાળવી જ જોઈએ.

**ખેતીના ધંધાનું શાસ્ત્રીય અને પારિભાષિક શિક્ષણ**

હિંદુસ્તાનની આખી વસ્તીના ૮૦ ટકા ભાગનો ધંધો ખેતી જ છે. તેથી ખેડૂતોની સ્થિતિ સુધારવાને સુધરેલી રીતિએ યાને અન્ય દેશોમાં જે રીતિએ ખેતી થાય છે, તેવી સુધરેલી રીતિ અત્રે પણ દાખલ કરી તેનો લાભ લેવાને તેઓને લલચાવવાને ના. સરકાર દરેક યત્ન કરે છે, એ જાણી આપણે આનંદ માનવો જોઈએ. ખેડૂતોના છોકરાઓ જો ખેતીનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવાને ચહાય છે તો તેમને સરકાર તરફથી દરેક સગવડ કરી આપવામાં આવે છે. પૂનામાં ખેતીનું કામ શીખવાને એક મધ્યસ્થ પાઠશાળા ખોલી છે અને તેની શાખા ઘણુંખરું દરેક ઈલાકામાં ઉઘાડી છે. ઉક્ત શાળામાં અભ્યાસ કરવા સારુ ખેડૂતોના છોકરાઓને સ્કૉલરશિપ - શિષ્યવૃત્તિ સરકાર તરફથી આપવામાં આવે છે. પણ કમનસીબે

ખેડૂતો ગરીબ અને અજ્ઞાન હોવાથી ઉક્ત પાઠશાળામાં દાખલ થવા જેટલું શિક્ષણ પોતાના છોકરાઓને આપી શકતા નથી. તેથી ઉક્ત પાઠશાળામાં અપાતું શિક્ષણ તેઓ લઈ શકતા નથી. તેથી કરીને દરેક પ્રાંતમાં ખેતીનાં શિક્ષણ દેશી ભાષામાં - દરેક પ્રાંતમાં ચાલતી ભાષામાં આપવા સારુ નિશાળો ખોલવામાં આવે અગર ગામડાંની નિશાળોમાં ખેતીનો વર્ગ ખોલવાને સરકાર મા-બાપ તજવીજ કરે તો ઘણું સારું એમ આપણને સમજાય છે. માટે આવી સંસ્થાઓ સ્થપાયા સિવાય ગરીબ ખેડૂત પ્રજાને ખેતીના શિક્ષણનો લાભ મળી શકશે નહીં. કારણ જે ખેડૂતો ખેતીવાડીની કૉલેજ-પાઠશાળામાં મોકલી શકાય તેટલું શિક્ષણ પોતાના છોકરાને આપવાને અશક્ત છે, તેઓ જો ઉપર કહ્યું તેવી શાળાઓ અગર વર્ગમાં ખેતીનું શિક્ષણ આપવાનું ચાલુ થાય તો ત્યાં તેવું શિક્ષણ પોતાના છોકરાને લેવા દેવાને દરેક ખેડૂત લલચાશે અને ગમે તે રીતે પોતાની પ્રજાના શ્રેય સારુ કાંઈક વિશેષ ખરચ કરવાની હિંમત ધરી તેવી શાળાઓ અગર વર્ગમાં પોતાના છોકરાઓને મોકલી શકશે.

ખેતીવાડીની પાઠશાળા-વિદ્યાલયોમાંથી પાસ થઈ નીકળતા ઘણાખરા ગ્રેજ્યુએટો નાની મોટી જે મળે છે તે નોકરી લઈ સંતોષ માને છે અને તેથી કરીને તેઓની કારકિર્દીનો અંત આવેલો જણાય છે તે માટે મને ઘણી દિલગીરી થાય છે. આ ગ્રેજ્યુએટો ખેતીના ધંધામાં જ પડે તો મને ખાતરી છે કે, તેઓ સારી રીતે જિંદગી ગુજારી શકે, સારું માનપાન મેળવે, સારી કમાઈ કરે, સારી રીતે સ્વતંત્રતા ભોગવી શકે, તે ઉપરાંત વળી જે ઊંચા પ્રકારની ખેતી તેઓ શીખ્યા હોય તેનો લાભ બીજા અજ્ઞાન અને નાના ખેડૂતો લઈ શકે જેથી આખા દેશને ઘણો લાભ થવા સંભવ છે. આ સુશિક્ષિત ગ્રેજ્યુએટો જેમણે ખેતીનું ખાસ જ્ઞાન મેળવ્યું છે તેઓ જો પોતે ખેતી કરે-કરાવે તો આખા દેશને ઘણો જ મોટો ફાયદો થવા સંભવ છે, એમાં કોઈ સંશય નથી. તેઓ માટે ભવિષ્ય ઘણું ચળકતું છે. તેઓએ મહેનતની મોટાઈ સમજતાં શીખવું જોઈએ અને સાંચાની માફક કોઈ ઑફિસમાં કલમ પકડી કારકુનના કામની નાની સરખી નોકરી પસંદ કરવા કરતાં હળ ચલાવવાનું અગર કોદાળીથી ખોદવાનું કામ કરવામાં મોટાઈ માનવી જોઈએ. સરકારી નોકરીઓમાં ભીખ થઈ છે. એક વીસ રૂપિયાની કારકુનની જગા અગર ૪૦ રૂ.ની મહેતાજીની જગા ખાલી પડતાં અગર તે બાબતની જાહેર ખબર આપતાં સેંકડો અને હજારોની સંખ્યામાં અરજીઓ આવી પડે છે. કોઈ પણ સમજુ માણસ આવી સંકડાઈ ગયેલી નોકરીમાંથી અભ્યુદય થવાની આશા રાખશે નહીં. ખુલ્લી હવા અને યોગ્ય કસરતની ગેરહાજરીમાં એક કારકુનની જિંદગી કેવી દુઃખદાયી

અને તેનો વિસ્તાર કેવો નિર્બળ નીવડે છે તે જુઓ અને એક ફતેહમંદ ખેડૂત જે મજબૂત અને તંદુરસ્ત હોઈને પહાડને પણ પાટુ મારી કેવો તાજોમાજો હરેફરે છે તે જુઓ. પહેલો મરવાની આળસે જીવે છે; ત્યારે બીજો મોતને પણ ડરાવીને ભગાવી દે છે. અવિનાશચંદ્રદાસ એમ. એ., બી.એલ. હિંદુસ્તાનના યુવકોને ખેતીવાડીનું શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરવાનો અને તેમ કરીને ખેતીનું કામ કરવાનો - ખેડૂ તરીકે જ જિંદગી ગાળવાનો ઉપદેશ આપતાં ખેડૂતની જિંદગીનું ઘણું જ અસરકારક અને ચળકતું વર્ણન આપે છે.

'તમે અને તમારા કુટુંબને ત્રણ વર્ષ ચાલે તેથી પણ વધારે જથ્થામાં તમારા કોઠાર, ઘઉં, બાજરી, ચણા, તુવેર, મગ, મઠ, ડાંગર વગેરે અનાજથી ભરપૂર છે. તમારાં કોઢીયાંમાં અનેક દૂધ દેતી ગાયો છે. તે પુષ્કળ દૂધ આપે છે, તેમાંથી દહીં, માખણ અને ઘી તમને પુષ્કળ મળે છે. તમારા વાડામાં તમારી ગાયો, ભેંસો અને બળદ વગેરેને ખવડાવવાને કડબ અને ઘાસના મોટા મોટા ઓઘલા ખડકી મૂકેલા છે. તમારા બગીચામાં આંબા, જાંબુ વગેરે પુષ્કળ ફળ-ઝાડ છે જેમાંથી તમને દરેક મોસમમાં સ્વાદિષ્ટ ફળો પ્રાપ્ત થાય છે, તમારી વાડીમાં દરેક ઋતુનાં શાક તરકારી પુષ્કળ પાકે છે, તમારી જાગીરના મધ્ય ભાગમાં તમારો સુંદર બંગલો શોભી રહ્યો છે, જેની આસપાસ નાની વાડી કરી તેમાં ફૂલ-ઝાડ વાવી દીધેલાં છે. એક બાજુ વાછરડાં, વાછરડી અને બકરાં, ઘેટાં બાંધવાના વાડા કરી મૂકેલા છે, બાગબગીચામાં સ્વચ્છ અને તાજી હવા આવી રહી છે, તમારાં નાનાં નાનાં છોકરાઓનાં અંગ તાજી હવા ને કસરતથી ખીલી રહ્યાં છે, અને આનંદમાં આવી હસીકૂદી ખેલી રહ્યાં છે. તમે, તમારાં મા-બાપ, બૈરી, છોકરાં, ભાઈભાંડુ વગેરે સર્વે કામ કરો છો, આશાયેશ ભોગવો છો, ઘરનું કામકાજ કરો છો, ખેતરમાં કામ કરતા મજૂરો-દાડિયા વગેરે ઉપર નજર રાખી શકો છે, તેમને જોઈતા હુકમ આપી શકો છો, સ્વતંત્રપણે તમારી જાગીરમાં કોઈ પણ જગાએ તેમજ બહાર-ગામ જઈ શકો છો, તંદુરસ્ત જિંદગી ગાળી શકો છો, દરેક અવયવમાં સ્ફૂર્તિ અનુભવી શકો છો, નવરાશનો વખત ધર્મ, નીતિ અને આત્મિક ઉન્નતિનાં કામમાં વ્યતીત કરો છો. સુખ, સ્વતંત્રતા અને પ્રામાણિકતાની આ ઉચ્ચ ભાવના નથી??'

ખેડૂતની આવી તંદુરસ્ત જિંદગી મારા યુવાનોને શા માટે લલચાવી શકે નહીં?  તેઓ નમૂનાદાર ખેડ કરી શકશે એટલું જ નહીં પણ તેમનાં જ્ઞાતિભાઈઓને પોતાનો ધંધો બહોળો ને ઘણી આમદાનીવાળો કરતાં શીખવી શકશે. ફક્ત આવા સો જ યુવાનો આ પ્રમાણે ખેડૂતની જિંદગી પસંદ કરી તે ધંધામાં લાગે તો અમારા અસલી આર્યોની પદવીએ આપણે પાછા આવવામાં વિલંબ થાય નહીં; એટલું

જ નહીં પણ ખેતી જે હાલ અધમ મનાવા લાગી છે તે ફરી જઈને ઉત્તમ મનાવા લાગે અને આપણે આપણી અસલની કીર્તિ પાછી મેળવી શકીએ.

**સહાયકારક ધીરધાર કરનારી મંડળી**

ખેતીના ધંધાને તાજો અને વધારે ખેંચાણકારક-નફાકારક કરવાને માટે ઉપર કહ્યું તેમ નાણાંની ખાસ જરૂર છે. પહેલાં ખેડૂતોને કાંધિયાઓને ત્યાં કરજ કાઢાવવાને જવું પડતું હતું. આ શાહુકારો મુંબઈના મારવાડીઓને પણ વિસરાવે એવા હોય છે. અજ્ઞાન ખેડૂત આ શાહુકારોના પંજામાં કમનસીબે એક વખત આવી ગયો તો તેમાંથી નીકળી જ શકતો નથી.

નામદાર સરકારે હમણાં એક નવી રીતિ દાખલ કરી છે - ધીરધારના ધંધાની - થોડા વખતથી દાખલ કીધી છે જેથી ખેતીના ઉદ્યમમાં ઘણી સારી ઊથલપાથલ થઈ શકશે. અત્યાર સુધી કોઈ ખેડૂતને પોતાની ખેતી સુધારવા-વધારવાના કામ સારુ નાણાં જોઈતાં હોય તો તેને વ્યાજનો ઘણો મોટો દર આપવો પડતો હતો. પણ નામદાર સરકારે જે રસ્તો બતાવ્યો છે તે પ્રમાણે જો ગામડિયાઓ-ખેડૂતો- એકઠા મળીને સહાયકારી મંડળીઓ સ્થાપે અને એકબીજાના જામીન થાય તો તેમની આંટ વધે. આ ધીરધારની રીતિ એક જર્મન સાહસિકે - રેફીસન નામના જર્મન ખેડૂતે પોતાના પ્રાંતમાં ભાઈબંધ ખેડૂતોને વ્યાજખાઉ મારવાડીઓના પંજામાંથી ઉગારવાને પહેલવહેલી પોતાના દેશમાં - જર્મનીમાં દાખલ કીધી હતી. ત્યારથી એ ધીરધારની નવી રીતિ આખી દુનિયામાં દાખલ થઈ ગઈ છે. હિંદુસ્તાનમાં ફક્ત તે એક દસકાના અરસામાં દાખલ થઈ છે; તો પણ તે ઘણી જલદીથી ફેલાતી જાય છે અને ખેડૂતો તેવી સોસાયટીઓના વહીવટ કરવાનું શીખતા જાય છે. આવી સોસાયટીમાં જે ખેડૂતો સભ્ય થાય છે તેમને તે સોસાયટીમાંથી ઘણા થોડા વ્યાજે નાણાં ઉધાર મળી શકે છે અને તેથી કરીને પેલા મારવાડી શાહુકારો જે તેમને ખરાબખસ્ત કરી નાખતા હતા તેમનું મોં ઉઘડાવવાનું રહેતું નથી. આપણી કૂર્મી મહાસભાના સભ્યોએ ગરીબ અજ્ઞાન ખેડૂતોને આવી સોસાયટીના લાભ સમજાવવા જોઈએ અને બની શકે તો દરેક ગામમાં એવી સોસાયટીઓ ઊભી કરાવવાને મથવું જોઈએ. એવી સોસાયટીઓ સ્થાપવા સરકાર ઘણી મદદ કરે છે અને સરકારના તેવા ભલા ઈરાદાઓનો આપણે લાભ લેવો જોઈએ.



આવી સોસાયટીઓ નીકળવાથી એક મોટો ફાયદો એ થશે કે ગરીબ ખેડૂતોનું લોહી ચૂસી ખાનારા મારવાડી શાહુકારોનું જોર ઓછું થશે. આ શાહુકારો ખેતી સિવાયના કામ માટે પણ નાણાં ધીરતા હતા તેથી અજ્ઞાન ખેડૂતો મરણના જમણ

કરવામાં અને લગ્નના કામમાં છૂટે હાથે નાણાં ખરચી પાયમાલ થતા હતા. હવે જ્યારે શાહુકારોનું કામ ઉપર કહી તેવી સોસાયટીઓ કરશે ત્યારે શાહુકારો મોટાં શહેરોમાં જઈ નાણાંના જોરે અન્ય ધંધામાં લાગી શકશે. આવી સહાયકારી મંડળીઓ ખેતીના કામ માટે એટલે કે બળદ ખરીદવા, કૂવો ખોદવા ને બાંધવા, જમીન સુધારવા, બી ખરીદવા વગેરે કામ સારુ જ નાણાં ધીરે છે. આથી કરીને અજ્ઞાન ખેડૂત જે નકામા ખર્ચમાં પૈસા વેડફી નાખતો હતો તેનો હવે બચાવ થશે. ના. સરકારના રિપોર્ટ પરથી જણાય છે કે આવી સહાયકારી મંડળીઓથી દેશમાં ઘણો ફાયદો થયો છે ને થાય છે. જેથી આપણા ખેડૂત ભાઈઓને ઘણો ફાયદો છે.

**ઐક્ય**

આપણે જે જે પ્રમેય ચર્ચાવાના હતા તે વિષે ઉપર ટપકે બોલ્યા પછી હવે ખાસ બાબતમાં કહેવા માગું છું, તે એ છે કે આપણે સઘળા કૂર્મી ક્ષત્રિયોએ એકત્ર થવું ઘણું લાભકારક છે. આપણે સઘળા એક જ જાતના છીએ, આપણે સઘળા એક જ ધંધો કરીએ છીએ. આપણી સઘળાની રહેણીકરણી એક જ જાતની છે. ખરું કહેવરાવો તો આપણા સઘળાની નસોમાં એક જ લોહી ફરે છે. ત્યારે શા માટે આપણે જુદા રહેવું જોઈએ ? શા માટે આપણે સઘળા એકત્ર ના થવું ? હિંદુસ્તાનના ગમે તે ભાગમાં રહેતાં છતાં એકંદરે આપણે એક જ કુટુંબના છીએ એમ શા માટે થવું ના જોઈએ ? આપણામાં નાના મતભેદ હોય તેને દૂર કરવાને યત્ન કરવો જોઈએ. એકબીજાને ખાવાખવરાવવાનો પ્રશ્ન હવે કંઈ બહુ મહત્ત્વનો રહ્યો નથી. રોટી વહેવાર સહેલાઈથી થઈ શકે એવો છે. બેટી વહેવારનો પ્રશ્ન ઘણો વિકટ છે. 'સમગ્ર ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય પરિષદ'નો અંતિમ ઉદ્દેશ પાર પાડવો હોય તો તે સવાલનો ફડચો જલદી લાવવાનો પ્રયત્ન આદરવો જોઈએ. ઘણા લાંબા વખતથી આપણે જુદા પડ્યા છીએ તથા આપણો રોટી અને બેટી વહેવાર બિલકુલ બંધ થયો છે, તેથી આપણી વચ્ચે દેખીતી જુદાઈ થઈ ગઈ છે. સંગીન કેળવણીના અને પાશ્ચાત્ય સંસર્ગના પ્રતાપથી આપણે ઘણા થોડા વખતમાં નાતજાતનાં બંધારણ તૂટતાં અને રોટી - બેટી વહેવાર બંધાતા જોઈશું એ નક્કી છે. આ પ્રમાણે થવા સારુ આપણે બાળકોને - છોકરા અને છોકરીઓને - સંગીન કેળવણી આપવી જોઈએ. અને લગ્ન સંબંધમાં તેમની અનુમતિ લેવી જોઈએ. હવે હિંદુસ્તાન જાગૃત થયું છે. દરેક હિંદીવાનને પોતાની અસલ કીર્તિ અને જાહોજલાલી પાછી મેળવવાની આતુર ઇચ્છા ઉત્પન્ન થઈ છે અને તે પ્રાપ્ત કરવાને યત્ન જારી કરી દીધા છે. આપણા દેશ માટે તેમજ આપણી જ્ઞાતિ માટે

હું તો સારું ભવિષ્ય જોઉં છું. આપણામાં વહેમી જાળની ધૂંસરી ફેંકી દેવાની હિંમત આવવી જોઈએ અને સમયને અનુકૂળ થવું જોઈએ. ખંતથી પ્રામાણિકપણે કામ કરનારને ઈશ્વર સહાય કરે છે. આપણું અંતઃકરણ શુદ્ધ હોય અને આપણે ઈશ્વરપ્રીત્યર્થે કામ કરીશું તો આપણા કામમાં જરૂર ફતેહમંદ થઈશું. હું આપને ફરીથી વિનંતી કરીને કહું છું કે આપણા મહાસભાનો જે ઉદ્દેશ સઘળા કૂર્મી ક્ષત્રિયોને એકત્ર કરવાનો છે તે તરફ આપનું ધ્યાન સતત રાખશો અને ધીમે ધીમે પણ દૃઢતાથી આગળ વધશો.

એક વૈદિક પ્રાર્થના કરીને હું મારું ભાષણ પુરું કરીશ.

ॐ। सह नाववतु सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

('પટેલ બંધુ', માર્ચ ૧૯૧૩, પુ. ૫, અંક ૫, સુરત)

## નવમી કૂર્મી ક્ષત્રિય મહાસભા, ઈ.સ. ૧૯૧૩, અમદાવાદ

આપણે જાણીએ છીએ કે ગુજરાતમાં વસતા તમામ લેઉઆ અને કડવા કણબીઓ મળી લગભગ આઠ લાખની સંખ્યા ગણાય છે, પરંતુ એ ઉપરાંત આ બંને વિભાગી કણબીની માળવા, ખાનદેશ, કાઠિયાવાડ અને કચ્છમાં પણ વસ્તી છે, જે અન્યોન્ય ઘણાખરા રીતરિવાજોમાં મળતા આવે છે; પરંતુ સામાન્ય રીતે કણબી શબ્દમાં જેમનો સમાવેશ થાય છે તેવી બીજી મોટી સંખ્યા બાકી રહી જાય છે, અને તે ઉત્તર હિંદુસ્તાનમાં, દિલ્હી, આગ્રાથી માંડીને લખનૌ અને અયોધ્યા સુધી, વાયવ્ય પ્રાંતો, બુંદેલ ખંડ, મધ્ય હિંદ એજન્સી, મધ્ય પ્રાંત, મહારાષ્ટ્ર, મદ્રાસ મહીસુર વગેરે પ્રદેશોમાં વસી રહી છે. ત્યાં તેમને અસલની કૂર્મી સંજ્ઞા ઉપરાંત ખાનદેશમાં લેવી, મહારાષ્ટ્રમાં મરાઠા કૂર્મી, મદ્રાસમાં નાયડુ, કાપુર, મહીસોરમાં વોકાલીગર, રેડ્ડી વગેરે વિશેષ સંજ્ઞાઓ કારણવશાત્ પ્રાપ્ત થઈ છે. આ વગેરે કણબીઓની જુદી જુદી પેટા જ્ઞાતિઓ એકત્ર થાય (લગભગ ૧૦ કરોડ) અને સુસંપથી વિદ્યાભ્યાસ કરી પોતાની પ્રાચીન મહત્તા પ્રાપ્ત કરે, એ હેતુસર જ્યારે આપણે ગુજરાતવાસી સહુ શાંત હતા ત્યારે સને ૧૮૯૩માં ઉત્તર હિંદના અયોધ્યા, ચુનાર, લખનૌ, કાનપોર, પટણા વગેરે શહેરો અને તેની આસપાસનાં બીજાં ગામોના ઉત્સાહી આગેવાનોએ ઉપરોક્ત મહાસભાની સ્થાપના કરી અને તેની ઉત્તર હિંદમાં જ ભિન્ન ભિન્ન સ્થાનોમાં આજ સુધી ૮ બેઠકો થઈ ગઈ. તેમની આવા પ્રકારની પ્રવૃત્તિ પછી તેમણે જેમ જુદા જુદા વિભાગમાં વસતા કણબીઓ સાથે મળી કામ લેવા સતત પ્રયત્ન કરેલો તેમ ગુજરાતમાં વસતી આપણી બેઉ

પેટા જ્ઞાતિઓ સાથે પણ પત્રવ્યવહાર ચલાવેલો અને પાટડીના ને. ના. દરબાર સાહેબને પોતાના તરફ મળતી મહાસભાનું આધિપત્ય સ્વીકારવા દર સાલ નિયમિત આમંત્રણ કરતા રહેલા. ગઈ સાલના ડિસેમ્બરમાં ઉપરોક્ત સભાની ૮મી બેઠક બારાબાંકી ખાતે હતી અને ત્યાં તે સભાનું પ્રમુખપદ લેવા ગુજરાતની લેઉઆ-કડવા જ્ઞાતિમાંના જુદા જુદા ૧૦-૧૨ અગ્રગણ્ય અને વિદ્વાનોને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. તેમાં આપણી જ્ઞાતિના વિદ્વાન પ્રોફેસર રા. જેઠાલાલભાઈ સ્વામિનારાયણે આમંત્રણ સ્વીકાર્યું હતું અને બીજા કેટલાક બન્ધુઓ સાથે તેઓ બારાબાંકી ગયા હતા, જ્યાં ઉત્સાહી બન્ધુઓએ ગુજરાતવાસીઓનો ભારે સત્કાર કર્યો હતો.*

આજે કેટલાંક વર્ષો થયાં. આર્યાવર્તમાં સઘળે જુદા જુદા પ્રકારની હિલચાલ ચાલી રહી છે અને સઘળી જ્ઞાતિઓ પોતપોતાની ઉન્નતિ માટે પ્રયત્નશીલ બની રહી છે; તેવી જ રીતે આપણી કૂર્મી જ્ઞાતિના પણ પેટા વિભાગો પોતપોતામાં સાંસારિક સુધારણાર્થે પ્રયત્ન કરી રહ્યા છે. ગુજરાતમાં કડવા-લેઉઆઓએ જે હિલચાલ શરૂ કરી છે તે આપને સુવિદિત છે. મહીસોરમાં વોકાલીગર સંજ્ઞાધારક કૂર્મીઓએ મિ. બી. નાગપ્પા બૅરિસ્ટરની આગેવાની નીચે સુધારાવધારા કર્યા છે ને કરે છે. તેમણે વોકાલીગર વિદ્યાર્થીઓ માટે રા. કે. એચ. રામૈયા નામના જનરલ સેક્રેટરીના હાથ નીચે ધારવાડમાં બોર્ડિંગ ખુલ્લી મૂકી છે. મહીસોરના વોકાલીગર સંસ્થાના સુવ્યવસ્થિત કાર્યભારથી પ્રસન્ન થઈ ત્યાંના (મહીસોરના) મહારાજા શ્રી કૃષ્ણ રાજેન્દ્ર વોડેયાર બહાદુર જી.સી.એસ.આઈ.એ પ્રસન્ન થઈ તે સંસ્થાના પેટ્રન (મુરબ્બી) થવાની કૃપા કરી છે અને તન, મન અને ધનથી તે સંસ્થાને મદદ કરે છે.

એ પ્રમાણે મહારાષ્ટ્રમાં પણ મરાઠા કૂર્મીઓની ઉન્નતિ ખાતર મરાઠા પરિષદ પણ મળે છે. આવી સઘળી પેટા સભાઓની મુખ્ય સભા સમાન આ 'સમગ્ર ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય મહાસભા'ને ગુજરાતમાંથી ગયેલ ઉત્સાહી બંધુઓમાંથી ગણપતપુરાવાળા રા. બહેચરભાઈ રાયજીભાઈના નાનાભાઈ રા. છોટાભાઈએ આમંત્રણ આપ્યું છે અને તે મહાસભાના નેતાઓએ પૂર્ણ ભાવથી સ્વીકાર્યું છે. આશા રાખવામાં આવે છે કે મહાસભાની બેઠક આવતી નાતાલના તહેવારના દિવસોમાં વડોદરા શહેરથી ૧૫ માઈલ દૂર આવેલા ગણપતપુરા ગામે મળશે. રા. છોટાભાઈના બીજા ભાઈ રા. કેશુભાઈએ બાવળા ખાતે મળેલા 'શ્રીકડવા



* 'કડવાવિજય', ૧૯૧૩ ફેબ્રુઆરી - મે, પુસ્તક ૬, અંક ૪-૫, પાન ૮૦-૮૧.

પાટીદાર શુભેચ્છક સમાજ'ને ગણપતપુરે આવતી સાલ માટે આમંત્રણ કર્યું છે; અને અત્યારથી આગ્રહસર પત્રો લખે છે. બેશક, ગણપતપુરા નાનું ગામ છે, તો પણ તે ગામના આમંત્રણ કરનારા રા. છોટાભાઈ વગેરે બંધુઓ મહાન પુરુષાર્થી છે. તેથી ઘણું કરી ક્ષત્રિય મહાસભાની બેઠકને ત્યાં બોલાવી દીપાવશે. પણ જો તેની બેઠક અમદાવાદ જેવા મુખ્ય અને મધ્યસ્થ સ્થાનમાં રાખવામાં આવે તો તે ગુજરાતમાં વસતા જ્ઞાતિબન્ધુઓને વિશેષ અનુકૂળ આવત. ઉપરાંત મોટું શહેર હોવાથી તથા રા. જેઠાલાલભાઈ જેવાની લાગવગથી કામકાજ અને વ્યવસ્થા પણ ઉત્તમ રીતે થાત. જો ગુજરાતમાંથી ગયેલા સઘળા બન્ધુઓ તરફથી રા. છોટાલાલભાઈએ આમંત્રણ કર્યું છે તો પછી સ્થાન તરીકે ગણપતપુરા જેવા નાના ગામડાને કેમ પસંદ કરવામાં આવે છે તે ન સમજી શકાય તેવું છે. શું અમદાવાદ જેવા સ્થાન કરતાં તે વધારે અનુકૂળ છે ? માત્ર ત્યાં તે ચારે બન્ધુઓનો જે ભક્તિભાવ છે તે જ ગુજરાતમાં જવલ્લે જડે તેમ છે. અને તેટલા જ ઉપરથી આમંત્રણ કરી આવનાર મંડળીએ બેઠકને શહેરમાં નહિ પણ ગણપતપુરા જેવા ગામડામાં રાખવી તે ઇષ્ટ જણાતું નથી. આશા છે કે મંડળીના નેતા અને મહાસભાના પ્રેસિડંટ સાહેબ રા. જેઠાલાલભાઈ એક વાર ફરી વિચાર કરવાની તકલીફ લેશે અને અમદાવાદ ખાતે બેઠક રાખવા આપસમાં વિચારને તે સ્થાન અપાશે.

આ સભાને ચ્હાય અમદાવાદ ખાતે ભરવા નક્કી કરવામાં આવે યા ચ્હાય ગણપતપુરે રાખવામાં આવે પણ રા. છોટાભાઈએ જે આમંત્રણ કર્યું છે તે સોનાના અક્ષરે છે, તેથી અમે તે યુવાન નરને બન્ધુભાવે સૂચના કરીએ છીએ કે આવા કામમાં ગામડાંમાં સાધનોના અભાવે ઘણું ખરચ થવા સંભવ છે, તો ફંડની શરૂઆત વખતસર કરી કામ પાર પાડવાની પેરવી કરવી જોઈએ. રા. જેઠાલાલભાઈ, રા. કુંવરજીભાઈ વગેરે વ્યવહારકુશળ પુરુષો આ વાતને લક્ષમાં લઈ ફંડની શરૂઆત કરી કાર્યને જલ્દી પગભર કરશે.

સઘળા જ્ઞાતિબન્ધુઓને અત્યારથી નમ્ર અરજ છે કે હિંદુસ્તાનમાંથી આમંત્રણ કરી બોલાવેલ આ મહાસભાને દિપાવવા સહુએ યથાશક્તિ તન, મન અને ધનથી મદદ કરવી જોઈએ. અલ્પ સમયમાં ફંડની પણ શરૂઆત થશે. તે વખતે ફંડ ઉઘરાવવા આવનારાઓની યોગ્ય શુશ્રૂષા ઉપરાંત સત્કાર કરવામાં પાછી પાની નહિ જ થાય. પ્રભુ કૃપા કરી આમંત્રણ કરનાર વીરનર છોટાલાલભાઈના પુરુષાર્થને અધિક બળ આપો અને સભાનું કામ સાંગોપાંગ ઉત્તમોત્તમ રીતે પાર પડો એવી અંતિમ યાચના છે.

## નવમી સમસ્ત ભારતવર્ષીય કૂર્મી પરિષદ-૧૯૧૩

નવમી સમસ્ત ભારતવર્ષીય કૂર્મી-કણબી (પાટીદાર) પરિષદ અમદાવાદમાં ભરવાનું નક્કી કર્યું છે. તેના ફંડમાં નાણાં ભરનારાઓ, અને તે પ્રત્યે દિલસોજી ધરાવનારા સજ્જનોની એક મીટિંગ મિ. રતિલાલ કેશવલાલ શીતવાલાના પ્રમુખપદે પ્રોફેસર જેઠાલાલ સ્વામિનારાયણના મકાને ગઈ તા. ૧૦મી ઑગસ્ટ ૧૯૧૩ ને રવિવારે મળી હતી. તેમાં સ્વાગત મંડળ નિમિત્તે ૧૯ ગૃહસ્થોની વ્યવસ્થાપક કમિટી નીમી હતી. ઉક્ત પરિષદના પ્રમુખ માટે પાંચ નામો પસંદ થયાં હતાં. પાટડીના નામદાર દરબાર શ્રી દોલતસિંહજીએ તે પરિષદ ભરવાના દિવસ ડિસેમ્બરના તા. ૨૭, ૨૮, ૨૯મી શનિ, રવિ, સોમવાર નક્કી કર્યા છે. પણ ઉત્તર હિંદુસ્તાન કે જ્યાંથી ડેલિગેટો આવવાની વકી છે. તેથી સમસ્ત ભારત કૂર્મી અધિવેશનના પ્રમુખ બાબુ મિથિલાસરનસિંહ બી. એ., બી.એલ. વકીલ બાંદીપુરને પુછાવ્યું. તે દિવસો તેમને અનુકૂળ નહી હોય તો દિવસો ફેરવવાની જરૂર પડશે.

વળી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની બેઠક જે નાતાલના તહેવારોમાં મળે છે તેને પણ વિનંતી કરવામાં આવી છે કે આ વખતે તેની બેઠક બંધ રખાઈને તેના કાર્યકરો અને સભ્યોએ આ પરિષદમાં સામેલ થવા કૃપા કરવી.

### નવમી સમસ્ત ભારતવર્ષીય પાટીદાર પરિષદના પ્રમુખ ધી ઓનરેબલ મિ. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, બૅરિસ્ટર એટ લૉનું ભાષણ

**સન્નારીઓ અને ગૃહસ્થો,**

મારે કબૂલ કરવું જોઈએ કે મને આપના પ્રમુખ નીમવા માટે આપે મહેરબાની કીધી છે, માટે ઊંડી અને ખરી લાગણીની ઊર્મિઓથી મારું અંતઃકરણ ભરાઈ ગયું છે. પ્રમુખપદનું મુશ્કેલ કામ મને સોંપ્યું છે તે લેતાં મારે કહેવું જોઈએ કે તે પદને લાયક હું નથી. આપણી જ્ઞાતિમાં બીજા ઘણા નામાંકિત સજ્જનો છે, જેમને આ પદ સોંપવામાં આવ્યું હોત તો તેઓ પોતાની ફરજ સંતોષકારક રીતે બજાવી શકત, પણ જ્યારે આપ સજ્જનોએ તે પદ માટે મારી જ પસંદગી કીધી છે તો તે પદ હું ખુશીથી સ્વીકારું છું. મારી તે ફરજ બજાવવાને શક્તિ અનુસાર હું બનતું કરીશ. છતાં હું આશા રાખું છું કે જે કાંઈ ન્યૂનતા આપને જણાય તે માટે મને ક્ષમા કરશો.



* પટેલબંધુ : પુસ્તક-૬, અંક ૪, ફેબ્રુઆરી ૧૯૧૪, સુરત પા. નં. ૧૬૯-૧૮૫.

આ મહાન હિલચાલ કે, જેની નવમી બેઠક અત્રે મળી છે, તેની પ્રગતિ ધીમી પણ દૃઢ થઈ છે. તેની શરૂઆત ઘણી નાની હતી. સન ૧૮૭૦ની સાલમાં આપણી કોમના કેટલાક સુશિક્ષિત અગ્રેસરોને સ્ફુર્યું હતું કે આપણી કોમમાં કેળવણી સંબંધી તેમજ વ્યાવહારિક સુધારાની કાંઈક હિલચાલ થવી જોઈએ. તે વખતે નાની નાની પ્રાંતિક મંડળીઓ મળીને કાંઈક કરતી હતી. પણ હાલના જેવી વિકસિત અને મોટા પાયા પરની હિલચાલ થઈ નહોતી. ઉત્તર હિંદમાં દીનાપુર ખાતે સન ૧૮૭૦માં ત્યાંના અગ્રેસરોએ એક સભા મેળવી હતી. તે જ વખતે ગુજરાતમાં પણ સ્વર્ગસ્થ રા. બા. શેઠ બેચરદાસ અંબાઈદાસ સી. એસ. આઈ. કે જેઓ ખરી રીતે વ્યાવહારિક સુધારાના સ્તંભરૂપ ગણાતા હતા. તેમણે કડવા પાટીદાર જ્ઞાતિમાં જે બાળલગ્નોનો અનિષ્ટ પ્રચાર જોરભેર ચાલી રહ્યો હતો, તેને નિર્મૂળ કરવાને કમર કસી હતી. કહેવાતાં કુળવાન કુટુંબો ચાંલ્લો, પહેરામણીને નામે જુલમી રીતે મોટી મોટી રકમો પડાવતાં, તેના ઉપર સખ્ત અંકુશ મૂકવાનો-મુકાવવાનો તેમણે નિશ્ચય કીધો હતો. બાનુઓ અને ગૃહસ્થો ! આપ જોઈ શક્યાં હશો કે તેમણે ઘણી જ દીર્ઘદૃષ્ટિ વાપરી હતી. વરના પિતાની માગણીઓ હસવા લાયક હતી, એટલું જ નહિ પણ અઘટિત હતી, તેમનો લોભ તૃપ્ત થઈ શકે એવો નહોતો. નાના મોટા સર્વે પ્રસંગે - કોઈ પણ બહાને - ટાણે ચટકે કન્યાના પિતાએ વરવાળાને મોટી રકમો આપવી પડતી હતી; છતાં કન્યાઓની આંખમાં આંસુ કોઈ દિન સુકાતાં નહોતાં. આમ છતાં પણ નાની અને નજીવી ભૂલ કન્યાના માબાપની, વરના બાપના અને તેમના સગાસાગવાનાં ડોઝરાં ભરવામાં થતી, તો તેને મોટું રૂપ આપવામાં આવતું અને તેની સજા એટલી સખ્ત કરતા કે બિચારી નિરાધાર કન્યાની જિંદગી હંમેશને માટે બરબાદ થઈ જતી હતી. આ સ્થિતિ સાંખી શકાય તેમ નહોતી. દરેક સમજુ અને વિચારવંત મનુષ્ય આ સ્થિતિથી ત્રાસી જતો અને આ નિંદ્ય રીતિ-રૂઢિને અંતઃકરણપૂર્વક ધિક્કારતો. આવી અમાનુષી રૂઢિઓને તેવી ત્રાસદાયક રીતિએ ચાલવા દેવી એ અતિ અધમતા નથી ?

ઉપર બતાવી તે નિંદ્ય અને નાશકારક રૂઢિઓને જડમૂળથી ઉખેડી નાખવા તરફ રાવ બહાદુર શેઠ બહેચરદાસે પોતાનું ધ્યાન દોર્યું. તેમના વખતમાં કેળવણીની પ્રગતિ ઘણી મંદ હતી અને તેમના પરોપકારી કાર્યમાં સહાયકારી કોઈ નહિ. એકલે હાથે પણ પોતાના મુશ્કેલ કાર્યમાં તેઓ મંડ્યા રહ્યા. જ્યારે તેમને જણાયું કે અજ્ઞાન વર્ગ પોતાના લાભની વાતો પણ સમજી શકતા નથી ત્યારે તેમણે સરકાર મા-બાપની મદદ મેળવવા ઇચ્છ્યું, સન ૧૮૭૦નો યાદગાર ઈન્ફન્ટીસાઈટ

ઍક્ટ (પુત્રીરક્ષક કાયદો) પાસ કરાવ્યો.

રા. બ. શેઠ બહેચરદાસે દાખલા-દલીલોથી સાબિત કરી આપ્યું કે લગ્નનો ચાંલ્લો પહેરામણી ઓકાવવાની રૂઢિ એટલી ત્રાસદાયક હતી કે છેવટે પુત્રીઓ દુઃખરૂપ ગણાવા લાગી અને કાં તો જન્મતાં જ દૂધ પીતી થવા લાગી, અગર માંદગીમાં દવાદારૂ બંધ થયાં. વસ્તીગણત્રીના આંકડા એ બાબતની સાબિતી આપતા હતા. કાંઈ પણ શક વિના સાબિત થયું હતું કે, પાટીદાર જાતિમાં પુત્ર કરતાં પુત્રીઓની સંખ્યા કમતી છે. પુત્રીરક્ષક કાયદાએ લગ્નના ચાંલ્લા ઉપર અંકુશ મૂક્યો. લગ્નખર્ચ કમી થવાથી છોકરીઓનાં માબાપ પુત્રીઓને ઉછેરવામાં વિશેષ કાળજી રાખશે એવો આ કાયદાનો ઉદ્દેશ હતો.

આ પ્રમાણે ગુજરાત તેમજ ઉત્તર હિંદમાં સુધારાનો યુગ ઘણા વખતથી શરૂ થયો હતો. પણ આખા હિંદુસ્તાનમાં એ હિલચાલ એકત્રિત કરવી એ બીના સન ૧૮૯૦ની સાલ સુધી કોઈ અગ્રેસરોને સૂઝી નહોતી. લખનૌના કૂર્મી ભાઈઓએ સ્થાનિક સભાઓ ઘણી મેળવી હતી. તેઓને ધીમે ધીમે હિંદુસ્તાનના સઘળી જાતના કૂર્મીઓને એકઠા કરવાનું મન થયું. પહેલી મહાસભા સન ૧૮૯૪માં ફરુકાબાદના મહાશય ગેંદનલાલ બી. એ. એલ.એલ.બી. વકીલના પ્રમુખપદે મળી, બીજી મહાસભા લખનૌમાં ૧૮૯૫માં મળી અને ત્રીજી ૧૮૯૬માં પીલીભીત ખાતે મળી હતી. આ મહાસભાનો મૂળ ઉદ્દેશ આખા હિંદુસ્તાનના સમસ્ત કૂર્મીઓના સાર્વજનિક લાભો તપાસવાનો હતો. તે બીના પીલીભીત મુકામે મળેલી સભામાં ત્રીજો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો, તે ઉપરથી જણાય છે. તે ઠરાવ નીચે પ્રમાણે હતો :

'આ સભા ઠરાવ કરે છે કે, પુત્રીરક્ષક કાયદાના અનુસારે એકઠા થયેલા રૂ. ૭૦,૦૦૦ મુંબઈ સરકારના કબજામાં અનામત પડ્યા છે, તેના વ્યાજમાંથી મુંબઈ યુનિવર્સિટીમાં કણબી જાતના વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ આપવી એવી મતલબનું એક મેમોરિયમ આ સભા તરફથી મુંબઈ સરકારને મોકલી આપવું.'

આ પરથી જાણી શકાય છે કે ઉક્ત મહાસભાનો ઉદ્દેશ શરૂઆતમાં પણ સાર્વજનિક હતો. ઉત્તર હિંદ અહીંથી ઘણું દૂર છે; છતાં ૧૮૯૬માં પણ તે તરફના આપણા કૂર્મી ભાઈઓ આપણાં દુઃખ-દરદોથી માહિતગાર હતા અને તેના ઉપાયો યોજવા તત્પર હતા એ આપણને સંતોષ લેવા યોગ્ય છે.



કમનસીબે કૂર્મી ક્ષત્રિયોની આ મહાસભાની ત્રીજી અને ચોથી બેઠકની વચમાં લાંબો ગાળો વહી ગયો. આ નિદ્રાવસ્થાનાં ઘણાં કારણો જણાવવામાં આવે છે. તેનું મુખ્ય કારણ એ હતું કે, મહાસભાનું બંધારણ ઠીક ન હતું. સઘળા પરોણાઓની

સરભરા અને ભોજનનું ખર્ચ સ્થાનિક સભ્યોને માથે પડતું હતું. તેથી સ્વાભાવિક રીતે પોતાના શહેરમાં મહાસભાને આમંત્રણ કરવાની કોઈની હિંમત ચાલતી નહોતી. જો કે સ્થાનિક સભાઓ અવારનવાર મળ્યા કરતી હતી. પણ મહાસભાની બેઠક તેર વર્ષ સુધી થઈ શકી નહિ.

સન ૧૯૦૮માં ચુનારમાં બાબુ દીપનારાયણસિંહે એક માસિક કાઢવા માંડ્યું. તેમાં કૂર્મી ક્ષત્રિયોની સાંસારિક અને વિદ્યાવિષયક સુધારા સંબંધે લખાણ આવવા માંડ્યું. આ માસિકના જન્મના જ અરસામાં વીરમગામમાં 'કડવા વિજય', સુરતમાં 'પટેલબંધુ' અને ભાવનગરમાં 'કડવા હિતેચ્છુ' ઉદ્ભવ્યાં હતાં. 'કૂર્મી ક્ષત્રિય હિતૈષી' માસિકમાં બાબુ દીપનારાયણસિંહે સુતેલી મહાસભાને જગાડવા પ્રયત્ન સંબંધે લેખો લખવા માંડ્યા. તેથી કૂર્મી ક્ષત્રિય જમીનદારોએ મહાસભાની ચોથી બેઠક ભરવાનું નક્કી કીધું અને તે મે મહિનામાં ભરી. એ બેઠક ઘણી વિજયવંતી નીવડી. તેમાં ૩ હજાર સભ્યો હાજર થયા હતા. તે સભામાં બાબુ દેવીપ્રસાદનાં ભાષણ ઘણાં અસરકારક થયાં હતાં. સારાં સત્તાવાર પુસ્તકો ઉપરથી તેમણે સાબિત કરી બતાવ્યું કે, કણબી જ્ઞાતિ ઘણી જ વિસ્તીર્ણ છે અને જુદી જુદી જાતના કણબીઓ હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશોમાં વસતા છતાં અસલ એક જ પુરુષના વંશજ છે. હાલ જે તેઓ વચ્ચે જુદાઈ જણાય છે તે દૂર દૂરના તેમજ જુદા જુદા હવાપાણીના મુલકોમાં વસવાથી, તેમ શારીરિક રીતરિવાજોના જુદાપણાને આભારી છે; પણ આ મોટી અને સ્તંભરૂપ જાતિના સઘળા વિભાગોમાં એકતાની એક સુંદર લીટી જણાય છે. આ મોટા અને વિસ્તીર્ણ હિંદુસ્તાનમાં સઘળી જાતના કૂર્મીઓનો મુખ્ય ધંધો ખેતી છે. આ સઘળી જુદી જાતોને એકત્ર કરી તેમને એક પ્રજા બનાવવાનું કામ જ ફક્ત દરેક શાણા સુધારકનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ. તે કામ મુશ્કેલ છે ખરું. તેમ થતાં ઘણા જમાનાઓ જોઈએ. અસંખ્ય ભોગ આપવા જોઈએ અને યુગના યુગ સુધી ધૈર્યથી તે તરફ મંડ્યા રહેવું જોઈએ. એમ છતાં પણ ઉદ્દેશ ઘણો ઉમદા છે એમ તો કહેવું જોઈએ. કોઈ તેને અશક્ય ધારશે તો પણ આપણે સુધારકોએ નહિવત્ થવું નહિ જોઈએ, આગળ ને આગળ વધતા જવું જોઈએ. જે જાતિ હિંદુસ્તાનની સઘળી હિંદી વસ્તીના લગભગ દસમા ભાગ જેટલી છે તેને એકત્ર કરવી, એક પ્રજા બનાવવી એ કામ મહાભારત છે અને તે માટે જેટલા ભોગ અપાય તેટલા થોડા છે. આ જ બાબત ઉપર આગળ જણાવેલા બાબુ દેવપ્રસાદ ચોધરીએ અને વયોવૃદ્ધ સુધારાના સમરાંગણમાં સતત મહેનત કરનાર બાબુ જનકધારીલાલે એખલાસપુરની મહાસભામાં ઘણાં અસરકારક ભાષણો આપ્યાં હતાં. તેમનાં ભાષણોથી એકત્રિત કામ કરવાના ફાયદા સંબંધે

સભાસદોને સારી અસર થઈ હતી. ત્યારથી જ ઉક્ત મહાસભા માટે લાગણી સારી પ્રસરી હતી અને તે મહાસભા મોટી કૂર્મી જાતિની ઉપયોગી સંસ્થા તરીકે ગણાવા લાગી હતી.

એખલાસપુરની મહાસભા મળ્યા પછી છ મહિને એટલે તે જ વર્ષના ડિસેમ્બરમાં વિશેષ આકર્ષક સભા ચુનાર મુકામે મળી. અત્યાર સુધી દરેક સભાના પ્રમુખ તરીકે ફક્ત ઉત્તર હિંદુસ્તાનના પ્રદેશમાં જ ચૂંટી કાઢવામાં આવતા હતા. આ વખતે બીજી રીતિ અખત્યાર કીધી. આ પાંચમી મહાસભાના પ્રમુખ મહીસોરના રહીશ અને બેંગ્લોરના સેશન્સ જજ મિ. બી. નાગપ્પા બારિસ્ટર કે જેઓ મદ્રાસ ઇલાકાના વોકાલીગર જાતના કૂર્મી છે તેઓ થયા હતા. આ પ્રમાણે ઉક્ત મહાસભાની યોજના વિસ્તૃત થઈ. આ અનુભવી પ્રમુખની સરદારી નીચે આ કૂર્મી ક્ષત્રિયની મહાસભા 'સમસ્ત ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય એસોસીએશન' એ નામમાં ફેરવાઈ અને તેને બાંકીપુર ખાતે તા. છઠ્ઠી માર્ચ સન ૧૯૧૦ને દિને સરકારમાં નોંધાવરાવી. આ પ્રમાણે આ સભા વ્યવસ્થિત અને વિસ્તૃત થઈ મોટા પાયા પર તેમજ સાર્વજનિક ભાવ પર કામ કરવા લાગી.

અત્રે યાદ રાખવું જોઈએ કે આ હિલચાલનું આ નવું પગલું આદરણીય હતું. સભા કાંઈ વાતો જ કરીને બેસી રહી હોય એમ નહિ પણ ખરી રીતે અસલ લક્ષ્યબિંદુને ધારીને તે તરફ કામ માંડ્યું, એમાં કાંઈ સંદેહ નથી. દૂરનો પ્રદેશ જે મહીસોર ત્યાંથી આ સભાના પ્રમુખ આવ્યા હતા. તેથી સંશયાત્મક મનુષ્યોના મનમાં પણ આ સભાના ઉદ્દેશો તરફ લાગણી વળવા માંડી.

સન ૧૯૦૯ની સાલ ગુજરાતમાં પણ યાદ કરવા યોગ્ય થઈ. કડવા પાટીદારોનાં દસ વરસીયાં લગ્નનો દિવસ સન ૧૯૧૦માં જાહેર થવાનો હતો. તેથી કેટલાક યુવકોએ સાથે મળીને 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ' સ્થાપી અને તેની પહેલી બેઠક તે જ વર્ષના ડિસેમ્બરમાં અમદાવાદના પ્રસિદ્ધ ડૉક્ટર મિ. પીતાંબરદાસ કુબેરદાસ પટેલ, એલ.એમ. અને એસ.ના પ્રમુખપદે વીરમગામ મુકામે મળી. આ સમાજમાં થયેલાં ભાષણોથી કેટલાક યુવકોની બાળ લગ્ન બંધ કરવા તરફ લાગણી વિશેષ ઉશ્કેરાઈ. બાળલગ્ન બંધ કરવાનાં ભાષણો થયાં, એટલું જ નહિ પણ કેટલાક સજ્જનો તે પ્રમાણે વર્ત્યા પણ ખરા. 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ના કેટલાક યુવાન સભ્યોએ સન ૧૯૧૦ના લગ્નમાં પોતાના છોકરા કુંવારા રાખ્યા. સ્વર્ગસ્થ રાવબહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ લશ્કરીના વંશજોને ધન્યવાદ ઘટે છે; કારણ કે તેમણે હિંમતથી પાંચ પાંચ વર્ષનાં બે લગ્ન જાહેર કીધાં. એક સંવત ૧૯૬૬માં અને બીજું સંવત ૧૯૭૧માં. આથી

દસ વરસીઆં લગ્નની રૂઢિ કે જેણે ઊંડી જડ ઘાલી હતી, તે રૂઢિને ફટકો પડ્યો અને દસ વર્ષે લગ્ન આવે ત્યારે નાનાં મોટાં સર્વે બાળકોને પરણાવવાં જ જોઈએ એ માન્યતા ઘણે અંશે ઢીલી પડી. સુધારકોમાંના અગ્રેસરોની હિંમતથી તેમનામાં વિશેષ બળ પ્રાપ્ત થયું અને ગમે તે (દસ વરસીઆં લગ્નની તિથિ સિવાય બીજા કોઈ પણ) દિને કેટલાંક છૂટાં લગ્ન થયાં. આ ચાલતા વર્ષમાં જ એવાં ૭ છૂટાં લગ્ન થઈ ગયાં છે. ૨ અમદાવાદમાં, ૧ વડોદરા રાજ્યના કડી પ્રાંતના સરઢવ ગામમાં. ૧ સુરતમાં, ૨ સુરત જિલ્લાના સેગવા ગામમાં અને ૧ ભાવનગરમાં. આ પ્રમાણે કડવા પાટીદારોએ દસ વર્ષમાં એક જ વખતે સઘળાં નાનાં મોટાં છોકરાંનાં લગ્ન કરી દેવાનું અવાસ્તવિકપણું ખુલ્લી રીતે જોયું, અને હવે આશા રાખવામાં આવે છે કે, ઉક્ત જ્ઞાતિમાંથી થોડા વખતમાં બાળલગ્ન નીકળી જશે.

બાનુઓ અને ગૃહસ્થો ! હવે આપણે સમસ્ત ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય મંડળની પ્રગતિની વાત હાથમાં લઈએ. એ મંડળની બેઠકોને કૂર્મી ક્ષત્રિય મહાસભા કહેવામાં આવતી હતી. તે નામ કાઢી નાખી તેને હવે સમસ્ત ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય કોન્ફરન્સ એવું નામ આપવામાં આવ્યું. તેની છઠ્ઠી બેઠક પીલીભીત શહેરમાં સન ૧૯૧૦ના નાતાલના તહેવારોમાં મળી હતી. તેનું પ્રમુખપદ નાગપુરના પ્રખ્યાત બારીસ્ટર મિ. કોથારી વ્યંકટરાવ નાઈડુ બી.એ.એ લીધું હતું. આ ઉપરથી જોઈ શકાશે કે આ હિલચાલ હિંદુસ્તાનના દરેક ભાગના આપણા ભાઈઓને આદરણીય થઈ હતી. ૭મી પરિષદ જે ઇટાવામાં ભરાઈ હતી તેના પ્રમુખ બિહાર પ્રાંતમાં પટના જિલ્લામાં બાંકીપોર શહેરથી પધાર્યા હતા. વળી આઠમી બેઠકનું પ્રમુખપદ આ જ શહેરના નિવાસી મિ. જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ એમ. એ. ગુજરાત કૉલેજના ગણિતના પ્રોફેસર સાહેબે દીપાવ્યું હતું. તે વખતથી આપણા ઉત્તર હિંદના આપણા કૂર્મી ભાઈઓના સમાગમમાં આપણા ગુજરાતના પાટીદારો વિશેષ આવ્યા. આ પરિષદના વિજયથી ગુજરાતમાંથી જે યુવાન ગૃહસ્થો ત્યાં ગયા હતા તેમના મન ઉપર સારી છાપ પડી તેથી ઉત્તર હિંદ અને ગુજરાતના બે મોટા વિભાગના કૂર્મીઓમાં જે મિત્રાઈ બંધાવા માંડી છે તેને વિશેષ સુદૃઢ કરવું આવશ્યક છે એમ તેમને લાગ્યું. તેને પરિણામે એવું સ્ફુરણ થયું કે, ગુજરાતના કોઈ ભાગમાં આવી બેઠક ભરી હોય તો પ્રીતિમાં ખાસ વધારો થશે. ગણપતપુરાવાળા મિ. છોટાભાઈ રાયજીભાઈએ બીડું ઝડપ્યું અને પોતાને ગામ હવે પછીની સભા ભરવી એવું આમંત્રણ કીધું, જે સ્વીકારવામાં આવ્યું હતું. ત્યાર પછી ઘણા ઘણા વિચારને અંતે એમ જણાયું કે ગણપતપુરા જેવા ગામડામાં આવડો મોટો મેળાવડો ભરવાથી તેની કિંમત ઘટશે. માટે ગુજરાતના કોઈ મધ્યસ્થ

અને ઉપયોગી સ્થળે આ મેળાવડો થાય તો વિશેષ આકર્ષક થઈ તેનો સારો પ્રભાવ પડશે, એમ સમજાયું. અમદાવાદ એ ગુજરાતનું રાજધાનીનું શહેર હોવાથી તે તરફ ધ્યાન ગયું. ગણપતપુરાને બદલે અમદાવાદમાં જ એ મેળાવડો કરવો એમ સર્વેની ઈચ્છા થઈ; તેથી કરીને જ આજે આપણે અમદાવાદમાં આપણા સાંસારિક, આર્થિક, કૃષિ અને કેળવણી સંબંધે સુધારાવધારાના વિષયો પર વિચાર કરવાને એકઠા મળ્યા છીએ.

ગત ત્રણ વર્ષથી આપણા ગુજરાતી બંધુઓ પણ શાંત બેસી રહ્યા નથી. 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ' જે સન ૧૯૦૯માં સ્થપાઈ હતી તેની બીજી બેઠક વડોદરામાં ૧૯૧૦માં થઈ હતી. અને ત્રીજી બેઠક બાવળા મુકામે ૧૯૧૨માં મળી હતી. તે સમાજ ઉપયોગી કાર્ય કરે છે. બાળલગ્નો અને મરણ પાછળનાં જમણોનો અટકાવ કરવાને સમાજ મહામહેનત કરે છે. મરણ પાછળનાં જમણો કરવામાં ગુજરાતનાં ઘણા કુટુંબો પાયમાલ થઈ ગયાં છે. ઉક્ત સમાજની પહેલી બેઠકમાં વીરમગામ મુકામે અમદાવાદમાં કડવા પાટીદારોના વિદ્યાર્થીઓ માટે એક બોર્ડિંગ હાઉસ ખોલવાને આશરે ૩૦૦૦ રૂ. એકઠા કીધા હતા. અને તે બોર્ડિંગ હાઉસની સ્થાપના સંવત ૧૯૬૭ની વિજયા દશમી-દસેરાને દિને થઈ હતી.

સન ૧૯૧૨માં પાટડીના નામદાર સ્વર્ગસ્થ દરબારશ્રી સૂર્યમલસિંહજી જોરાવરસિંહજીએ માર્ચ મહિનાની ૧૨મી તારીખે પોતાની રાજધાની પાટડી નગરમાં કડવા પાટીદાર જ્ઞાતિના સંભવિત ગૃહસ્થોને બોલાવ્યા હતા. તે સભામાં ઘણા સજ્જનોએ હાજરી આપી હતી. આ સભા બોલાવવાનો પ્રાથમિક ઉદ્દેશ એટલો જ હતો કે, હાલમાં દસ વર્ષને આંતરે કડવા પાટીદારોમાં લગ્ન થાય છે તેની મુદત ટૂંકાવીને દર બે અગર ત્રણ વર્ષને આંતરે લગ્ન જાહેર કરાવવાં, પણ કમનસીબે તે બાબત ઉપર સઘળા એક મત થયા નહિ. તેથી સ્વર્ગસ્થ દરબારશ્રીને છૂટી પડવું પડ્યું અને બોલ્યા કે, જ્યારે તમે સર્વ એક મત થઈ શકતા નથી એથી આપ સર્વે પોતપોતાની મરજી માફક કરવાને મુખત્યાર છો,- દરબારશ્રીના ઉક્ત ચોખ્ખા ચુકાદાથી ડાહ્યા અને સમજુ કડવા પાટીદાર બંધુઓનો ડર ઓછો થઈ ગયો અને તે બંધુઓમાં બાળલગ્નને હાંકી કાઢવાનો ધીમે પગલે આગળ વધવાનો ઉત્સાહ વધતો ગયો. આ પ્રમાણે આ સભા મેળવવાનો પ્રાથમિક ઉદ્દેશ ફક્ત આડકતરી રીતે જ કાંઈ ફળીભૂત થયો. તો પણ એક બીજું વિશેષ અગત્યનું કામ થયું. તેથી ઉઠાવેલી મહેનત બરબાદ ગઈ નહિ. એક દરખાસ્ત એક મોટું ફંડ ખોલવાની મુકાઈ. તે ફંડમાંથી કડવા પાટીદાર કોમના વિદ્યાર્થીઓને ભણવાની સગવડતા કરી આપવા બોર્ડિંગ હાઉસ-વસતિગૃહ-ખોલવા તથા આગળ

ભણવા ઈચ્છતા તે જ છોકરાઓને શિષ્યવૃત્તિ આપવી વગેરે કેળવણીને ઉત્તેજન મળે તેવાં કામ કરવાં. આ દરખાસ્તને સર્વાનુમતે ટેકો મળ્યો અને દરબારશ્રીએ પોતે જ ૧૫,૦૦૦ રૂ.ની ઉદાર રકમથી શરૂઆત કીધી.

જે કામની શરૂઆત સારી થાય તે કામ અડધું પાર પડ્યું સમજવું. સભામાં હાજર રહેલા ધનવાન ગૃહસ્થોએ કોથળીનાં મોઢાં ટપોટપ છોડવા માંડ્યાં, અને જોતજોતામાં તે જ સ્થળે તે જ વખતે ૬૦ હજારની રકમો ખરડામાં લખાઈ ગઈ અને 'કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ' નામનું એસોસીએશન સ્થપાયું. એ ફંડમાં આજ દિન સુધી ઉક્ત એસોસીએશનના કાર્યવાહકોના સતત પ્રયત્નથી આશરે ૭૦ હજાર રૂ. એકઠા થઈ ગયા છે. આગળ કહેવામાં આવ્યું છે તે 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ના અંગે સ્થપાયેલું બોર્ડિંગ હાઉસ તા. ૨૦મી એપ્રિલ ૧૯૧૩ને દિને આ નવી સંસ્થા (કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ)ના હાથમાં મૂકવામાં આવ્યું. હાલ તે અમદાવાદમાં સારી રીતે ચાલુ છે.

હવે આપણે ગુજરાતના બીજા ભાગ તરફ નજર કરીએ. સુરતમાં વાંઝના વતની યુવક મિ. કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતાના સુપ્રયાસથી **'પાટીદાર યુવક મંડળ'** નામનું એક એસોસીએશન સ્થપાયું છે. મને જાણીને આનંદ થાય છે કે આ મંડળે ગત ત્રણ વર્ષમાં ઘણું સારું કામ કર્યું છે. આ એસોસીએશનનું પહેલું અને ઉપયોગી કામ તે વાંઝ મુકામે નડિયાદના ઓનરેબલ મિ. પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપદે મેળવેલી પહેલી પાટીદાર પરિષદ હતી. તે પરિષદ સારી રીતે વિજયવંતી નીવડી હતી. જેમાં ઘણા ઉપયોગી ઠરાવો કરવામાં આવ્યા હતા. બાળલગ્નનો અટકાવ, મરણ પાછળનાં જમણોને તિલાંજલિ તથા પાટીદારોની પડતી વગેરે વિષયો ચર્ચાયા હતા. છોકરાઓની કેળવણીનો વિષય પણ અતિશય ચર્ચાયો હતો. તેમની સગવડને માટે કાંઈક કરવું એ વિચાર તે વખતે જો કે શરૂઆતનો હતો તો પણ આસ્તે આસ્તે તે પક્વ થતો ગયો અને પરિણામે ૧૯૧૧ના નવેમ્બરમાં **'સુરત પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ હાઉસ'** એ નામનું વસતિગૃહ સ્થાપવામાં આવ્યું. આ સંસ્થામાં છોકરાઓની સારી ભરતી થવા માંડી. બે વરસના અરસામાં હાલ તે બોર્ડિંગમાં ૬૦ છોકરાઓ દાખલ થયા છે અને બીજા આવતા જાય છે. જેથી હાલનું તેનું મકાન નાનું પડે છે. બોર્ડિંગમાં છોકરાઓને ફક્ત ખાવાનું ને રહેવાનું થાય છે. એટલું જ નહિ પણ તેમની નીતિરીતિ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. વળી તેમને વિદ્યાવિલાસી અને કામગરા કરવા માટે પૂરતું લક્ષ્ય અપાય છે. તેના માનવંતા સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ ચોવીસે કલાક ત્યાં જ રહે છે. જેઓ છોકરાની દરેક જરૂરિયાતો તરફ ધ્યાન આપી

તેમની પૂરતી કાળજી કરે છે. બોર્ડિંગ હાઉસમાં જ એક લાયબ્રેરી અને રીડિંગ રૂમ સ્થાપવામાં આવી છે. સાઉથ આફ્રિકામાંથી આ બોર્ડિંગને સંગીન મદદ મળતી રહી છે.

ઉક્ત **'યુવક મંડળ'**ના પ્રયાસથી ગયા મે મહિનામાં સુરત જિલ્લામાં મોતા ગામમાં કડી પ્રાંતના સૂબા સાહેબ રાવ બહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ બી.એ., એલએલ.બી.ના પ્રમુખપદે બીજી પાટીદાર પરિષદ ભરાઈ હતી. એ પરિષદમાં ઘણું માણસ એકઠું થયું હતું અને ઘણા ઠરાવો પસાર થયા હતા. 'યુવક મંડળ બોર્ડિંગ હાઉસ'ને માટે આશરે ૨૦૦૦ રૂ. એકઠા થયા હતા. એકઠા મળેલા જુદી જુદી જાતના પાટીદારોમાં સમસ્ત પાટીદાર કોમ માટે ભાઈચારાની લાગણી સારી રીતે ઉદ્ભવી જણાતી હતી. આ પરિષદમાં બધી જાતના પાટીદારો - જેવા કે, લેઉઆ, કડવા તેમજ વિભાગના પાટીદારો સામેલ હતા. બાળલગ્ન સંબંધે ઘણું કહેવામાં આવ્યું હતું. બાળલગ્ન આપણા બાળકોને સત્ત્વહીન કરી નાખે છે એમ સર્વના સમજવામાં આવ્યું હતું. તેની એટલી બધી અસર થઈ હતી કે, તે નિંદ્ય રૂઢિને જડમૂળથી ઉખેડી નાખવાને સર્વ તૈયાર થયા હતા.

## भारतवर्षीय नवमी पाटीदार परिषद અને તેમાં પસાર થયેલા ઠરાવો

ગયા ડિસેમ્બર માસમાં નાતાલના તહેવારોમાં તા. ૨૭-૨૮-૨૯ના દિવસોમાં આખા હિંદુસ્તાનના પાટીદારોની નવમી પરિષદ ગુજરાતના પાટનગર અમદાવાદમાં કરમસદના વતની અને ના. ગવર્નરની ધારાસભાના મેમ્બર ધી ઓન. મિ. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ બાર-એટ-લૉના પ્રમુખપણા નીચે મળી હતી. એ વખતે ગુજરાત, કાઠિયાવાડ ઉપરાંત લખનૌ, પીલીભીત, પટના, દિલ્હી, પૂર્ણિયા, કિસનગઢ, બાંકીપુર વગેરે દૂરના સ્થળના પ્રતિનિધિઓ પણ સારી સંખ્યામાં હાજર હતા. એકંદર પ્રેક્ષક સંખ્યા દરરોજ લગભગ ત્રણ ચાર હજારની થતી. પરિષદના પ્રમુખ સાહેબ મુંબઈથી પધારતાં રસ્તામાં સુરતના સ્ટેશન પર 'પાટીદાર યુવક મંડળ' તરફથી તેમનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો હતો. અમદાવાદ સ્ટેશન પર સન્માનકારિણી સભાના પ્રમુખ ડૉ. પીતાંબરદાસે ઘણા સંભવિત ગૃહસ્થો તથા વોલંટિયર્સ સાથે સત્કાર કર્યો હતો. તે પછી તેમને મોટરમાં બેસાડી સરઘસના રૂપમાં મુકામ પર લઈ જવામાં આવ્યા હતા. પરિષદનું કામ બપોરે બાર વાગ્યે સુરત 'પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ હાઉસ'ના વિદ્યાર્થીના સંસ્કૃત મંગલાચરણ સાથે શરૂ થયું હતું. તે પછી ડૉ. પીતાંબરદાસે પોતાનું સ્વાગત આપનારું સુંદર ભાષણ વાંચ્યું હતું અને તે પછી સુરત બોર્ડિંગના વિદ્યાર્થીઓએ શ્રીયુત વિહારીરચિત 'પધારો પધારો શ્રીયુત સમાજે ભલે પધાર્યા' એ સ્વાગત-

કાવ્ય સુસ્વરે ગાયા બાદ પ્રમુખપદ માટેની મુકાયલી દરખાસ્તને શ્રીમાન્ શંકરભાઈ જોરાભાઈ અમીન સૉલિસિટરના અનુમોદન પછી શ્રીમાન્ વિઠ્ઠલભાઈએ તાળીઓના અવાજ વચ્ચે પ્રમુખપદ સ્વીકારી પોતાનું વિદ્વત્તાભર્યું અંગ્રેજી ભાષણ વાંચ્યું હતું. જેનું ભાષાંતર આગળ છાપવામાં આવ્યું છે. પરિષદમાં શ્રીયુત નગીનદાસ સંઘવી, પ્રો. સ્વામિનારાયણ, પંડિત શંકરપ્રસાદ મિશ્ર, બાબુ મિથિલાશરણસિંહા, રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન વગેરેનાં ભાષણો પ્રોત્સાહક હતાં. તે ઉપરાંત દક્ષિણ આફ્રિકાની હાલત વિશે 'યુનાઈટેડ પાટીદાર સોસાઈટી'ના સેક્રેટરી અને 'પાટીદાર યુવક મંડળ'ના ઉપમંત્રી મિ. ભીખાભાઈ કસનજીએ હૃદયદ્રાવક આબેહૂબ ચિતાર ખડો કર્યો હતો. પરિષદમાં સુરત 'પાટીદાર યુવક મંડળ બોર્ડિંગ હાઉસ'ના વિદ્યાર્થીનાં રેસીટેશનો તથા સંવાદો પ્રેક્ષકોનું ધ્યાન ખેંચતાં હતાં. પરિષદનું ત્રણે દિવસનું કામ સંતોષકારક દેખાયું હતું, અને અમદાવાદ અને બહારના ઘણા લેઉઆ ઑફિસરોએ આ વખતે પરિષદમાં હાજરી આપી પોતાના જ્ઞાનનો સારો લાભ આપ્યો હતો. ઠરાવો નીચે પ્રમાણેના પસાર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧લો : બ્રિટિશ સરકાર પ્રત્યે રાજ્યભક્તિ**

આ પરિષદ બ્રિટિશ શહેનશાહના લાભ સારી રીતે સમજીને શહેનશાહ જ્યોર્જ તથા શહેનશાહ બાનુ મેરી તરફ પોતાની સંપૂર્ણ રાજ્યભક્તિ પ્રદર્શિત કરે છે, અને દેશને વધુ લાભ કરવા શક્તિમાન થાય એ સારુ તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે - રજૂ કરનાર પ્રમુખ.

**ઠરાવ ૨જો : ના. ગાયકવાડનો ઉપકાર**

શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજાએ પોતાના રાજ્યમાં ફરજિયાત કેળવણી અને બાળલગ્ન પ્રતિબંધક નિબંધો ઘડી પોતાની પ્રજાનું શારીરિક, માનસિક અને આર્થિક હિત કરવા પ્રયાસ આદર્યો છે તેને માટેનો આ પરિષદ તે નામદારનો અંતઃકરણપૂર્વક આભાર માને છે અને તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે. રજૂ કરનાર પ્રમુખ.

**ઠરાવ ૩જો : ખેતીવાડીની કૉલેજ**

કૂર્મી (પાટીદાર) કોમની આર્થિક અને ઔદ્યોગિક સ્થિતિ સુધરે એવા હેતુથી આ પરિષદ નામદાર સરકારને પ્રાર્થના કરે છે કે, ખેડૂતોના લાભ માટે ગુજરાતમાં મધ્ય સ્થળે કૃષિશાસ્ત્રની કૉલેજ સ્થાપવી. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર રા. રા. ભૂલાભાઈ પ્રાગજીભાઈ, ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ.



**ઠરાવ ૪થો : ખેતીવાડીનું શિક્ષણ**

આ પરિષદ નામદાર સરકારને પ્રાર્થના કરે છે કે, હિંદુસ્તાનના દરેક પ્રાંતના

જે જિલ્લામાં કૂર્મીઓની વસ્તી સારા જથ્થામાં હોય ત્યાં આગળ ખેતીવાડીની વર્નાક્યુલર નિશાળો સ્થાપવી તથા ગામડાંઓની નિશાળોના અભ્યાસક્રમમાં ખેતીવાડીનું શિક્ષણ દાખલ કરવું. રજૂ કરનાર તથા અનુમોદન આપનારા ડૉ. ઝવેરભાઈ નારણભાઈ, રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અને રા. લલ્લુભાઈ કિશોરદાસે ટેકો આપ્યો.

**ઠરાવ ૫મો : બાળલગ્નનો તિરસ્કાર**

આ પરિષદ બાળલગ્નના બૂરા રિવાજ તરફ તિરસ્કારની નજરથી જુએ છે અને જ્યાં સુધી બાળકો સ્વતંત્ર રીતે સાંસારિક બોજો ઉપાડી શકવા શારીરિક, માનસિક અને આર્થિક યોગ્યતા પ્રાપ્ત ન કરે ત્યાં સુધી દરેક કૂર્મી (પાટીદાર) બંધુએ પોતાનાં પુત્ર-પુત્રીના વિવાહ ન કરવા એવી ભલામણ કરે છે. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર રા. રા. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી, રા. રા. જેઠાલાલ સ્વામિનારાયણ, રા.રા. માણેકલાલ વકીલ, કુમાર શ્રી લાલસિંહજી, બાબુ મિથિલાશરણસિંહ, રા.રા. મકનજી ગોપાળજી, રા. રા. કાશીભાઈ વસ્તાભાઈ પટેલ, રા. રા. જુગલભાઈ દામોદરભાઈ.

**ઠરાવ ૬ઠ્ઠો : બાળલગ્ન સંબંધે ના. ગાયકવાડને અરજ**

હવે કડવા પાટીદાર કોમમાં સંખ્યાબંધ છૂટી તિથિએ લગ્ન થવા માંડ્યાં છે, તેથી શ્રીમંત મહારાજ સર સયાજીરાવ ગાયકવાડને આ પરિષદ પ્રાર્થના કરે છે કે, બાળલગ્ન પ્રતિબંધક નિબંધના આઠમા પેરેગ્રાફની (ક) કલમ રદ કરી કડવા પાટીદાર કોમને તે નિબંધ સર્વાંશે લાગુ પાડવો. રજૂ કરનાર તથા અનુમોદન આપનારા રા. રા. ચુનીલાલ વનમાળીદાસ (ભરૂચ), રા.રા. છગનલાલ પીતાંબરદાસ, રા. રા. હીરાલાલ વસંતદાસ, રા. રા. અમરતલાલ હરજીવનદાસ ભાવનગર, રા. રા. મોહનલાલ ત્રિભોવનદાસ.

**ઠરાવ ૭મો : ઉડાઉ ખર્ચોનો તિરસ્કાર**

આ પરિષદ મરણ પ્રસંગે તેમજ ઇતર પ્રસંગોએ થતા ઉડાઉ ખર્ચા તરફ તિરસ્કારની નજરથી જુએ છે અને તેવા અયોગ્ય ખર્ચ બંધ કરવા દરેક કૂર્મી (પાટીદાર) બંધુને ભલામણ કરે છે. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ, મિ. નગીનદાસ સંઘવી, રા. ભાઈલાલભાઈ જોરાભાઈ અમીન.


**ઠરાવ ૮મો : બોર્ડિંગ હાઉસોની સ્થાપના**

કૂર્મી (પાટીદાર) કોમમાં કેળવણીની અભિવૃદ્ધિ કરવા આ પરિષદ મધ્ય

સ્થળોએ વિદ્યાર્થી માટે બોર્ડિંગ હાઉસો સ્થાપવા અને સ્થપાયેલાં બોર્ડિંગ હાઉસોને મદદ આપી પુષ્ટ બનાવવા તમને ભલામણ કરે છે. રજૂ કરનાર તથા અનુમોદન આપનારા રા. ફૂલાભાઈ નરસિંહભાઈ વકીલ, રા. કલ્યાણજી વિ. મહેતા, બાબુ બદ્રિનારાયણસિંગ.

**ઠરાવ ૯મો : મફત અને ફરજિયાત કેળવણી**

કૃષિકારો હવે કેળવણીનો લાભ સંપૂર્ણ રીતે સમજતા થયા છે. તેથી આ પરિષદ નામદાર બ્રિટિશ સરકારને પ્રાર્થના કરે છે કે, સમસ્ત કૂર્મી (પાટીદાર) કોમનાં બાળકોને પ્રાથમિક કેળવણી મફત તથા ફરજિયાત આપવા વ્યવસ્થા કરવી. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર કુમારશ્રી લાલસિંહજી, પંડિત શંકરપ્રસાદ મિશ્ર, ગયાપ્રસાદસિંહ.

**ઠરાવ ૧૦મો : ગોપાલન**

આ પરિષદ દરેક કૂર્મી (પાટીદાર) બંધુને ગાય જેવા કૃષિ ઉપયોગી પ્રાણીનું પાલન કરવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને સરકારને ગૌવધ અટકાવવાની અરજ કરે છે. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર રા. રા. ગોકળદાસ કહાનદાસ (ઉપલેટા), રા. રા. મોતીભાઈ મથુરભાઈ, રા. દુલેરાય સી. અંજારિયા.

**ઠરાવ ૧૧મો : સંયુક્ત પ્રાંતમાં બેવડી ફીનો નિયમ**

આ પરિષદ એમ જાણીને દિલગીર થાય છે કે સંયુક્ત પ્રાંતમાં જે વિદ્યાર્થીને ઉપલા વર્ગમાં ન ચડાવવામાં આવ્યો હોય તે ફરીને તે જ વર્ગમાં શીખવા માગે તો તેની પાસેથી બેવડી ફી માગી શકાય તેવો નિયમ છે. માટે સંયુક્ત પ્રાંતની સરકારને નવા કેળવણી કોડમાં તે નિયમ રદ કરવાનાં પગલાં ભરવા વિનંતી કરે છે. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર, બાબુ રામાચરણ, બાબુ ઉમાચરણ.

**ઠરાવ ૧૨મો : દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની દુર્દશા**

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ ઉપર ગુજરતી હાડમારી તરફ આ પરિષદ ઘણી જ દિલગીરી જાહેર કરે છે અને સત્યાગ્રહની ન્યાયી લડત ચલાવનારા હિન્દવાસીઓ તરફ પોતાની સહાનુભૂતિ પ્રદર્શિત કરે છે; અને ઇંગ્લાંડના શહેનશાહને મધ્યસ્થ થઈ હિંદીઓની પીડા દૂર કરવા અરજ કરે છે. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર, રા. રા. ભીખાભાઈ કાનજી (જોહનસબર્ગ) રા. કુંવરજી વિ. મહેતા, રા. નગીનદાસ પુ. સંઘવી, બાબુ દોરીલાલ.



**ઠરાવ ૧૩મો : કૂર્મી ક્ષત્રિય મંડળ**

બાબુ મિથલાચરણસિંહે એકઠા મળેલા ભાઈઓને ઉક્ત સમસ્ત ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય એસોસીએશનના મેમ્બર થવા જેની ઇચ્છા હોય તેમણે ત્રણ વાગ્યા

સુધીમાં પોતાનાં નામ પ્રમુખ સાહેબને જણાવવા વિનંતી કીધી. દરખાસ્ત મૂકી તેને બાબુ ઉમાચરણે અનુમોદન આપ્યું. તે ઠરાવ સર્વાનુમતે પાસ થયો.

**ઠરાવ ૧૪મો : સ્થળ અને ગોળનો ભેદ**

આ પરિષદ દરેક કૂર્મી (પાટીદાર) બંધુને ભલામણ કરે છે કે સ્થળ અને ગોળના ભેદો દૂર કરી દરેક જ્ઞાતિબંધુ તરફ ભ્રાતૃભાવ અને સ્નેહની અભિવૃદ્ધિ કરવી. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર બાબુ મિથિલાચરણસિંહ, રા.રા. મોહનલાલ ત્રિભોવનદાસ.

**ઠરાવ ૧૫મો : ઑલ ઇંડિયા કૂર્મી ક્ષત્રિય એસોસીએશનના ઉદ્દેશોને મદદ**

ઑલ ઇન્ડિયા કૂર્મી ક્ષત્રિય એસોસીએશનના નિયમને અનુસરીને આ પરિષદના ઉદ્દેશોને ગુજરાતમાં ઉત્તેજિત કરવાના ઉપાયો લેવા સારુ નીચેના સદ્‌ગૃહસ્થોની એક કમિટી નીમવી. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર રા. રા. એમ. એચ. વકીલ, રા.રા. એસ. જે. અમીન.

**કમિટીના સભાસદો**

ઓ. મિ. વી. જે. પટેલ, મિ. એસ. જે. અમીન, મિ. એન. પી. સંઘવી, શેઠ જુગલદાસ દામોદરદાસ, પ્રો. જે. સી. સ્વામિનારાયણ, મિ. એમ. એચ. વકીલ, કુમારશ્રી લાલસિંહજી, શેઠ ચુનીલાલ વનમાળીદાસ, મિ. કુંવરજી વિ. મહેતા, મિ. ખુશાલદાસ ગોકળદાસ, રા. બા. નારાયણભાઈ લલ્લુભાઈ, મિ. વલ્લભભાઈ જે.પટેલ, મિ. જેઠાલાલ આદરભાઈ, મિ. ડાહ્યાભાઈ આદરભાઈ, મિ. અમૃતલાલ હરજીવનદાસ, મિ. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ, મિ. કાશીભાઈ વસ્તાભાઈ, મિ. સાકરલાલ એચ. પરીખ, મિ. મોહનલાલ ત્રિભોવદાસ, ડૉ. ભગવાનદાસ નાનાભાઈ, મિ. ભૂલાભાઈ પ્રાગજીભાઈ, મિ. મકનજી ગોપાળજી, ડૉ. ઝવેરભાઈ નારાયણભાઈ, શેઠ સોમનાથ ભૂદરદાસ, ડૉક્ટર પીતાંબરદાસ કુબેરદાસ, શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ, મિ. ચંદુલાલ બહેચરલાલ, મિ. ગોરધનદાસ કહાનદાસ, શેઠ કેશવલાલ જીવાભાઈ, મિ. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ, શેઠ મફતલાલ ગગલભાઈ, મિ. હીરાલાલ વસંતદાસ, મિ. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ, શેઠ ચીનુભાઈ જુગલદાસ, મિ. નંદુલાલ મંછારામ, મિ. જેઠાભાઈ અમરતલાલ, મિ. છોટાભાઈ જેઠાભાઈ, મિ. ભાઈલાલ સારાભાઈ.



**ઠરાવ ૧૬મો : સભાસદોની નિમણૂંક**

આ પરિષદ નીચેના સદ્‌ગૃહસ્થોને સમસ્ત ભારતવર્ષીય કૂર્મી (ક્ષત્રિય) એસોસીએશનના મેમ્બરો નીમે છે. રજૂ કરનાર તથા અનુમોદન આપનાર બાબુ દોરીલાલ, મિ. જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ.

## ઠરાવ ૧૭મો : કાર્યવાહકોની નિમણૂંક

બાબુ નંદલાલે દરખાસ્ત કરી તેને બાબુ દીપચંદે અનુમોદન આપ્યું કે, ઉક્ત એસોસીએશનની એક્ઝીક્યુટિવ કમિટીના ઑફિસ-બેરર અને કાર્યવાહકો સભાસદો નીચે પ્રમાણે નીમ્યા છે :

૧. પ્રેસિડન્ટ-ઑનરેબલ મિ. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, બેરિસ્ટર, વાંદરા, મુંબઈ.

૨. વાઈસ પ્રેસિડન્ટ - બાબુ મિથિલાશરણસિંહ, બી.એ., બી. એલ. બાંકીપુર, શેઠ નારાયણપ્રસાદ વર્મા, બાબુ રામપ્રસાદ સચન, પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ એમ. એ.

૩. સેક્રેટરી - બાબુ ઉમાચરણ બી.એ., એલ.એલ.બી.

૪. આસિસ્ટંટ સેક્રેટરી - બાબુ રામાધીન, બાબુ દોરીલાલ, બાબુ મુરતલાલસીંગ, રા. હીરાલાલ.

૫. ટ્રેઝરર - બાબુ રણજિતસીંગ

૬. ઑડિટર - બાબુ દીપનારાયણસીંગ, રામમીનુગ્રહ નારાયણ સીંગ

૭ બૅન્કર - બૅન્ક ઑફ બંગાલ

## એકઝીક્યુટિવ કમિટીના સભાસદોનાં નામ

રા. સા. જનકધારીલાલ, ચૌધરી બૈજનાથ પ્રસાદ, બાબુ જંગબહાદુરસીંગ મુખત્યાર, બાબુ રઘુનંદનસીંગ, બાબુ મીત્રલાલ વેપારી, બાબુ ગોવરધનસીંગ, બાબુ રાજબંસીસીંગ, બાબુ. દેવીપ્રસાદસીંગ ચૌધરી, રાયસાહેબ બિહારીલાલ, ઠાકુર બળદેવસીંગ જમીનદાર, બાબુ ગુરુપ્રસાદ, બાબુ જનબહાદુરસીંગ ઠાકોર, રામસીંગ જમીનદાર, બાબુ જગન્નાથપ્રસાદ, બાબુ ભગવાનદીન ઠાકુર, જગમોહનસીંગ, બાબુ શિવદયાલસીંગ, બાબુ બુધરામ, લાલા બૈજનાથ, બાબુ નંદલાલ, બાબુ માતાપ્રસાદ, બાબુ ખુશીરામ, બાબુ બેચેનસીંગ, ચૌધરી ગોકલપ્રસાદસીંગ, બાબુ જેજેરામ, બાબુ દીપચંદસીંગ, બાબુલાલ ટ્રેઈટર, બાબુ રામખેલવાનસીંગ, બાબુ શિવપ્રસાદ, બાબુ ગુલસારી, બાબુ રૂપકિશોરસીંગ, લાલા ઝમનલાલ, બાબુ જેહાગરશાહ, બાબુ તુલારામ, બાબુ ભોલાપ્રસાદ, બાબુ હીરાલાલસીંગ, કાલિદાસ મોહનલાલ, જુગલદાસ દામોદરદાસ, કેશવલાલ જીવાભાઈ, નગીનદાસ પુ. સંઘવી, ચીમનભાઈ જુગલદાસ, સોમનાથ ભૂદરદાસ, વલ્લભભાઈ બેરિસ્ટર, ભાઈલાલ સારાભાઈ, કુમારશ્રી લાલસિંહજી, માણેકલાલ વકીલ, ડૉ. પીતાંબરદાસ કે. પટેલ, સાકરલાલ એચ. પરીખ, કુંવરજી વિ. મહેતા.

**પરિષદના કામકાજનો ઉપસંહાર**

ઉપરના ઠરાવો પાસ થયા પછી રા.રા. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ સોમવારની છેલ્લી બેઠકમાં એક નમૂનેદાર ભાષણ કરીને પરિષદની પૂર્ણાહુતિ કરી હતી.

**લેઉઆ ભાઈઓમાં ફંડ માટે અરજ**

ત્યાર પછી રા. કાશીભાઈ વસ્તાભાઈ પટેલ બોરસદના ફર્સ્ટક્લાસ મૅજિસ્ટ્રેટ સાહેબે લેઉઆ ભાઈઓમાં એક ફંડ એકઠું કરવાની સૂચના કીધી હતી.

પ્રમુખ સાહેબે પૂર્ણાહુતિમાં પોતાના તરફનું ભાષણ કરીને પરિષદની સમાપ્તિ કીધી હતી.

**દસમી સમસ્ત ભારત કૂર્મીય ક્ષત્રિય મહાસભા (લખનૌ)**

તા. ૨૭, ૨૮, ૨૯ ડિસેમ્બર ૧૯૧૫

લખનૌ શહેરના જ્ઞાતિબંધુઓની તા. ૧૦મી અને ૧૪મી ઑક્ટોબરે સદરહૂ મહાસભા ત્યાં ભરવા માટે મીટિંગ મળી હતી. તેમાં સર્વાનુમતે તે સભાની દસમી બેઠક લખનૌ શહેરમાં આવતી નાતાલના તહેવારમાં તા. ૨૭, ૨૮, ૨૯ ડિસેમ્બર ૧૯૧૫ના દિવસોએ ભરવાનું ઠરાવવામાં આવ્યું છે. લખનૌ શહેરમાં **રાયબિહારીલાલ સાહેબના અધ્યક્ષપણા નીચે સ્વાગત કમિટી પણ નિર્માણ થઈ છે.** આનંદદાયક સમાચાર તરફ ગુજરાતના પાટીદારોનું ધ્યાન ખેંચી તેમાં ભાગ લેવા તેમને વિનંતી કરવામાં આવે છે.

કૂર્મી પાઠશાળા બિલ્ડિંગ — આપનો સ્નેહાધિન
લખનૌ — ભગવાન દીન
તા. ૧૮ ઑક્ટોબર ૧૯૧૫ — આસિસ્ટન્ટ સેક્રેટરી
કુ. ક્ષત્રિય - મહાસભા

(સમાચાર ૩૪૩, કડવા વિજય ૧૯૧૫ ઑક્ટોબર, પુસ્તક ૮મું, પાન અંક ૧૦મો, અધિપતિ મોતીલાલ કાલિદાસ, તંત્રી, પુ. લા. પરીખ, વીરમગામ)

**સમસ્ત ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય મહાસભા દશમો મહોત્સવ**

આ સભાનો વાર્ષિક મેળાવડો વડોદરાનરેશના બન્ધુ શ્રીમંત સમ્પતરાવ ગાયકવાડ F.R.S.L.F.R.G.S. બેરિસ્ટરના અધ્યક્ષપણા નીચે તા. ૨૭, ૨૮, ૨૯ ડિસેમ્બર સને ૧૯૧૫ના ત્રણ દિવસોએ લખનૌ ખાતે થયો હતો. તા. ૨૬મીએ મે. પ્રમુખ સાહેબ પોતાના રસાલા સાથે સ્ટેશને આવી પહોંચતાં સન્માનકારિણી સભાના સભ્યો તથા સ્વયંસેવકોએ તેમને જયઘોષથી વધાવી લીધા હતા. પુષ્પની

વૃષ્ટિથી ગાડી ચિક્કાર ભરાઈ ગઈ હતી. સ્ટેશન બહાર તેઓશ્રી માટે ચાર ઘોડાની ગાડી તૈયાર રાખી હતી. તેના ઘોડા છોડી નાખી સ્વયંસેવકોએ ગાડીને પ્રમુખ સાહેબના ઉતારા સુધી ખેંચી પોતાનો અદ્‌ભુત ભાવ પ્રદર્શિત કર્યો હતો. બીજે દિવસ તા. ૨૭મીએ કામની શરૂઆત થવાની હતી. સભાસ્થાન ૩૦૦૦ પ્રતિનિધિઓથી ચિક્કાર ભરાઈ ગયું હતું અને મે. પ્રમુખ સાહેબ પધારતાં તેઓએ ઊભા થઈ જયઘોષથી તેમને વધાવી લીધા. પુલ્પીટ પર બેઠક લીધા પછી મે. પ્રમુખસાહેબને સન્માનકારિણી સભાના ચેરમેને સોનેરી રૂપેરી હાર પહેરાવ્યા હતા.

શરૂમાં વેદમંત્રો આદિ સંગીતથી ઈશ્વરસ્તુતિ થયા બાદ મે. પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ અંગ્રેજીમાં વાંચ્યું હતું. બાદ દેવીપ્રસાદસિંહજીએ શાસ્ત્રનો અને ઈતિહાસના ઘણા સારા આધારોથી કૂર્મી ક્ષત્રિયત્વ પ્રતિપાદન કર્યું હતું અને પદ્ધતિસર નીચે મુજબ ઠરાવો થયા હતા :

૧. લખનૌ ખાતે મળેલ આપણી દસમી બેઠકમાં પધારેલ સઘળા પ્રતિનિધિઓ પરંપરાની રાજભક્ત જ્ઞાતિ તરફથી ના. બ્રિટિશ સરકાર પ્રત્યે પોતાના ખરા જીગરની રાજભક્તિ પ્રદર્શિત કરે છે, કે જે રાજના પવિત્ર રાજ્યછત્ર નીચે આપણે સ્વતંત્ર હોઈ આપણી ઉન્નતિના સઘળા રસ્તાઓ સરળતાથી પ્રયોજી શકીએ છીએ.

૨. ગ્રેટબ્રિટન અને મિત્ર રાજ્યોનો સત્વર વિજય થાય તે માટે આ સભા ખરા જીગરની લાગણીથી સર્વશક્તિમાન પિતાને પ્રાર્થના કરે છે.

૩. બાળલગ્ન એ જ્ઞાતિમાં ઘણી રીતે નુકસાનપૂર્વક હોવાથી સને ૧૯૧૧ની તા. ૨૭મીએ ઈટાવા મુકામે મળેલી સભાનો ઠરાવ આ બેઠક ફરીથી તાજો કરે છે. એટલે કે છોકરા-છોકરીની લગ્ન કરવા યોગ્ય વય ૨૦ અને ૨૩ વર્ષથી ઓછી હોવી જોઈએ નહીં.

૪. લગ્ન અને બીજાં ટાણાંમાં થતા ઉડાઉ ખરચા જ્ઞાતિને નુકસાનકારક હોવાથી તેવા ખરચા કમી કરવા આ સભા ઠરાવ કરે છે.

૫. એક વગવાળી કમિટીની દેખરેખ નીચે સમસ્ત ભરતખંડમાં વસતા જુદા જુદા જથ્થાના કૂર્મી ક્ષત્રિયોની વસ્તી, કેળવણી, ધંધો, ભાષા વગેરેની સ્થિતિ બતાવનારી એક સંપૂર્ણ ડિરેક્ટરી તૈયાર કરાવવા આ સભા ઠરાવ કરે છે.

૬. આપણી સભા તરફથી કૉલેજોમાં ભણતા સ્વજ્ઞાતીય વિદ્યાર્થીઓને અપાતી માસિક રૂ. ૫ની સ્કૉલરશિપને બદલે કૉલેજના પહેલા અને બીજા વર્ષ સુધી ૮-૮, ત્રીજા અને ચોથા વર્ષ સુધી ૧૦-૧૦ માસિક આપવા આ સભા ઠરાવ કરે છે.



૭. પોતાનો સંપૂર્ણ વખત રોકી સભાનું કામકાજ કરી શકે તેવો રૂ. ૨૫ સુધીનો પગારદાર આસિસ્ટંટ સેક્રેટરી રાખવા આ સભા ઠરાવ કરે છે.

૮. વિદ્યાવૃદ્ધિ અને આધુનિક વિજ્ઞાનપદ્ધતિની ખેતીવાડીથી આપણી જ્ઞાતિની ઉન્નતિના સતત પ્રયાસ કરવા માટે આ સભા શ્રીમાન મહારાજા ગાયકવાડ સરકાર (વડોદરા)ને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપે છે.

૯. લખનૌની કૂર્મી પાઠશાળાનું કામ પદ્ધતિસર ચાલતું હોવાથી આ સભા તેને પોતાની સંસ્થા તરીકે સ્વીકારે છે અને તેની સદૈવ ભાવિ ઉન્નતિ ચાહે છે.

૧૦. આપણી જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિની જરૂરિયાત હોવાથી પોતાનો ધર્મ સમજી શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવા આ સભા સઘળા બન્ધુઓને આગ્રહ કરે છે.

આ ઠરાવ થયા પછી આગ્રાનિવાસી શ્રીમાન્ લાલા નન્હુપ્રસાદજીએ આવતી બેઠક આગ્રામાં રાખવા લેખી આમંત્રણ કર્યું હતું; જે ધન્યવાદ સાથે સ્વીકારવામાં આવ્યું. બાદ અમદાવાદની બેઠક વેળા થયેલા ૧૪મા ઠરાવ મુજબ જુદા જુદા ભાગમાં વસતા કૂર્મી ક્ષત્રિયોમાં અન્યોન્ય પ્રેમ તથા ભ્રાતૃભાવની લાગણી વધારવા ઠરાવ થયો હતો. બાદ સભાની કમિટી સારુ શ્રીમંત સંપતરાવ ગાયકવાડ સંરક્ષક; બાબુ મિથિલાશરણસિંહજી સભાપતિ, બાબુ કીમલ ચૌધરી ઉપસભાપતિ, અને બાબુ રમાચરણજી અને લાલા નન્હુપ્રસાદજીને સભાસદો તરીકે નિયત કરવામાં આવ્યા હતા. કૂર્મી ક્ષત્રિય પાઠશાળાના વિદ્યાર્થીઓ, વાદવિવાદ કરી કેટલીક કવિતાઓ અને શ્લોકો બોલ્યા હતા. મે. પ્રમુખ સાહેબના હાથે તેમને ઈનામ આપવામાં આવ્યાં હતાં, છેવટે ના. બ્રિટિશ સરકારનો ઉપકાર માની સન્માનકારિણી સભાએ ઉઠાવેલ સેવા માટે ધન્યવાદ આપી સભા વિસર્જન થઈ હતી. મે. પ્રમુખ સાહેબના હાથે તેમને ઈનામ આપવામાં આવ્યાં હતાં, છેવટે ના. બ્રિટિશ સરકારનો ઉપકાર માની સન્માનકારિણી સભાએ ઉઠાવેલ સેવા માટે ધન્યવાદ આપી સભા વિસર્જન થઈ હતી. મે. પ્રમુખસાહેબ અને દેશપરદેશના સંભવિત પ્રતિનિધિઓના ગ્રૂપનો તથા વોલંટિયર્સના જુદા જુદા ફોટા લીધા હતા.

(કડવા વિજય, જાન્યુ. ફેબ્રુ. ૧૯૧૬, પુસ્તક : ૯ - અંક ૮, ૯, પાન ૮, ૯, ૧૦. તંત્રી : પુ. પરીખ, વીરમગામ)

## છેલ્લા ડિસેમ્બરમાં આગ્રામાં ભરાયેલી ઑલ ઈન્ડિયા કૂર્મી ક્ષત્રિય કોન્ફરન્સની અગિયારમી બેઠકના પ્રમુખ રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ બી. એ., એલએલ.બી. બાર-એટ-લૉનું ભાષણ



બન્ધુઓ,

હિન્દુસ્તાનમાં અતિ મહત્ત્વ ધરાવનારી કોમના આ કોન્ફરન્સના પ્રમુખ તરીકે મને આમંત્રણ કરવાથી તમે મને મોટા ઉપકાર નીચે મૂક્યો છે. જો કે મારી

સંપૂર્ણ ખાત્રી છે કે આ જવાબદારીનું કામ મારા કરતાં વધારે સારા માણસને સોંપી શકાત. તો પણ જ્યારે મને તમારી આજ્ઞા થઈ ત્યારે મને લાગ્યું કે, જો હું આનાકાની કરું તો મારી ફરજ બજાવવામાં પાછળ પડું છું, અને આમ સમજીને હું તમારી પ્રબળ ઈચ્છાને આધીન થયો છું. તમારી સહાયતાથી મને આશા છે કે, હું આ મહત્ત્વની જવાબદારી કંઈક અંશે સહેલાઈથી બજાવી શકીશ.

અર્વાચીન હિંદુસ્તાનના ઈતિહાસના એક અતિ સાધારણ વખતે આપણે આ કોન્ફરન્સમાં એકઠા થઈએ છીએ. આ એવા દિવસો છે કે જે વખતે આપણી સઘળાની દૃષ્ટિ આપણા ભૂતકાળ તરફ સચિંતપણે ચોંટી છે. જેથી આપણે આપણું ભવિષ્યનું સ્વરૂપ રચવાને આપણા જ્વલંત વારસાનું સામર્થ્ય માપી શકીએ. આપણી કલ્પનાશક્તિ આપણને અતિ પ્રાચીન સમયમાં લઈ જાય છે. જે વખતે આપણા બાપદાદાઓએ મહારાજ્યો સ્થાપ્યાં હતાં, અને વિશાળ દેશો ઉપર હકૂમત ચલાવી હતી; અને તે હકૂમત એમના ડહાપણ અને આત્મસંયમથી ચલાવી હતી કે જેથી મનુષ્ય જાતિ, ગણિતશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને લલિતકળાઓનાં અને વિજ્ઞાનશાસ્ત્રનાં જ્ઞાનનો એટલો બધો કિંમતી ખજાનો ઉત્પન્ન કરી શકી, કે અર્વાચીન પ્રજાઓ આપણા દેશે ભૂતકાળમાં દુનિયાની જે મહાન સેવાઓ બજાવી છે તેનો મુક્તકંઠે આભાર સ્વીકારે છે.

જ્યારે આપણે મહાભારત અને રામાયણનો આપણો પ્રજાકીય ઈતિહાસ વાંચીએ છીએ ત્યારે રાજાની ફરજોનાં અને તેમના તરફ વફાદારી પ્રજાનાં અપ્રતિમ દૃષ્ટાંતોથી ભરપૂર ઉમદા જીવનના ઉત્સાહ પ્રેરનારા પ્રસંગોથી આપણાં હૃદયો ઊછળે છે. પ્રેમ-શૌર્યથી અંકિત પતિઓ અને અસાધારણ પતિભક્તિવાળી પત્નીઓનાં ચરિત્રોથી, માબાપના અપ્રતિમ વાત્સલ્યભાવથી અને તેટલાં જ પુત્રપુત્રીઓનાં આત્મત્યાગથી ભરેલાં ઉમદા ચરિત્રોથી આ ઈતિહાસો ભરેલા છે. અને આ ઉપરાંત તેઓ જે મહાન ઋષિઓએ આખા જગતના કલ્યાણ અને પ્રગતિ માટે વિચારો કરવામાં પોતાનાં જીવન ગાળેલાં, તેમના જીવનનાં ચરિત્રો આપણી ભાવનાસૃષ્ટિ સામે ખડાં કરે છે. અહીં આપણને એવા જનસમાજનું ચિત્ર મળે છે કે, જે આત્મસંયમવાળા સ્વાતંત્ર્યના શુદ્ધ વાતાવરણમાં પોષાતાં અને કાર્યોમાં ધર્મના પવિત્ર નિયમોથી પ્રેરાયેલાં, મર્દાનીભર્યા ઉત્સાહ અને સુદૃઢ નિયમોને આધારે રચાયેલું અને સાદું હતું. તેઓની મહત્ત્વાકાંક્ષાઓ ઉમદા હતી અને તેમની સેવાઓ તેમનાં જનસમાજનાં કાર્યો - ખરા દિલનાં અને બહારના દેખાવ વિનાનાં હતાં. તેઓ પોતાના પાડોશીઓને માટે અને પોતાને માટે પ્રીતિથી શ્રમ કરતાં; અને તેમનું ચારિત્ર્ય બધી રીતે એટલું બધું ઉચ્ચ હતું કે, આજુબાજુની દુનિયા

તેમની વાજબી રીતે પુષ્કળ સ્તુતિ કરતી. આવા ઉત્સાહી અને નિષ્કલંક સમાજમાં આબાદી ફેલાય એ દેખીતું જ છે, અને આથી આપણા દેશની દોલત ન માની શકાય એટલી બધી અઢળક હતી.

કેટલાક સહજ પ્રશ્ન કરશે કે આવું સ્વપ્ન જેવું ભૂતકાળનું ચિત્ર યાદ આપવાથી લાભ શો ? હું જવાબ આપું છું, કે પ્રજાઓ જ્વલંત દેશાભિમાનના પવિત્ર અગ્નિથી જ ઉત્સાહિત થાય છે; અને દેશાભિમાન હંમેશાં યશસ્વી ભૂતકાળ-પ્રજાના પ્રાચીન ઇતિહાસ ઉપર જ રચાય છે. જે પ્રજાને પ્રાચીન સમયમાંથી ઉત્સાહ આપે એવું કંઈ હોતું નથી, તેઓ ભવિષ્યમાં મહાન થાય એ અનિશ્ચિત છે. આમ ઊછરતું હિન્દુસ્તાન આ જ માત્ર સ્વપ્નસૃષ્ટિમાં મજા માનતું નથી. સ્વદેશાભિમાનનો પવિત્ર પ્રજ્વલિત અગ્નિ ચોમેર વાતાવરણમાં શુદ્ધિ પ્રસરાવી રહ્યો છે; અને એક વાર હિન્દુસ્તાન બીજી પ્રજાઓમાં જે મોટો દરજ્જો ધરાવતું હતું તેનું યુવાન વર્ગને ચોખ્ખું દર્શન થયું છે. તેને સહજ સવાલ થાય છે કે, એક વખતે જે હિન્દ આવું મહાન હતું તેને શું હંમેશને માટે આટલું બધું નીચું રાખી શકાશે ? યુવાન વર્ગની મહેચ્છાઓ એટલી બધી પ્રદીપ્ત થઈ છે કે તેને દાબી દેવી એ હવે અશક્ય છે. આ સઘળાના પરિણામરૂપે આખા વરસ દરમ્યાન થતી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચોમેર થઈ રહેલી જોવામાં આવે છે, અને તેમાંયે આ અઠવાડિયે અગત્યના દરેક વિષયોમાં સુધારા કરવા માટે થતી પ્રજાકીય ચળવળથી ભરપૂર હોય છે. 'હિન્દી રાષ્ટ્રીય પરિષદ', રાજકીય સુધારા સમ્બન્ધે એકત્ર બનેલા હિન્દની લાગણીઓ અને ઇચ્છાઓ હિમ્મતથી જાહેર કરી રહી છે. ચાલુ જમાનાના ઔદ્યોગિક અને આર્થિક પ્રશ્નો સમ્બન્ધે 'ઔદ્યોગિક કોન્ફરન્સ' પ્રયાસ કરી રહ્યું છે અને સમાજસુધારકો પોતપોતાની રીતિએ સામાજિક સવાલો સમ્બન્ધી લોકમત કેળવવાને પ્રયત્ન કરી રહ્યા છે. આ સઘળી પ્રવૃત્તિઓમાં આપણા દેશના બન્ધુઓની સાર્વદેશિક પ્રગતિમાં જે કૃત્રિમ અડચણો વિઘ્ન કરી રહી છે તેને તોડી પાડવી એ મુખ્ય અને સર્વવ્યાપી સિદ્ધાંત કામ કરી રહ્યો છે.

આત્મસંયમ અને સ્વાતંત્ર્ય આ ચળવળના મુદ્રાલેખ છે. આપણા ચળકતા ભૂતકાળના ઇતિહાસનાં જ્ઞાન અને અભિમાન લેવા યોગ્ય જે ઉચ્ચ વારસો  આપણને મળ્યો છે તેને યોગ્ય આપણું ભવિષ્ય બનાવવાની આપણી મહત્ત્વાકાંક્ષા ફલીભૂત થવાની આપણી શ્રદ્ધામાંથી ઉદય પામતા ચળકતા દર્શનનું પરિણામ ચળવળ છે.

નાની મોટી દરેક કોમ, પાવન કરતા આ અગ્નિની અસરમાં આવી ગઈ

છે, અને દરેક વિવિધ પ્રકારે પોતાની લાગણીઓ જાહેર કરી રહી છે. આ અસરથી આપણી કૂર્મીક્ષત્રિય કોમ પણ ચળવળ કરી રહી છે, તે બતાવી આપે છે કે, યુવાન હિન્દનો જુસ્સો આપણા દેશના હૃદયપ્રદેશના ઠેઠ ઊંડા મધ્યભાગમાં પ્રવેશી ગયો છે.

આખા દેશમાં ફેલાયેલી અને ત્રણ કરોડ કરતાં વિશેષ સંખ્યા ધરાવતી આપણી કોમ, મધ્યમ વર્ગની અને હિન્દની સ્વાભિમાની અને ગામડામાં રહેતી ખેડૂત કોમની બનેલી છે અને તેઓ રામ, અર્જુન, યુધિષ્ઠિર વગેરેને જે લડાયક અને પ્રખ્યાત કોમોએ ઉત્પન્ન કર્યા હતા તેમના જ વંશજો છે. હિન્દના પ્રજા વર્ગના સ્તંભરૂપ કૂર્મીક્ષત્રિયો ગણી શકાય તેમ છે અને દેશના રાજદ્વારી તેમજ સામાજિક વિકાસમાં તેઓની અગત્ય વિશે જેટલું કહીએ તેટલું ઓછું જ છે. આ કોમનો દરેક માણસ એક વાર લડવૈયાનું કાર્ય કરતો હતો, અને મુશ્કેલીના સમયમાં જે પોતાના દેશના બચાવ માટે લડાઈમાં રોકાતો હતો તે લડાઈનો જમાનો વીતી જતાં ધીમે ધીમે કાયદાને અનુસરનાર અને શાન્તિપ્રિય ખેડુ તરીકે દેશમાં સ્થિતિ કરી રહ્યો છે; જો કે, અનેક જમાના પછી અત્યારે પણ પોતાની કોમનો જુસ્સો સાચવી રાખ્યો છે. મધ્યકાળના અંધકાર સમયે જ્યારે ઉત્તર હિંદુસ્તાન પરદેશી ચઢાઈઓથી નિર્દયપણે છિન્નભિન્ન થતું હતું અને જ્યારે પરસ્પર વિરોધી લૂંટારાઓ દેશના સુંદર ભાગોને પાયમાલ કરી રહ્યા હતા ત્યારે આ કૂર્મી ક્ષત્રિયો રાજદ્વારી બાબતમાં પછાત પડી ગયા. જો કે જ્યાં જ્યાં તેઓ રહ્યા ત્યાં ત્યાં નાની ગ્રામપંચાયતોમાં આગેવાની સાચવી રાખી, તેમણે પોતાનો ક્ષાત્ર-સ્વભાવ હજુ સુધી જાળવી રાખ્યો છે. મુગલ શહેનશાહીમાં જ્યારે દેશમાં રાજકીય પરિસ્થિતિ સુધરી અને શાન્તિ ફેલાઈ ત્યારે પાછી તેઓની સ્થિતિ સારી થઈ, અને મરાઠા મહારાજ્યના ઉદય સાથે દેશની રાજદ્વારી પ્રવૃત્તિઓમાં તેઓ ભાગ લેવા લાગ્યા હતા. બ્રિટિશ સત્તાના ઉદય પછી આ સ્વાભિમાની કોમને લડાયક જુસ્સો બતાવવાનો પૂરતો અવકાશ ન મળતાં તેઓ પાછા માત્ર ગામડાંના 'પટેલ'ની સ્થિતિએ ઊતરી પડ્યા. ત્યાર પછીથી અત્યાર સુધી તેમના તરફ વધતી ઓછી ઉદાસીનતા બતાવવામાં આવી છે અને બીજી કોમોની સ્પર્ધામાં તેઓ લગભગ ઘણો લાંબો વખત સુધી જમીન સાથે જકડાઈ રહ્યા છે.



આવી રીતે આખા હિન્દ દેશમાં ફેલાયેલી અને પ્રાચીન પ્રખ્યાત ક્ષત્રિય યોદ્ધાઓની કોમોમાંથી ઊતરી આવેલી આ કૂર્મી ક્ષત્રિય કોમ સૈકાઓના વિવિધ પ્રકારના અસ્તોદય પછી પાછી ચંચળ અને ઉત્સાહવાળી થઈ છે અને સર્વ દિશામાં સુધારા કરવાને આગ્રહ જણાવવા લાગી છે; આ એક જમાનાનું શુભ ચિહ્ન છે.

આખો હિન્દ આવી કોમનો અવાજ ઘણી ખુશીથી સાંભળશે બલકે સાંભળીને ઘણો ખુશ થશે; કારણ કે તમારો અવાજ કંઈ હાલમાં બહુ નિંદાતા મૂઠીભર કેળવાયેલા વર્ગનો અવાજ નથી. પણ તમે તો આખા દેશના મહેસૂલનો ત્રીજો ભાગ આપનાર જમીન સાથે જડાયેલા ખેડૂતવર્ગના પ્રતિનિધિરૂપે તમારો અવાજ મોકલો છો; અને કહો છો કે તમે કેળવાયેલા હિન્દીઓની સઘળી રાજદ્વારી અને સામાજિક પ્રવૃત્તિઓને સંપૂર્ણ રીતે પસંદ કરો છો, અને તેને ટેકો આપો છો. જો કે હાલ તુરત તમારી પોતાની પ્રવૃત્તિઓ મુખ્યત્વે તમારી કોમને લગતા સુધારા કરવામાં જ ગૂંથાયેલી છે. જેઓ કેળવણીમાં આપણા કરતાં આગળ પડતા છે તેમની સાથે આપણો એકમત છે અને રાજદ્વારી સુધારા કરવા માટે તેઓ જે કંઈ કરી રહ્યા છે તેમાં આપણો સંપૂર્ણ ટેકો છે.

આપણે સંપૂર્ણ રીતે સમજીએ છીએ કે, આ દેશમાં વસતા બીજા બધાઓના અને આપણા સ્વાર્થો એક છે અને સામાન્ય પ્રગતિનાં કાર્યમાં આપણે કેળવાયેલા હિન્દીઓને આપણા પ્રતિનિધિ તરીકે સ્વીકારીએ છીએ; આટલા માટે આખા હિંદના કૂર્મી ક્ષત્રિયોની આ અગિયારમી બેઠક દેશને માટે મોટી મહત્ત્વની છે.

આ કોમમાં ત્યારે કયા સુધારાની ખાસ જરૂર છે ? તમે વફાદાર શહેરીઓની જવાબદારીઓ માથે લેવાને યોગ્ય થવા પ્રયત્ન કરી રહ્યા છો અને તેમ કરવામાં સમાજમાં એક વાર જે ઊંચો દરજ્જો તમે ધરાવતા હતા તે સંભાળી લેવાની તમારી મહત્ત્વાકાંક્ષા છે. આમ હોઈને તમારા કાર્યક્રમમાં કેળવણીને અગ્રસ્થાન આપવાથી તમે સઘળાં દુઃખોનું કારણ બરાબર શોધી કાઢ્યું છે. કેળવણીનું ઊંડે પ્રવેશી જતું તે જ તમારી સુધારણાના સઘળા રસ્તાઓ તમારી પાસે ખુલ્લા મૂકશે અને જો તમે સુખી થવાને દૃઢ નિશ્ચયવાળા હશો તો તમારા રસ્તામાં કોઈ આડે આવી શકનાર નથી; કારણ કે કાર્યશક્તિનું બળ તો તમારામાં છે જ. આ હેતુને માટે છૂટાંછવાયાં થોડાંઘણાં વિદ્યાર્થીઆશ્રમો અને છૂટાંછવાયાં ગામડાંઓની થોડીઘણી શાળાઓ પૂરતાં સાધન નથી. જો આપણી વિશાળ કોમે પોતાની ઊંઘમાંથી જાગૃત થવું હોય તો દૂરમાં દૂર અને ખૂણામાં આવેલા દરેક ગામના દરેક ઘરમાં જ્ઞાનરૂપી પ્રકાશનું કિરણ પ્રવેશ પામવું જોઈએ. અને જે માનસિક બળની મદદથી મનુષ્યો પોતાની જાતે વિચારતાં એ પોતે કરેલા ઠરાવો પ્રમાણે આચરતાં શક્તિમાન્ થાય છે. બિનકેળવાયેલો અને જડ માણસ મૂગાં ઢોરની પેઠે, બીજાઓ જેમ કહે તેમ ગુલામ પેઠે વર્તે છે; અને શરીરમાં ગમે તેવો હૃષ્ટપુષ્ટ અને મજબૂત હોવા છતાં, તેને સ્વાર્થી લોકો પોતાના સ્વાર્થો પાર પાડવાને ગમે તેમ ખેંચી જાય છે. હાલમાં તમારામાં ઘણા આવી દયામણી સ્થિતિમાં આવી

પડ્યા છે. તેમાંથી મુક્ત થવાને, તમારે આ અજ્ઞાનરૂપી રાક્ષસની સામે ઉગ્ર યુદ્ધ ચલાવવાનું છે. જો તમે માનસિક સ્વાતંત્ર્ય નહિ મેળવો તો શરીર સ્વાતંત્ર્ય મળવું અશક્ય છે.

તમારે એ ધ્યાનમાં રાખવાનું છે કે, જે અર્થમાં હું કેળવણી શબ્દ વાપરું છું તે પ્રમાણે માત્ર લેખનવાચન એ કેળવણી નથી. બેશક વાચનલેખન એક જાતનું આપણા હાથમાં રહેલું પહેલું સાધન થઈ પડે. પણ તેટલાથી કેળવણીની પરિસમાપ્તિ થતી નથી. અક્ષરજ્ઞાન સિવાય પણ તમે કેળવણી મેળવી શકો. સઘળી જાતનાં નઠારાં બંધનોમાંથી તમને મુક્ત કરનાર સબળ સાધનરૂપી કેળવણીનો, ઈશ્વરદત્ત વિવેક અને વિચારશક્તિઓનો ઉપયોગ કરનાર ટેવ-અભ્યાસ છે. વિચારશક્તિ મનુષ્યના હાથમાં એક અદ્‌ભુત શસ્ત્ર છે; તેના વડે તે તોફાની સ્વભાવને વશ વર્તાવી શકે છે, અને જો તેનો બરાબર ઉપયોગ થાય તો મનુષ્ય બદલાઈને આ પૃથ્વી ઉપર જ ઈશ્વરરૂપ બની જાય છે. આ શક્તિને કેળવવાની જરૂર છે, અને તેમ કરવાનો ઉત્તમ રસ્તો એ છે કે તેનો સતત ઉપયોગ કર્યા કરતા રહેવું અને તેને કદી થોડો વખત પણ વપરાયા સિવાયની સુસ્ત પડી રહેવા દેવી નહીં. દુર્ભાગ્યે આપણા દેશમાં આ શક્તિનો લાંબા સમયથી ઉપયોગ કરાયો નથી અને આને પરિણામે આપણા પોતાના મત પ્રમાણે વર્તવા જતાં ભૂલ કરી દેવાશે એવી બીકને લીધે સુસ્તાઈ અને નામર્દાઈ આપણામાં આવ્યાં છે. જે લોકોનો સ્વાર્થ આપણે તેઓના અભિપ્રાયો પ્રમાણે ચાલીએ તેવી આપણી સ્થિતિ થાય તેમ હતો, તેઓએ આપણી આ લાચાર સ્થિતિનો પૂરેપૂરો લાભ લીધો, અને વખત વહેવાની સાથે ઉત્સાહવાળાં કાર્યો માથે લેવામાં ઉપયોગી મર્દાનગી, સ્વાભિમાન અને આનંદી સ્વભાવના જે ગુણો આપણામાં હતા તે મારી નાખ્યા. આપણી વિચારશક્તિનો ઉપયોગ ન કરવારૂપી, કુદરત વિરુદ્ધનું આપણે કીધેલું આ પાપ આપણને એ શક્તિ આપનાર ઈશ્વરની મુખ્ય આજ્ઞાના ભંગ કરતાં જરા પણ ઓછું નથી અને આ પાપને લીધે આપણો દેશ અકથ્ય વિપત્તિઓનો ભોગ થઈ પડ્યો છે અને આ બાબતમાં આપણે મોટા પાપી થયા છીએ.

ત્યારે કેળવણી શબ્દથી હું જે કહેવા માગું છું તે હવે તમારા સમજવામાં આવ્યું હશે. જો આપણી વિચારશક્તિનો ઉપયોગ કરવાની ટેવ હવે આપણામાં ઉત્પન્ન થાય તો તેવી કેળવણી આપણી ઉન્નતિ કરનાર શક્તિ થઈ પડે. અને ઉપર્યુક્ત વિચારશક્તિ ત્રણ બાબતની બનેલી છે. ખરું અવલોકન, તે અવલોકનની ચોક્કસ સ્મૃતિ અને જ્યારે તક આવે - જ્યારે જરૂર પડે ત્યારે તેનો બરાબર ઉપયોગ. આપણો પોતાનો અનુભવ અને તજ્જન્ય ડહાપણથી જ આપણને

આપણાં કાર્યો કરવામાં બળ મળે છે; અને ચોપડીઓ દ્વારા બીજાઓના અનુભવ સમ્બન્ધી આપણે જે કંઈ જાણીએ છીએ તે તો માત્ર સહાયક છે.

આવી કેળવણીથી પહેલાં તો તમે તમારા પોતાના પગ પર ઊભા રહેતા શીખશો અને તમે બીજા ઉપર ઓછો આધાર રાખતા થશો; અને એક વાર તમે જેવા શૂરવીર મર્દ હતા તેવા થવાને આ જ એક રસ્તો છે - એટલે કે તમે પરાશ્રયી મટી સ્વાશ્રયી થાઓ. વિવેકથી પોતાની સાથે બરાબર એકરૂપ નહીં કરી નાખેલું પુસ્તકજ્ઞાન તો માણસને જીવનના મર્દાનગીભર્યા સંગ્રામમાં લડવાને તદ્દન નાલાયક બનાવે છે અને એવો અભ્યાસ કરવાને હું તમને કદી ભલામણ કરીશ નહીં. એના કરતાં તો, તમારી પોતાની સમજ અને ઠરાવ પ્રમાણે વર્તવા જતાં તમે ભૂલો કરો તે સારું. પણ બીજાઓએ સરળ કરી આપેલા માર્ગ ઉપર ચાલવું, તેમજ ચોપડીઓમાંથી બીજાઓના અનુભવો એકઠા કરી તે ઉપર આધાર રાખવો એ સ્થિતિ સારી નથી. વળી એવી સ્થિતિ પણ થોડો વખત જ ટકવાની, બીજાઓ કંઈ હંમેશ મદદ આપવાના નહીં. આવા પ્રકારની કેળવણી તમને ખરું પુરુષત્વ આપશે. હિન્દને હાલમાં આવી કેળવણીની જ જરૂર છે. શરીરને સાચવી રાખનાર અને અન્ન કરતાં પણ તેની વિશેષ જરૂર છે; કારણ કે આવી કેળવણી તો શરીર નાશ પામવા પછી પણ રહેનાર આત્માને પોષે છે અને આ અટપટી દુનિયામાં તમારો રસ્તો બહાદુરીથી કરવાને શસ્ત્રરૂપી આવી કેળવણી મેળવવાને ગમે તેવા ભોગો આપવાની હું તમને બહુ મજબૂતીથી ભલામણ કરું છું. કેળવણીનું આ સ્વરૂપ બરાબર ધ્યાનમાં રાખીને, સમસ્ત દેશોમાં શાળાઓ સ્થાપન કરી તેની શરૂઆત કરવી; કારણ કે શાળાઓ મનને બાલ્યાવસ્થાથી વિચાર કરવાની ટેવ પાડવાનું શિક્ષણસ્થાન છે. લોકોનું ગાઢ અજ્ઞાન દૂર કરવાના ઉપયોગ કરતાં હિન્દુસ્તાનના મહેસૂલનો વધારે સારો ઉપયોગ હોઈ શકે નહીં. અને આપણા બધા આગેવાનો, કેળવણીની મફત અને ફરજિયાત પદ્ધતિ દાખલ કરવાની જરૂરિયાત વિશે ઘણું કહે છે છતાં સરકારને આ માગણી સ્વીકારવાનો રસ્તો સૂઝતો નથી. લોકો પોતે જ જ્યારે આવી માગણી કરે છે ત્યારે પછી તે લોકો સામે થશે એવી બીક રાખવાનું રહેતું નથી; તેમજ એને માટે જોઈતા ખર્ચ સારુ વધારે કર આપવાને લોકો તૈયાર છે તો પછી ભારે ખર્ચ થવાનું બહાનું પણ ટકી શકે તેમ નથી. બ્રિટિશ રાજ્યથી આપણને મળતી શાન્તિની કિંમત આપણે સહુ સારી રીતે સમજીએ છીએ; પણ તે જ વખતે આપણામાં પૂર્ણ મનુષ્યત્વ આણવાને જોઈતા અને વાજબી સુધારા કરવા માટે જરૂરના પૈસા ખર્ચવાને પણ આપણે અશક્ત છીએ.

એવી સ્થિતિ બહુ દુઃખદાયક થઈ પડે છે; કારણ કે જો આપણને જીવતા રહેવાની ઇચ્છા છે તો તે મનુષ્યને છાજતું જીવન ગાળવાની, નહિ કે પશુ જેવું. તેમ છતાં આ બાબતમાં પોતાની ગંભીર ફરજનો સંપૂર્ણ ખ્યાલ આવે એવી પરિસ્થિતિ ઊભી થતાં સુધી, આપણે રાહ જોવાની નથી. સરકાર પાસેથી મદદની કંઈ પણ આશા રાખ્યા સિવાય આપણે પોતે પગલાં લેવાં જોઈએ. હું તો તમે પોતે તમારી ગ્રામપંચાયતો સ્થાપી, તે દ્વારા તમારાં પુત્રપુત્રીઓને કેળવણી આપવી શરૂ કરો એવું ઇચ્છું છું. ગામના શ્રીમંત વર્ગ પાસેથી વારંવાર ઉઘરાણાંમાંથી અને ટૂંકા પણ કાયમી લવાજમમાંથી ગ્રામપંચાયતોને શરૂઆતના કામ માટે પૂરતું નાણું મળી રહેશે અને જ્યારે લોકોને એ તરફ વધારે લાગણી થશે ત્યારે ગામડાંની સ્કૂલો સરસ્વતીનાં મંદિરો બની જશે, અને લોકો તેને અભણ પુરાણીઓ કરતાં વધારે માન આપતા થશે. અને એ પ્રમાણે પુરાણી પોતે જ શિક્ષકનું કામ કરતો થશે અને ગ્રામ્યશાળાઓમાંથી ઉત્તમ યુવકો શિક્ષણ લઈ બહાર પડશે. તમારે સરકારની નોકરી માટે જોઈતા કારકુનો તૈયાર કરવા તમારા છોકરાઓને શિક્ષણ આપવાનું નથી; એટલે તમારે સરકારની મંજૂરીની જરૂર નથી અને તેથી તમને ખાતાએ સ્થાપેલાં ધોરણો પ્રમાણે ચલાવવાની માથાકૂટ રહેશે નહીં. તમે તમારે ધારેલા રસ્તે જઈ શકશો અને તમારી શાળાઓમાં શીખવવાના વિષયો તમારી ઇચ્છા મુજબ પસંદ કરી શકશો. ગણિત, ખેતીને લગતા અખતરાઓ અને ઓજારોને લગતા સાદા પ્રયોગોથી પ્રાથમિક શિક્ષણની શરૂઆત કરી શકાશે, અને સવાલો પૂછીને કાર્યકારણનો સમ્બન્ધ શોધી કાઢી શકાય એવી રીતે શિક્ષણ આપવાની પદ્ધતિનો ઉપયોગ કરી શકાશે. આવી સંસ્થાઓ આપણી પૂર્વની સાદાઈથી ચલાવવામાં આવશે અને તેમને માટે મોટાં કિંમતી મકાનોની જરૂર રહેશે નહિ. જે છોકરાઓમાં ખેતીવાડી સિવાય ઊંચા પ્રકારની કેળવણી મેળવવાની ખાસ લાયકાત જણાશે તેઓ શરૂઆતની પાંચ છ વર્ષની કેળવણી પછી સરકારી બીજી સંસ્થાઓમાં જોડાઈ શકશે અને ત્યાં તેઓ શહેરોમાં આપણા તરફથી સ્થપાયેલાં વિદ્યાર્થી આશ્રમોમાં રહી પોતાનો અભ્યાસ આગળ વધારી શકશે. તેમ છતાં તમારે કદી ભૂલવું નહીં કે આપણી કોમ જેવી વિશાળ કોમની ઉન્નતિ તો તે કોમના મોટા ભાગમાં જેવું સત્ત્વ હશે તે પ્રમાણે થશે, અને નહિ કે બહુ આગળ વધેલા માત્ર ગણ્યાગાંઠ્યા માણસોને લીધે; જો કે આવી વ્યક્તિઓથી આપણી શક્તિનું માપ બંધાય ખરું.

આવી સંસ્થાઓની શરૂઆત કરતાં પણ તમને અસંખ્ય મુશ્કેલીઓ નડશે. પહેલી અને નઠારામાં નઠારી મુશ્કેલી તો તમને ગામના અમલદારો તરફથી નડશે;

તેઓ તમારી પ્રવૃત્તિનો અવળો અર્થ સમજશે અને તેનો ખોટો અર્થ ઉઠાવશે. વળી તમારાં પંચાયતોમાં જોડાવાને તૈયાર થવાની હિમ્મતવાળા તેમજ જે અનેક પ્રકારનાં દબાણ ચલાવવામાં આવે તેની તરફ બરાબર સાવધ અને કામકાજ કરતી ન રહે અને તેથી તમારી યોજના પડી ભાગે. વળી દેશાભિમાની અને શક્તિવાળા શિક્ષકો મેળવવાની પણ મુશ્કેલીઓ નડે. આ ઉપરાંત ગામડાંઓમાં જોવામાં આવતી ક્ષુદ્ર ઈર્ષ્યાઓ પણ તમારા માર્ગમાં નડ નડ કરે. આ બધી અડચણો આવવાનો સંભવ છે; પણ તેની સામે થયા કરવું અને એમ કરતાં કરતાં સામર્થ્ય મેળવવું એ જ એક રસ્તો છે. માત્ર નિશ્ચય કરવાની જરૂર છે અને તેમાંની ઘણીખરી મુશ્કેલીઓ તો દૃઢ નિશ્ચયના બળે દૂર થઈ જશે. કદાચ સરકાર તમને તમારા દેશ-હિતના કામમાં મદદ પણ કરે અને નવા હિંદનો જુસ્સો તમને ફત્તેહ મેળવવામાં અનુકૂળતાઓ કરી આપે. આ મુશ્કેલીઓ તમારી પાસે રજૂ કરવાનું કારણ એટલું જ કે તમે, તેમનાથી ઓચિંતા સપડાઈ જાઓ નહીં અથવા પહેલેથી ખબર ન હોવાથી તેનાથી ગભરાઈ જાઓ નહીં.

પણ જો તમે, સરકારની મદદ સિવાય ઉપાડી લીધેલા અને આપણા દેશને અનુકૂળ તેમજ આપણા ધારેલા હેતુને સફળ કરનાર આ સાહસમાં ફત્તેહમંદ થાઓ તો આટલું ચોક્કસ છે કે, આપણા દેશની સ્થિતિ બદલાઈ જાય. અને પોતાના પુનરુદ્ધારમાં જે કોમે આવો મોટો હિસ્સો આપ્યો હોય તે કોમ આખા હિન્દના ઊંચામાં ઊંચા વખાણને પાત્ર થાય. અને દુનિયાને પણ ખાત્રી થાય કે આખી દુનિયાને વહેલામાં વહેલો સુધારો આપનાર તમારા બાપદાદામાં જેવું ખમીર હતું તેવું જ હજુ તમારામાં પણ છે. તે જ વખતે, ઊંચી કેળવણી માટે સરકાર પાસેથી મદદ મેળવવાનો આપણી કોમનો હક્ક હું ભૂલી જતો નથી. સરકારી તિજોરીની સહાયતાથી જ આપણા છોકરાઓને ધંધાની ઊંચી કેળવણી મળી શકે. અને આપણી કોમે લાંબા વખત સુધી ધીરજથી શ્રમ લઈને દેશની જમીન ફળદ્રુપ બનાવી છે. તેથી તેને દેશના જાહેર પૈસાનો ઉપયોગ કરવાનો પહેલો હક્ક છે. સૂકોપાકો રોટલો મેળવવા માટે આપણે ખેતી કરવામાં જ પડી રહેવું એ તો આપણી સઘળી ઊંચી શક્તિઓનો નાશ કરી નાખવા બરાબર છે; વળી હવે વખત આવ્યો છે કે, આપણે ખેતીને એક વેપારી ધંધા જેવી કરવાની જરૂર છે; અને આપણે જે શ્રમ લઈએ છીએ તેનું સારામાં સારું ફળ મળે એવો પ્રયાસ કરવો જોઈએ. આમ કરવા માટે આપણા છોકરાઓને ખેતીવાડીનું એવું જ્ઞાન અપાવું જોઈએ કે જેથી તેઓ, સરકારના નોકરો નહિ પણ ખેતીવાડીના મોટામાં

મોટા ઉદ્યોગમાં પોતાના દેશબંધુઓને મદદ કરનાર સ્તંભ થાય. આને માટે ખેતીવાડીની કૉલેજોની સંખ્યા વધારવી જોઈએ અને તેઓ ખેતીવાડીનાં મધ્યસ્થળોમાં સ્થપાવી જોઈએ કે જેથી કૂર્મી ક્ષત્રિય યુવકો તેમાં અભ્યાસ કરવા સહેલાઈથી જઈ શકશે. આપણી ગરીબ કોમના યુવકોને તેમાં આકર્ષવાને સરકારે સ્કૉલરશિપો પણ કાઢવી જોઈએ. આ પ્રમાણે કેળવણીના સમ્બન્ધમાં હું નીચે પ્રમાણે સૂચનાઓ કરું છું :

(૧) હિન્દુસ્તાનમાં મફત અને ફરજિયાત કેળવણીની પદ્ધતિ દાખલ કરવાને આપણે સરકારની પાસે ખાસ માગણી કરવી. (૨) જ્યાં સુધી સરકાર તરફથી આ માગણી સ્વીકારાય નહીં ત્યાં સુધી આપણા તરફથી ગ્રામપંચાયતો નીમી તેમના મારફત આપણી મેળે ગ્રામ્ય શાળાઓ સ્થાપવાનું અને ચલાવવાનું શરૂ કરી દેવું. (૩) આ શાળાઓમાં પાંચ કે છ વરસની મુદત પછી ખેતીનું કામ ઉપાડી લઈ શકે એવું, આપણે પોતે નક્કી કરેલું શિક્ષણ આપવું. (૪) શિક્ષણ-પદ્ધતિ એવી રાખવી કે જેથી ભણનારાઓમાં પોતાની સમજ અને નિશ્ચય પ્રમાણે વર્તવાની ટેવ દૃઢ થાય. (૫) છેલ્લે આપણા કેટલાક યુવકોને ઊંચી કેળવણી લેવાનું અનુકૂળ થાય તેટલા માટે શહેરોમાં વિદ્યાર્થી આશ્રમો સ્થાપવાં; અને દરેક તાલુકામાં ખેતીવાડીની કૉલેજો સ્થાપવાને તેમજ ત્યાં વિદ્યાર્થીઓને આકર્ષવાને સ્કૉલરશિપો માટે ઉદાર બક્ષિશો આપવાને સરકારને અરજ કરવી.

હું જ્યારે તમને તમારી પોતાની મેળે ગ્રામ્યશાળાઓ ચલાવવાનું કહું છું ત્યારે તમે તમારી કોમની દયાજનક ગરીબાઈની વાત મારી આગળ મૂકશો. થોડાઘણા જમીનદારો સિવાયના આપણા ગામડાના લોકો ખરેખર એટલા બધા ગરીબ છે કે તેમના સમ્બન્ધમાં કેળવણી એક મોજનો વિષય જ છે એમ લાગે. તેઓને ખાવાને પણ ભાગ્યે જ પૂરતું મળે છે અને આથી તેઓ પંચાયતમાં પૈસા આપવા જેટલું બચાવવાને ભાગ્યે જ શક્તિમાન હોય. આ જાતની મુશ્કેલી હોવાની ના પાડી શકાશે નહીં. પણ તમે જાણો છો કે હાલમાં દરેક જાતના કામમાં પૈસાની જરૂરતો છે જ અને તે કંઈ આકાશમાંથી પાડી શકાય તેમ નથી. તેમજ તેને માટે બીજા પાસે ભીખ માગવા જવી એ આપણને હલકા પાડનારું છે. આમ છતાં હું તમને એક સૂચના કરીશ.



પૈસાનો બચાવ કરવો એ પૈસા કમાવા જેવું જ છે, અને જો તમે લગ્ન પાછળ તેમજ મરણ પાછળ જ્ઞાતિવરા કરવામાં ખરચાતા પૈસા કમી કરો તો હું ધારું છું કે તમને જોઈતા પૈસા મળી રહેશે. આ બાબતમાં તમારી લાગણીઓ કેવી છે હું સમજી શકું છું. એક ગરીબ કોમ કોઈ કોઈ પ્રસંગે થોડા વખતને

માટે સારાં ભોજનો જમવાની લાલચ કરે તો તેમાં અયોગ્ય કંઈ નથી; અને સામાન્ય સ્થિતિમાં આપણે એવા ખર્ચા સ્વીકારવા જ જોઈએ. પણ આપણે તો કફોડી સ્થિતિમાં છીએ અને તેથી હમણાં તેમજ થોડા વધારે વખત સુધી, આ જરૂરી આરામનાં સાધનોને આપણે રજા આપવી જોઈએ; આમ કરવાથી આપણે આપણી સામાજિક સ્થિતિમાં એટલો બધો ફેરફાર કરી શકીશું કે ત્યાર પછી ગરીબાઈ આપણા સુખમાં હરકત નાખી શકશે નહીં. આપણો હેતુ આવો છે તેથી થોડો આત્મભોગ કરવાનું કહેવામાં આવે તો તે વિશેષ કહેવાશે નહીં અને મારી ખાત્રી છે કે, થોડા જ વખતમાં તમને તમારા સ્વાત્મભોગનાં સારાં ફળ મળી શકશે. એક વસ્તુને તેનાથી સો ગણો લાભ લેવાને એક વાર ત્યાગવી જોઈએ - એ મોટો નિયમ તમારે ભૂલી જવો ન જોઈએ. તમારા ખેતીવાડીના ધંધામાં આ નિયમ પ્રમાણે જ તમે વરતો છો.

આ ઉપરાંત તમારી પૈસાસંબંધી મુશ્કેલીમાં તમને થોડેઘણે અંશે મદદગાર થઈ પડે તે માટે હું એક બીજી સૂચના કરીશ. ખેતરોમાં આઠ માસ સુધી સખત મહેનત પછી તમને દર વરસે ચાર મહિના આરામના મળે છે. આ વખત સાધારણ રીતે આનંદ અને આળસમાં જાય છે. હવે હાથે વણવાનો ગામડાંમાં થઈ શકતો ધંધો તે મુદત દરમ્યાન તમે સહેલાઈથી કરી શકો. આ ધંધામાં તમને કંઈ પણ ખરચ થવાનો નથી અને સાંચા કામ ઘણું સાદું છે. જમીનમાં એક નાનો ખાડો અને બરુના બે કાંઠા અને એક કાંઠલો - આટલાં વાનાંની જ જરૂર છે. સખત મહેનત પછી તમને જે આરામ મળે છે તેની હું અદેખાઈ કરતો નથી પણ આરામ મેળવવાનો એક રસ્તો આનંદભેર સહેલા કામમાં મનને પરોવવાનો પણ છે; અને ખેતરોની સખત મજૂરી પછી આવું કામ કરવાથી આરામ મળી રહે છે, આળસુની પેઠે તદ્દન બેસી રહેવું એથી કંઈ આરામ મળતો નથી. એથી તો શરીરમાં અને મનમાં સુસ્તી ભરાય છે. હિન્દુસ્તાનના ખેડૂતવર્ગને માટે હાથે વણવાનો ઉદ્યોગ ઘણો અનુકૂળ છે. મારા ધારવા પ્રમાણે એ ઉદ્યોગ અગાઉ આ ભાગમાં ઘણો ચાલતો. જાપાનમાં અને ખેતીવાડીના ધંધા ઉપરાંત ઉપયોગમાં લીધો છે, અને હું પણ તમને એ ધંધો ખરા ઉમળકાથી ઉપાડી લેવાને મજબૂતીથી ભલામણ કરું છું.



આ ગૃહઉદ્યોગથી બીજા ઘણા ફાયદાઓ થાય છે. એથી તમારામાં વધારે હોંશિયારીથી મહેનત કરવાની શક્તિ આવશે અને તમારામાં સુધારાની વૃત્તિ વિકાસ પામશે; એને લીધે તમારા કુટુંબનાં નાનાં મોટાં માણસોને ઉદ્યમનું સાધન મળશે અને તમે મહેનતના વધારે સારી રીતે વિભાગ કરતાં શીખશો. કદાચ

બજારમાં વેચાય તેટલું બધું કાપડ વણી પૈસા કમાવાની તમારી ખાસ મરજી ન હોય તો પણ તમારા કુટુમ્બને કામ લાગે તેટલાં કપડાં તો તમે વણી શકશો અને તેથી પણ તમારા વાર્ષિક ખર્ચમાં ઘણો બચાવ થશે અને જો આ ઉદ્યોગ હિન્દુસ્તાનના ખેડૂતવર્ગમાં સાધારણ થઈ જાય તો પરદેશથી આવતા કાપડની હંમેશાં વધતી જતી આયાતનો અટકાવ થવાથી તમે દેશની આર્થિક સ્થિતિ સુધારવામાં ઘણો મોટો હિસ્સો આપી શકશો. તમે પોષાકમાં તેમજ રીતભાતમાં ખરા સ્વદેશી બનશો; અને એવું થતાં, હરકોઈ દેશની પ્રજાને માટે અનિવાર્ય અને વિશેષ કરી આપણા દેશને માટે પરમ આવશ્યક એવા મહાન સદ્‌ગુણ જે 'સ્વાશ્રય' છે તેને માટે તમે અભિમાન ધરાવી શકશો.

હું હવે બીજા મુદ્દા વિશે કહીશ. દરેક ખેડૂતને પોતાનો ઘણોખરો વખત હવે ખેડવાને અથવા રાત્રિદહાડો જે પાકનું રક્ષણ કરવાને ખેતરોમાં ગાળવો પડે છે અને તે ઘણી વાર જંગલી પશુઓ અને ખેતરોના લૂંટારાની સામે થવામાં પોતાની જિંદગી જોખમમાં નાખવી પડે છે. આવે વખતે ગરીબ બિચારા કૂર્મી ક્ષત્રિયને, પોતાની પાસે બચાવનાં હથિયારો નહીં હોવાથી, તેમની દયા ઉપર આધાર રાખવો પડે છે, અથવા તેને પોતાની જિંદગીનું સાહસ ખેડવું પડે છે, અથવા તો પોતાની મિલ્કત લૂંટાવા દેવી પડે છે. આ જોખમોની સામે પોતાનો બચાવ કરવાને જે શસ્ત્રો બીજા દેશોના ખેડૂતોને છે તે અહીંના ખેડૂતોની પાસે નથી; અને લૂંટારાઓ, ખેડૂતોની આ લાચાર સ્થિતિ જાણતા હોવાથી 'ઇન્ડિયન આર્મ્સ ઍક્ટ'ના આ અતિ સખત અને ગેરડહાપણ ભરેલા ઉપયોગનો પૂરેપૂરો લાભ ઉઠાવે છે; જ્યારે લૂંટારાઓ તો સરકારની ખુલ્લી નજરે પડે તેમ છડેચોક તે કાયદાનું ઉલ્લંઘન કરે છે; (શસ્ત્રો મેળવે છે) બળવાના પરિણામરૂપે આવી પડેલી આ સ્થિતિનું અન્યાયીપણું ઘણું ત્રાસદાયક છે; કારણ કે આ વફાદાર લોકોની સંપૂર્ણ સહાનુભૂતિ અને સહાયથી સરકાર તે બળવો સમાવી શકી હતી.

કૂર્મી ક્ષત્રિયો સ્વભાવે ઘણા નરમ છે અને તેમના તરફથી કોઈ જાતનું તોફાન વાજબી રીતે ધારી શકાય નહીં. એટલા માટે હવે વખત આવી લાગ્યો છે કે, તેઓને, શસ્ત્રો આપવાની બાબતમાં યુરોપીયનના જેવા જ હક બક્ષવા.



આ હકીકત નામદાર શહેનશાહના હિંદી લશ્કરમાં આપણી કોમમાંથી માણસો ચૂંટી કાઢી ભરતી કરવાના આપણા હક્ક પરત્વે બોલવા મને લલચાવે છે. આપણી સરકાર મિત્ર રાજ્યોની કક્ષામાં રહી આજકાલ બે વર્ષ થયાં જર્મનો સામે જે ખૂનખાર લડાઈ લડી રહી છે તેથી આ પ્રશ્ન જાહેર રીતે અજવાળામાં આવ્યો છે. હિન્દુસ્તાનનું મનુષ્યબળ લગલગ અખૂટ છે, હિંદી સિપાઈઓએ પોતાનાં

ખમીર ફ્લેન્ડર્સના રણક્ષેત્રમાં તેમજ બીજે ઠેકાણે પણ સામ્રાજ્યના બચાવમાં કીર્તિમંત રીતે બતાવી આપ્યાં છે; તો પછી એ અક્ષય મહિમામાં આપણા હિસ્સાથી આપણને વંચિત શા માટે કરવામાં આવનાર છે તેનું કારણ આપણે જાણી શકતા નથી. ભૂતકાળમાં કૂર્મી ક્ષત્રિયની આખી કોમ એક લડાયક જાતિ હતી. તેઓનાં સામાન્ય લક્ષણો અને હજી સુધી પણ ટકી રહેલો તેઓનો મરદાનગીભર્યો જુસ્સો લશ્કરી નોકરી માટેની તેમની યોગ્યતા બહુ સુંદર રીતે સાબિત કરે છે. સંજોગોના પ્રભાવે તેઓ ખેતીવાડીનો ધંધો લઈ બેઠા; અને ખેતી જ પ્રતિકૂળ જમાનાઓમાં સઘળા દેશોના સૈનિકોના આધારરૂપ નીવડી ચૂકેલી છે. યુરોપીયન લશ્કરના સૈનિકો મોટે ભાગે ખેડૂતવર્ગમાંથી જ વિણાયેલા છે, તો પછી હિન્દી કૃષિક વર્ગની તે ધંધાને માટે પસંદગી શા માટે નહિ ? જો કે આપણે યુદ્ધનાં લક્ષણથી વિમુખ થયા છીએ; છતાં ખરેખર તે ભૂલ આપણી નથી. આપણા દેશના રક્ષણાર્થે આપણને તત્પર થવા દો અને સામ્રાજ્ય અને કૂર્મીક્ષત્રિય જાતિ જ ધર્મ તેમનો પોતાનો જ હતો તે બજાવાને તરત જ તત્પર થશે.

જ્યારે હું આ વિષય પર બોલું છું ત્યારે આપણી કોમના શરીરબળ સંબંધે કંઈક કહેવાની આપ મને રજા આપશો. જે સુંદર શરીરબળ આપણને વારસામાં મળતું આવ્યું છે, તે જો આપણે મહાન થવાની ઈચ્છા રાખતા હોઈએ તો ટકાવી રાખવું જ જોઈએ. અને મારે આપને યાદ આપવી જોઈએ કે આપણી કોમમાં બાળલગ્નનો જે પ્રખર પ્રચાર જડ ઘાલી બેઠો છે તેની અસર આખર પર કોઈ પણ રીતે સારી આવવાની નથી જ.

આ બદીની આપણે જો સંભાળ નહિ લઈશું તો તે નિઃશંકપણે આપણું સઘળું બંધારણ જમીનદોસ્ત કરી નાખશે, અને તેથી જ આ સંબંધમાં આપ ઘણો ગંભીર વિચાર કરશો એમ મારી આપ પ્રત્યે વિનંતી છે.

બાળલગ્નથી વીર્યવ્યયનો પ્રારંભ વહેલો થવા માંડે છે અને તેનાથી થયેલી સંતતિ ઘણું કરીને ઝાઝો વખત જીવી શકતી નથી અને જો તે જીવે છે તો તેઓ બીમાર આરોગ્યને લીધે પોતાનું જીવન જેમ તેમ કરી કનિષ્ઠ રીતે વિતાડે છે. માતાપિતાનું શરીરબળ અકાળે ક્ષીણ થાય છે. આવી કઠોર કાર્યકારણ પરંપરાનાં બંધનોમાંથી જો આપ છટકવા માગતા હો તો આ બદી સામે પ્રબળતાથી જંગ મચાવવો જોઈએ, અને સઘળા પ્રકારની વ્હેમીલી માન્યતાઓ કે જેના પર આવા રીતરિવાજ કેટલીક વખત અવલંબેલા હોય છે તેમને દૂર કરવા જોઈએ. આ કૂર્મીક્ષત્રિય સમાજ કે જે આટલાં બધાં વર્ષોથી આવું સુંદર કામ કરી રહ્યો છે તેના ઇતિહાસમાંથી મને માલૂમ પડ્યું છે કે આ બધાની સામે લડત ચલાવવાને

અને તેમાં કઈ કઈ જોખમદારી રહેલી છે તેનું આપણી કોમને ભાન કરાવવાને માટે દરેક પ્રયત્ન થતો આવ્યો છે. આવી બીજી જાતની ચળવળો હિંદુસ્તાનના દરેક વિભાગમાં અન્ય જુદાં જુદાં મંડળો દ્વારા પણ થતી જ રહી છે. આ પ્રયાસની સારી અસર સ્પષ્ટ રીતે જણાઈ આવી છે, અને લગ્નની વય દરેક સ્થળે ધીરે ધીરે વધતી રહી છે. છતાં હજી પણ આ દિશામાં ઘણું કામ કરવાનું બાકી જ છે, અને જ્યાં સુધી કૂર્મીક્ષત્રિયના કીર્તિવંત નામને ઝાંખપ લગાડનાર બાળલગ્નનો એક પણ દાખલો રહે ત્યાં સુધી આપના પ્રયત્નમાં પાછાં પગલાં નહિ માંડવા હું આપને વિનંતી કરું છું. આ બદીને હડસેલી કાઢવાથી આપ બાળવિધવાના અગત્યના પ્રશ્નો પણ ઉકેલી શકશો.

જે નાની નાની બદીઓ દુનિયા પર સઘળાં સમાજોમાં ઓછા યા વત્તા પ્રમાણમાં હંમેશાં અસ્તિત્વ ભોગવે છે અને જેનું નિરસન સર્વપ્રકાશી વિદ્યાના તેજથી સંતોષકારક રીતે થશે તે સંબંધે ઊહાપોહ કર્યા સિવાય હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં છૂટીછવાયી પ્રસરેલ આપણી કોમને એકત્રિત કરવાની અગત્ય પર હું આવીશ. આપણે દેશના ગમે તે ભાગના હોઈએ અને સ્થાનિક રીતરિવાજોથી આપણે એકબીજાથી ઉપર ઉપરથી જોતાં જુદા જણાતા હોઈએ છતાં આપણામાં પ્રચલિત સામાન્ય દંતકથાઓથી અને આપણા ચારિત્ર્યમાં જણાઈ આવતાં ચોક્કસ વિશિષ્ટ લક્ષણોથી નિઃશંકપણે સિદ્ધ થાય છે, કે આપણે એક જ વંશમાંથી ઊતરી આવેલા છીએ. આ સમાનતાનાં સંસ્મરણો આના જેવી પરિષદો દ્વારા આપણને હંમેશાં તાજાં જ રહેવાં જોઈએ. અને હવે જ્યારે રેલ્વે અને તાર દ્વારા અંતરના પ્રતિબંધ તૂટ્યા છે તો આપણે બીજા અનેક માર્ગે એકમેકના પરિચયમાં આવી શકીએ. સામાન્ય હિતના પ્રત્યેક સવાલને આપણા ઐક્યથી અપરિમિત બળ મળશે અને જો અનુભવથી આપણે કંઈ પણ શીખ્યા હોઈએ તો આપણને આજ સુધીમાં પ્રતીતિ થવી જ જોઈએ. આપણી પડતીનું મૂળ એક-બીજા સાથેના ઐક્યની ખામી જ છે.

મારે આપના ધ્યાન પર એક બીજી વાત પણ લાવવા જેવી છે અને તે વાત હું આપના સમક્ષ મૂકું છું, તેનું કારણ એ જ કે આપ અંત્યજો પ્રત્યેના વર્તનમાં બીજાઓ કરતાં ઘણા ઉદાર છો એમ મારું માનવું છે. આપ તેમના પ્રત્યે હંમેશાં મમતાથી વર્તો છો. દેશના ઘણા વિભાગોમાં આપ ખેતીના કાર્યમાં તેમને સહાયક તરીકે યોજો છો અને તેમને માટે દયાની વૃત્તિ આપના અંતઃકરણમાં હંમેશાં ધરાવો છો. આ સઘળું છતાં જ્યારે આપને તેમને અસ્પર્શ્ય ગણી અલગ રહેતા જોઉં છું, ત્યારે તેનું કારણ ખરો ધર્મ શું છે તેનું અજ્ઞાન જ સમજું છું.

આ અજ્ઞાન આપનામાંથી જેમ બને તેમ જલદી દૂર થવું જોઈએ.

પ્રમાણભૂત મનાયેલા આર્યગ્રંથોમાં શૂદ્રના માત્ર સ્પર્શથી જ આપ અભડાઈ જાઓ એવો ઉલ્લેખ ક્યાંય પણ આપને માલૂમ પડશે નહિ. આપણા ઋષિમુનિઓ આટલા બધા અન્યાયી અને ઘાતકી કદી પણ હોઈ શકે એમ હું માની શકતો નથી. તેઓ આજ્ઞાસૂચક બુલંદ અવાજે જાહેર કરી રહ્યા છે કે સર્વ મનુષ્યો એક જ છે. કેમ કે, સર્વવ્યાપી બ્રહ્મ મનુષ્યોનાં જુદાં જુદાં ખોળિયાંઓમાં પોતે જ વ્યક્ત થાય છે. આ ઋષિઓ વાસ્તવિક રીતે કેટલાક ઉપર અસ્પર્શ્યતાની અને કેટલાક ઉપર પવિત્રતાની છાપ મારી શકે નહિ. પાપ અને અપવિત્રતા ખરેખર ધિક્કારને પાત્ર છે અને આ સિદ્ધાંત સર્વ મનુષ્યોને એક સરખી રીતે લાગુ પડે છે. પાપ અને અપવિત્રતા એક બ્રાહ્મણમાં તેમજ એક શૂદ્રમાં પણ સમાન રીતે ધિક્કારવા યોગ્ય છે. આપણા ધર્મની આ જ સ્થિતિ વાસ્તવિક છે અને જે વિચારોને દિવ્ય ઋષિમુનિઓએ કદી પણ સમર્થન આપ્યું નથી. તે વિચારોના તેઓ જ પ્રેરક હતા એમ ઠોકી બેસાડી તેમને લજ્જાસ્પદ બનાવશો મા.

આ વિષયને આપ સહજ સૂક્ષ્મબુદ્ધિથી અવલોકશો તો આપની સ્થિતિ મૂર્ખતાભરી રીતે હસનીય છે એમ જણાઈ આવશે. જો તેમના સ્પર્શથી આપ અભડાઈ જાઓ અને આપના સ્પર્શથી તેઓ પવિત્ર થાય નહિ તો આપ બેમાંથી કોને વધારે ઉચ્ચ માનશો ? ઈશ્વર મહાન છે કેમ કે પોતાના પવિત્ર સ્પર્શથી પાપાત્માને વિશુદ્ધ બનાવે છે. જો તે પાપાત્માના સ્પર્શથી અપવિત્ર થાય એટલો નબળો હોય તો તેની મહત્તાનો અંત આવે છે. આપ આપને શ્રીકૃષ્ણ અને શ્રીરામના ચુસ્ત અનુયાયીઓ તરીકે ઓળખાવો છો અને તેઓ ઈશ્વરના મહાન અવતાર છે એમ માનો છો. પણ અંત્યજો પ્રત્યેની આપની વર્તણૂકમાં આપ તેમને જાણે હસી કાઢો છો. અંત્યજો હિન્દુઓ છે, તેઓ શ્રીરામ અને શ્રીકૃષ્ણના ભક્ત છે. તેઓ તેમનાં કીર્તન ભાવપૂર્વક ગાય છે અને મીરા અને કબીર, માધવ અને તુકારામનાં ચેતનપ્રદ ભજનો ગાઈ પવિત્ર વાતાવરણ સરજાવે છે. જ્યાં તેઓ આ રીતે રામ અને કૃષ્ણમાં શ્રદ્ધા રાખે અને આવા પવિત્ર વાતાવરણમાં સંચરે છે ત્યાં આપ તેમને આપના સ્પર્શને પણ નાલાયક ગણો છો ! જેવા તેઓ આ સઘળું ત્યજી આપના અવિચારીપણા માટે તિરસ્કારબુદ્ધિથી કે અજ્ઞાનદશામાં અન્ય  ધર્મના આશ્રિત બને છે કે તરત જ આપ તેમની સાથે હસ્ત મેળાવો છો અને તેમની સાથે સમાનતાના નાતાથી ભળો છો ! આપના ગૌરવાંકિત ધર્મને અને અતિ માનનીય રામ અને કૃષ્ણના અવતારને આના કરતાં અધિક સખ્ત અપમાન આપ બીજું કયું આપી શકો એમ છો ? આ પ્રશ્નના ઉત્તર માટે આપના હૃદયનો

ખૂણેખૂણો ખોજશો એવી મારી ઈચ્છા છે.

એક જાતિ તરીકે આપ આપના સ્વાર્થ પ્રતિ પણ આંખ મીંચો છો એમ મને લાગે છે. કોઈ પણ સમાજમાં સમૂહ એ મહાન શક્તિ છે અને આપ શૂદ્રોની આવડી મોટી વસ્તીની સહાનુભૂતિ પ્રતિ આંખમીચામણાં કરી શકો એમ નથી. જ્યાં સુધી તેઓ આપના વાડામાં છે, ત્યાં સુધી તેઓ ઈચ્છા અને માનપૂર્વક આપને તેઓના વડીલબંધુ તરીકે સેવે છે, તેઓ આપના હુકમને વશ વર્તે છે. આપણી સામાન્ય પ્રગતિમાં સહાય અને માર્ગદર્શન માટે આપના પ્રતિ જુએ છે. જો આપ તેમને અન્યની ઓથે આશ્રય લેવાને ત્યાગશો તો આપ આપની મુસીબતમાં વધારો કરશો અને તેમને પહોંચી વળવાને જોઈતા બળમાં ક્ષતિ પહોંચાડશો. જેઓ પોતાનું સમૂહબળ વૃદ્ધિગત કરવાને ડહાપણભરેલી રીતે માર્ગ શોધી રહ્યા છે તેઓ આપની મૂર્ખાઈનો લાભ લેવાને રાજી થશે અને ઈશ્વર કરે ને તે વખત ન આવે; છતાં પરિસ્થિતિ એવી ઊભી થાય કે જેનું પરિણામ એકંદર રીતે હિન્દુ જાતિને હાનિકારક નીવડે; અને આ બધું શા માટે ? ઉચ્ચતા અને પવિત્રતાની મિથ્યા ભાવનાને માટે ? તેમને અસ્પર્શ્ય તરીકે ગણી તેમના પ્રતિ તદનુસાર વર્તન ચલાવવાના નજીવા દોષને માટે ? આપ માયાળુ અને ઉદાર છો તેથી જ આ લોકો કે જેમને સહાય કરવાને અન્ય લોકો ઉદાસીન રહે છે તેમની વ્હારે ધાવાને આપને હું વિનંતી કરું છું. ગમે તે હોય પરંતુ નિઃસહાયની વ્હારે ચઢવું એ આપની પ્રકૃતિ જ છે.

છેવટમાં નાતજાતના આપણા ભેદભાવોને લીધે રાજ્યને અંગે રહેલી જોખમદારીઓ વ્હોરી લેવા આપણે અશક્ત છીએ એવું કહેનારને કાન ન ધરવા હું આપને વિનંતિ કરીશ. હિન્દુસ્તાનનો કોઈ પણ શુભેચ્છક આવું કદી પણ બોલશે નહિ. કારણ કે, આ વિચાર જેટલો ભ્રમમૂલક છે, તેટલો જ દ્વેષબુદ્ધિયુક્ત છે. દાખલા તરીકે જર્મની, ગ્રેટબ્રિટન અને આયર્લાંડમાં, અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો અને સાઉથ આફ્રિકાના યુનિયનમાં અસ્તિત્વ ધરાવતા સામાજિક, ધાર્મિક અને જાતીય સખ્ત મતભેદો છતાં, સત્યતાથી કોણ એમ કહી શકશે કે આવા મતભેદો જ્યાં હોય ત્યાં તેઓ રાજ્યનો સરળ વહીવટ ચલાવવા માટેના એકત્ર પ્રયત્નને પ્રતિબાધક છે ? આ વિચાર જ આપણા ઉત્સાહને મોળો પાડે છે અને આપણા એકત્ર પ્રયત્નોના પરિણામસંબંધે મિથ્યા શંકાઓને જન્મ આપે છે.


આવી પ્રપંચી યુક્તિઓથી આપે ભોળવાઈ જવું જોઈએ નહિ. કારણ કે આપણને વિદિત છે કે આપણા મતભેદો માત્ર ઉપર ઉપરના છે, અને તેના ઊંડાણમાં સૈકાઓ થયાં રાષ્ટ્રીય જીવનનો સતત પ્રવાહ વહી રહ્યો છે. હિન્દ,

હિમાલયથી કેપ કોમોરીન સુધી અને બંગાળાથી તે સિંધ સુધી, ભૂતકાળના કીર્તિમંત ઈતિહાસની એકસરખી દંતકથાઓથી પરિપુષ્ટ થયેલા રાજકીય જીવનના સામાન્ય ઉચ્ચગ્રાહમાં સંકળાયેલો ઊભો છે. આપણા ઉચ્ચ ધાર્મિક તત્ત્વજ્ઞાનમાંથી પ્રત્યક્ષ થતી શ્રેષ્ઠ અધ્યાત્મવિદ્યાના ઉમદા લક્ષ્ય સાથે એના એ જ સાદા જીવનની ભાવનાનો શ્વાસોચ્છ્વાસ આપણે લઈએ છીએ. આપણે એકસરખી લાગણીઓથી પ્રેરાઈએ છીએ અને સમસ્ત ભારતવર્ષમાં વિચારની પ્રણાલી એકસંગત છે. પળે પળ બદલાતા અને તેથી જ અવાસ્તવિક સ્થાનિક રીતરિવાજોને આભારી, ઉપર ઉપરના મતભેદો ઉપર નહિ, પણ જે આંતરિક જીવન ઉપર રાષ્ટ્રીયતા અવલંબે છે તે જ જીવ સત્ય છે. આ સત્યની પ્રતીતિ સમસ્ત હિન્દને છે અને તેમાં જ તેનું બળ સમાયેલું છે. હાલમાં પ્રગટી નીકળેલો સ્વદેશાભિમાનનો અગ્નિ દેખાતા મતભેદમાત્રને ભસ્મીભૂત કરે છે. સમસ્ત હિંદ પોતાની આંતરિક સત્યતાના લેબાસમાં નવો જન્મ ધારણ કરે છે. આવા જ્ઞાનની પ્રતીતિઓથી આપણામાં ખૂણેખાંચરે ભરાઈ બેઠેલી કોઈ પણ શંકાનું નિરસન થવું જ જોઈએ અને આ જ્ઞાનપ્રકાશને માટે ચાલો, આપણે એક વાર વધુ પ્રયત્નશીલ બનીએ. હું આપને આપણા શ્રીકૃષ્ણચંદ્રના શબ્દોથી કહીશ :

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत॥

(ગીતા ૪-૪૨)

'હે ભારત ! તેટલા માટે અજ્ઞાનથી ઊપજેલા તથા હૃદયમાં રહેલા આ સંશયને જ્ઞાનરૂપી તરવાર વડે છેદીને નિષ્કામ કર્મયોગ કરવાને ઊભો થા.'

ફરીથી, સદ્‌ગૃહસ્થો ! જે મોટું માન આપે મને આપ્યું છે તે બદલ આપનો આભાર માનું છું.

## ૧૧મી બેઠક કણબી ક્ષત્રિય મહાસભા
## આગ્રા ઈ.સ. ૧૯૧૭

### કણબી ક્ષત્રિય મહાસભા

આ મહાસભાની અગિયારમી બેઠક ગુજરાતના સુપ્રસિદ્ધ સ્વદેશપ્રેમી નરવીર રા.રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ બાર-એટ-લૉના પ્રમુખપદ નીચે તા. ૨૯-  ૩૦-૩૧ ડિસેમ્બરના દિવસોમાં આગ્રા ખાતે મળી હતી. સમસ્ત ભારતવર્ષના કૂર્મી ક્ષત્રિય બન્ધુઓની આ મહાસભાએ પોતાની છેલ્લી ત્રણે બેઠકોના સભાપતિ તરીકે આપણા ગુજરાતી બંધુઓને પસંદ કરી ગુજરાતનું ગૌરવ વધારી આપણને મોટું માન આપ્યું છે. તેની બારાબાંકી ખાતે મળેલી નવમી બેઠકના પ્રમુખ તરીકે

આપણા સુવિખ્યાત પ્રો. સ્વામિનારાયણને પસંદ કર્યા હતા. તેઓ સ્વદેશી હિલચાલના ચુસ્ત હિમાયતી અને કડવા પાટીદાર જ્ઞાતિમાં પહેલા નંબરના સુધારક તરીકે જાણીતા છે. તેમની સાથે બારાબાંકી ગયેલ બન્ધુઓમાંથી ગણપતપુરાવાળા રા. છોટાભાઈએ મહાસભાને ગુજરાતમાં આમંત્રણ કર્યું, ને પ્રો. રા. જેઠાલાલભાઈ, રા. છોટાભાઈ, રા. કુંવરજી, કલ્યાણજી, સાકરલાલ અને હીરાલાલભાઈ, નંદુભાઈ વગેરેએ ઓનરેબલ પટેલ વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ બાર-એટ-લૉના પ્રમુખપદ નીચે અમદાવાદમાં સભા ભરી તે કામને પાર પાડ્યું. ઓણ સાલની આગ્રા ખાતે મળેલી ૧૧મી બેઠકના સભાપતિ તરીકે પ્રસિદ્ધ દેશભક્ત, અને હોમરૂલલીગના હિમાયતી પટેલ મગનભાઈ ચતુરભાઈ બાર-એટ-લૉને પસંદ કરવામાં આવ્યા હતા.

અત્યાર સુધીના સભાપતિઓનાં ભાષણોમાં મહાસભાની મહત્ત્વાકાંક્ષાની મર્યાદા આંકતાં, લક્ષ્યબિંદુ તરીકે સંસારસુધારા અને કેળવણીને પ્રાધાન્ય આપી સંતોષ માન્યો હતો પરંતુ આ વખતના સભાપતિ સાહેબે હિંદના હાલના વાતાવરણમાં તરવરી રહેલાં તત્ત્વોને પોતાના ભાષણમાં દાખલ કરી મહાસભાના કાર્યની એક અતિ અગત્યની નવી દિશા ઉઘાડી લક્ષ્યબિંદુને વધારે વિશાળ બનાવ્યું છે. તેમણે પોતાની ત્રણેક કરોડની વસ્તીવાળી મહાન જ્ઞાતિ માટેના રાજદ્વારી પ્રશ્નો પણ છૂટથી પોતાના ભાષણમાં લીધા છે અને બાળલગ્ન, મરણ પાછળનાં જમણો, વધુ પડતા અયોગ્ય ખરચા વગેરે અધોગતિ કરનારા રિવાજોને નાબૂદ કરવા અને વિદ્યાવૃદ્ધિથી ઉન્નતિ કરવા સૂચવ્યું છે એટલું જ નહિ પણ ફરજિયાત કેળવણી, ઉચ્ચ કેળવણી માટે સ્કૉલરશિપો, હથિયારબંધીના કાયદામાંથી મુક્તિ વગેરે ખેડૂતો માટેની જરૂરી સગવડોની સરકાર પાસે આગ્રહપૂર્વક માગણી કરી છે. આ વખતના કામ પ્રતિ અમે સંપૂર્ણ સંતોષ ને પસંદગીની દૃષ્ટિથી જોઈએ છીએ ને તે માટે મે. સભાપતિને તથા તેના કાર્યવાહકોને ઘણા ધન્યવાદ આપીએ છીએ.

(કડવા વિજય : ૧૯૧૮, જાન્યુ., પાન ૧૭, ૨૦, વીરમગામ.)

## અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભા
## ૧૨મું અધિવેશન, ૧૯૧૮



૩૦-૩૧ માર્ચ, એપ્રિલ ૧, બાઢપુર, ફત્તેહગઢ, જનપથ, ફરૂખાબાદ ૧૯૧૮ના વર્ષ માટેની કાર્યસમિતિ નક્કી થયેલી તે નીચે મુજબ હતી. જેમાં ગુજરાતના પ્રતિનિધિઓનો પણ સારા પ્રમાણમાં સમાવેશ થયો હતો.

**સંરક્ષક સદસ્ય**

૧. શ્રીમંત સંપતરાવ ગાયકવાડ એફ.આર.એસ.એલ. એફ.આર.જી.એસ. બાર-એટ-લૉ સહોદર મહામહિમ મહારાજા ગાયકવાડ વડોદરા.

૨. શ્રીમંત સદાશિવરાવ ખાસે સાહેબ પવાર, સહોદર મહામહિમ રાજાસાહેબ દેવાસ (જુનિયર)

૩. માન્ય વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ બાર-એટ-લૉ સદસ્ય વિધાન પરિષદ અને મુંબઈ વિધાન પરિષદ

૪. માનનીય બી. નાગપ્પા જમીનદાર, બેરિસ્ટર, ઉપન્યાયાધીશ અને સાહેબ સેશન્સ જજ, બેંગ્લોર, મૈસૂર રાજ્ય

**અધ્યક્ષ :** બાબુ મિથિલાશરણસિંહ બી.એ. બી.એલ., બાંકીપુર, પટણા

**ઉપાધ્યક્ષ :**

૧. રાવબહાદુર બાબુ બહાદુરસિંહ, પીલીભીત

૨. શેઠ નારાયણપ્રસાદ વર્મા, મચલી કૂર્મા, હૈદ્રાબાદ, દક્ષિણ

૩. બાબુ રામપ્રસાદ સચાન, બી.એ. જમીનદાર, કાનપુર

૪. પ્રોફેસર જેઠાલાલ સ્વામિનારાયણ એમ.એ., અમદાવાદ

**સચિવ :** બાબુ વૃન્દાવન કટિયાર બી.એ. બી.એસસી. વકીલ ફત્તેગઢ

**સહાયક સચિવ :**

૧. બાબુ ભગવાનદીન, સચિવ, કૂર્મી પાઠશાળા સમિતિ, લખનૌ

૨. બાબુ ડોરીલાલ મુખત્યાર, પીલીભીત

૩. શ્રીમાન હીરાલાલ વસંતલાલ પટેલ, અમદાવાદ

૪. બાબુ મુનશીરામ, ફત્તેહગઢ, નેકપુર કર્લા.

**કોષાધ્યક્ષ :** બાબુ ગૌરીશંકર, બાઢપુર, ફત્તેહગઢ

**લેખા પરીક્ષક :**

૧. બાબુ દીપનારાયણસિંહ, જમીનદાર, મિરઝાપુર

૨. બાબુ બિહોરીલાલ, નોબસ્તા, આગ્રા

**બેંકર :** મહાસભા કે મુખ્યાલય પર પ્રાદેશિક બેન્ક



**કાર્યસમિતિના સભ્યો :**

૧. બાબુ રામચરણ બી.એ. એલએલ.બી. વકીલ, ઉચ્ચન્યાયાલય, પીલીભીત ૨. લાલા નન્દુપ્રસાદ રઈસ, સુલતાનપુર, આગ્રા ૩. રાયસાહેબ જનકધારીલાલ દીનાપુર, પટણા ૪. ચૌધરી બૈદ્યનાથપ્રસાદ ભભુઆ શાહાબાદ ૫. બાબુ

જંગબહાદુરસિંહ, મખ્તાર, પીલીભીત ૬. બાબુ રઘુનંદસિંહ ઠેકેદાર અને વ્યવસાયી પૂર્ણિયા ૭. બાબુ ગોવર્ધનસિંહ જમીનદાર, સારણ ૮. બાબુ રાજવંશીસિંહ જમીનદાર, દિગબારા, સારણ ૯. ચૌધરી દેવીપ્રસાદ જમીનદાર, બારાબાંકી ૧૦. રાયસાહેબ બિહારીલાલ ઠેકેદાર, લખનૌ ૧૧. બાબુ માતાદિન છોટે, હસનગંજ, લખનૌ ૧૨. બાબુ ગુરુપ્રસાદ ઠેકેદાર, લખનૌ ૧૩. બાબુ જંગબહાદુર મુખત્યાર, બારાબાંકી ૧૪. ઠાકુર રામસિંહ પટણીપુર બારાબાંકી ૧૫. બાબુ શિવનારાયણ બી.એ., બારાબાંકી ૧૬. ઠાકુર જગમોહનસિંહ, હસનગંજ, લખનૌ ૧૭. બાબુ શિવદયાળસિંહ ઠેકેદાર, ચાંદગંજ ખુર્દ, લખનૌ ૧૮. બાબુ બદલુરામ ઠેકેદાર, ચાંદગંજ, લખનૌ ૧૯. લાલા વૈજનાથ મદઈપુરી, લખનૌ ૨૦. બાબુ માતાપ્રસાદ વકીલ, બારાબાંકી ૨૧. બાબુ ખુશીરામ જમીનદાર, રાયબરેલી ૨૨. બાબુ જાગેશ્વરદયાળ, વિદ્યુત અભિયન્તા, ગોરખપુર ૨૩. ચૌધરી ગોકુળપ્રસાદ જમીનદાર, કટસ, સૈયદજા, બનારસ ૨૪. બાબુ જૈજૈરામ જમીનદાર, લજુરિયા પોસ્ટ ઑફિસ, સેમરા, ગોરખપુર ૨૫. બાબુ દીપચંદ, દિલ્હી, કાનપુર ૨૬. બાબુ બાબુલાલ વ્યવસાયી, કઠલા, અલ્હાબાદ ૨૭. બાબુ રામખિલાવનસિંહ શાહ, શાહપુર, બનારસ ૨૮. બાબુ શિવપ્રસાદ ફત્તેહગઢ, ફરૂખાબાદ ૨૯. બાબુ ગુલજારીલાલ ફત્તેહગઢ, ફરૂખાબાદ ૩૦. બાબુ રૂપકિશોર રઈસ, નૌબસ્તા, આગ્રા ૩૧. લાલા ઝમનલાલ, પુરબિયા ટોલા, ઈટાવા ૩૨. બાબુ ભોલાપ્રસાદ જમીનદાર, પોસ્ટ મંધર-રાયપુર ૩૩. બાબુ તુલારામ, બી.એ. તહસીલદાર, કુનારા, રાયપુર ૩૪. બાબુ હીરાલાલ વ્યવસાયી, અનારકલી, લાહૌર ૩૫. શેઠ કિશોરીલાલ જીવાભાઈ ઠેકેદાર, અમદાવાદ ૩૬. શેઠ સોમનાથ ભદ્રભાઈ, રાયપુર, અમદાવાદ, ૩૭. સોમનાથભાઈ ઝવેરભાઈ પટેલ, બેરિસ્ટર, અમદાવાદ ૩૮. બાબુ જયકુમાર સહાય, પુરબિયા, ટોલા - ઈટાવા ૩૯. શ્રી ભાઈલાલભાઈ સારાભાઈ, બી.એ. એલ.એલ.બી., અમદાવાદ ૪૦. કુંવરશ્રી લાલસિંહજી રાયસિંહજી, વીરમગામ ૪૧. શ્રી માણેકલાલ હીરાલાલ, એમ.એ. એલ.એલ.બી., વકીલ, ૧૨૦, ક્વીનરોડ, મુંબઈ ૪૨. ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ, અમદાવાદ ૪૩. પારેખ શંકરલાલ વલ્લભદાસ, સુરત ૪૪. શ્રી કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા, સુરત ૪૫. બાબુ ભગેલૂરામ બહોરા, પોસ્ટ બુન્દેખાં - બસ્તી ૪૬. બાબુ બલદેવસિંહ, ગોંડા જેલ, ગોંડા ૪૭. બાબુ પ્રયાગસિંહ મઉનાથભંજન, આઝમગઢ ૪૮. બાબુ રૂકમસિંહ, બદાયૂં ૪૯. બાબુ ભગવાનસિંહ માસ્ટર, તકૈલા, લવારપુર, સીતાપુર ૫૦. મિ. કાલિદાસ મોહનલાલ બેંકર્સ, અમદાવાદ ૫૧. શેઠ શ્રી જુલદાસ દામોદરદાસ, રાયપુર,

અમદાવાદ ૫૨. શેઠ ચીમનલાલ જીવાભાઈ, શાહપુર, અમદાવાદ ૫૩. શેઠ નગીનદાસ પુરુષોત્તમદાસ, વનસીપંથ, અમદાવાદ ૫૪. બાબુ જગન્નાથપ્રસાદ ઠેકેદાર, લખનૌ ૫૫. ઠાકુર બ્રજમોહન ચાંદગંજ, કૂર્લા, લખનૌ (પટેલ બંધુ - સુરત. ૧૯૧૭)

## ૧૩મું અધિવેશન, કાનપુર, ૧૯૧૯
## તા. ૧૯-૨૦-૨૧ એપ્રિલ

આ અધિવેશન કોલ્હાપુરના મહારાજા શ્રી શાહુ છત્રપતિ મહારાજની અધ્યક્ષતામાં ભરાયું હતું. તેઓ છત્રપતિ શિવાજી મહારાજના વંશજ હતા. છત્રપતિ શાહુજી ૧૯૧૯માં આયોજિત અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાના અધિવેશનમાં અધ્યક્ષતાની ફરજ બજાવવા માટે કાનપુરમાં અસ્વસ્થ હોવા છતાં આવ્યા હતા.

આ સંમેલનમાં શાહુજીએ પોતાના અધ્યક્ષીય ભાષણમાં વર્ણવ્યવસ્થા અને જ્ઞાતિવ્યવસ્થાની કટુ શબ્દોમાં આલોચના કરી નિંદા કરતાં તેમણે આ જામી પડેલી પ્રથાની આકરી ટીકા કરી હતી. પડદા પ્રથા સમાપ્ત કરવા, વિધવાવિવાહને ઉત્તેજન આપવા, આંતરજ્ઞાતીય લગ્નો કરવા અને સહભોજન તેમજ અન્ય બાબતો પર પોતાના વિચારો રજૂ કરી કુરિવાજો અને અંધશ્રદ્ધાને તિલાંજલિ આપવા અપીલ કરી હતી. ખેતીની ઉન્નતિ પશુધનને સંરક્ષિત કરવા પર ભાર મૂકતાં સામાજિક ક્રાંતિના સૂત્રધાર મહાન આદર્શવાદી મહાત્મા (જ્યોતિબા) ફૂલેના આદર્શોને અપનાવી જ્ઞાતિપ્રથાને સમાપ્ત કરવાની તેમણે પ્રેરણા આપી હતી. તે સમયે સંમેલનમાં છત્રપતિ શાહુ દ્વારા નિર્દેશિત સામાજિક ન્યાયની ભારોભાર પ્રશંસા થઈ હતી.

અધ્યક્ષશ્રીએ ભાષણમાં સભાને સંબોધતાં તેમણે કહ્યું, પ્રિય ક્ષત્રિય બંધુઓ ! હું આપણામાંનો છું. ચાહે તો મને મજૂર સમજો કે ખેતી કરનાર સમજો. મારા બાપદાદા આ જ કામ કરતા હતા. મને ખૂબ જ આનંદ થાય છે કે, જે કામ પરાપૂર્વથી મારા પૂર્વજો કરતા આવ્યા હતા તે કામ કરનારાઓએ મને અધ્યક્ષપદે બોલાવ્યો છે. હું કોઈ પદને સક્ષમ નથી અથવા તેને યોગ્ય નથી. મારાથી હોશિયાર ઘણા લોકો છે છતાં આ પરિષદનું અધ્યક્ષપદ મને આપવામાં આવ્યું છે. ખેડૂત, મજૂર અને મહાન પરાક્રમી મહારાજ શિવાજી અને મહારાજની પુત્રવધૂ મહારાણી તારાબાઈના વંશ જ હોવાને નાતે મને આપે આટલું મોટું માન આપ્યું છે ! ('કૂર્મી ક્ષત્રિય જાગરણ' - ૧૯૯૨, અંક ૭, ૮, ૯, ૧૦ કાનપુર)

## મહાસભાનું ૧૪મું અધિવેશન, ૨૯-૩૦-૩૧ ડિસેમ્બર, ૧૯૨૪, સીતાપુર

મહાસભાનું ૧૪મું અધિવેશન મહારાજ શ્રી તુકોજીરાવ પવારની અધ્યક્ષતામાં સંપન્ન થયું હતું. આ અધિવેશનની વિશિષ્ટતા એ હતી કે, આ પ્રસંગે કૂર્મી ક્ષત્રિય નવયુવક સમિતિનું સંગઠન મહારાજ કુમાર શ્રી વિક્રમસિંહરાવ પવારની અધ્યક્ષતામાં કરવામાં આવ્યું હતું.

૨૭, ૨૮ ડિસેમ્બર ૧૯૨૬માં મરાઠા શિક્ષણ પરિષદના મંત્રી રાવબહાદુર શ્રી રામચંદ્રરાવ વિઠ્ઠલરાવ વાડેકર, સભ્ય શ્રી વિધાન પરિષદ, મુંબઈની અધ્યક્ષતામાં દેવાસમાં મહાસભાનું ખાસ અધિવેશન ભરાયું હતું. દેવાસના પ્રથમ મહારાજા શ્રી તુકોજીરાવ પવારે તે અધિવેશનનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

**૧૫.** મહાસભાનું ૧૫મું અધિવેશન ૧લી, ૨જી, ૩જી માર્ચ ૧૯૨૭ના રોજ લખીમપુર, ખોરીમાં શ્રીમંત જગદેવરાવ પવાર ભાઉ સાહેબ દેવાસ (પ્રથમ શ્રેણી)ની અધ્યક્ષતામાં ભરાયું હતું.

આ અધિવેશનની વિશેષતા એ હતી કે, સૌપ્રથમ સ્ત્રીઓએ આ અધિવેશનમાં ભાગ લીધો. આમ સૌપ્રથમ સ્ત્રીઓ જાહેર જીવનમાં પ્રવેશ પામી અને કૂર્મી ક્ષત્રિય મહિલા પરિષદની સ્થાપના, નીમગાંવ, લખીમપુરની રાણી સાહેબ શ્રીમતી ચંપાકુમારીના અધ્યક્ષપદે કરવામાં આવી.

**૧૬.** મહાસભાનું ૧૬મું અધિવેશન ૨૭ થી ૨૯ ડિસેમ્બર ૧૯૨૮માં શ્રી વૃંદાવન કતિયાર, ઍડવોકેટના પ્રમુખપણા નીચે જબલપુરમાં આયોજિત કરવામાં આવ્યું હતું.

**૧૭.** ૧૭મું અધિવેશન શ્રીમંત જગદેવરાવ પવારની અધ્યક્ષતામાં ૨૭-૨૮ ડિસેમ્બર ૧૯૨૯ મુઝફ્ફરપુરમાં આયોજિત થવાનું હતું. તેમના મોટાભાઈની નાદુરસ્ત તબિયતને કારણે પોતે હાજર રહી શક્યા નહીં તેમ છતાં તેમનું અધ્યક્ષીય ભાષણ તેમના પ્રતિનિધિ સરદાર સીતારામ લક્ષ્મણરાવ બાગડે દ્વારા વાંચવામાં આવ્યું હતું. સભાસંચાલન પણ તેમના દ્વારા જ કરવામાં આવ્યું હતું. આ અધિવેશનના અવસરે ઠાકુર શરણસિંહની અધ્યક્ષતામાં કૂર્મી ક્ષત્રિય નવયુવક સંમેલન પણ થયું. આ સંમેલને રાજકીય જાગૃતિ બતાવી હતી. એટલું જ નહિ પરંતુ સાયમન કમિશનનો બહિષ્કાર કરતો ઠરાવ પણ પસાર કર્યો હતો.



**૧૮.** મહાસભાનું અઢારમું અધિવેશન ૧૯-૨૦ એપ્રિલ ૧૯૩૦માં પ્રધાનમંત્રી (મરાઠા શિક્ષણ પરિષદ) શ્રી રામચંદ્રરાવ અર્જુનરાવ ગોલેની

અધ્યક્ષતામાં ભરાયું હતું.

૧૯. મહાસભાનું ૧૯મું અધિવેશન પુરૂલિયામાં મુંબઈ વિધાનસભા પરિષદના ઉપાધ્યક્ષ માનનીય નામદેવ એકનાથ નાવલેની અધ્યક્ષતામાં તા. ૩-૪-૫ એપ્રિલ ૧૯૩૧માં ધામધૂમથી આયોજિત કરવામાં આવ્યું હતું.

૨૦. મહાસભાનું ૨૦મું અધિવેશન હરનૌત (પટણા)માં મહારાજ સદાશિવરાવ પવાર ખાસે સાહેબ, દેવાસ (દ્વિતીય)ની અધ્યક્ષતામાં ૨૭-૨૯ ડિસેમ્બર ૧૯૩૩માં ભરાયું હતું.

૨૧. ૨૯, ૩૦, ૩૧ ડિસેમ્બર ૧૯૩૭માં ૨૧મા અધિવેશનનું આયોજન શ્રી વૃજનંદનલાલ બેરિસ્ટરની અધ્યક્ષતામાં છપરા, સારન, બિહારમાં ભરવામાં આવ્યું હતું.

૨૨. બાવીસમું અધિવેશન ૭, ૮, ૯ એપ્રિલ ૧૯૩૯માં શ્રી દાસુસિંહ એડ્વોકેટની અધ્યક્ષતામાં ઝારગામ (મિદનાપુર)માં ભરાયું હતું.

૨૩. ૨૩મું અધિવેશન તા. ૭ થી ૯ એપ્રિલ ૧૯૪૪માં ડૉ. પંજાબરાવ દેશમુખની અધ્યક્ષતામાં ઈટાવા, ઉત્તરપ્રદેશ મુકામે ભરાયું હતું.

૨૪. મહાસભાનું ૨૪મું અધિવેશન ડૉ. ખૂબચંદ બધેલની અધ્યક્ષતામાં હારીમઉ, પુખરાયા, કાનપુરમાં ૭ થી ૯ મે ૧૯૪૮માં આયોજિત થયું હતું.

આ અધિવેશન દરમ્યાન બિહાર વિધાનસભા અને ભારતીય સંવિધાન સભાના સભ્ય શ્રી ગુપ્તનાથસિંહની અધ્યક્ષતામાં કૂર્મી ક્ષત્રિય નવયુવક સંમેલન થયું હતું. આ ૨૪મા અધિવેશનમાં ગુપ્તનાથસિંહને મહાસભાના પ્રધાનમંત્રી ચૂંટવામાં આવ્યા.

આ સમય દરમ્યાનમાં ગુજરાતનાં પાટીદાર યુવક મંડળો અને ભગિની મંડળોએ તેમજ વિદેશમાં ચાલતા પાટીદાર યુનાઈટેડ મંડળે સમાજના કુરિવાજો સામે સારી એવી જાગૃતિ બતાવી હતી. અને આ મંડળોએ સમાજ સુધારણાની દિશામાં અનેક ઠરાવો કર્યા હતા. તેનું અમલીકરણ થાય તે માટે ઝુંબેશો પણ કરી હતી. સરદાર પટેલ, દરબાર ગોપાળદાસ, પુરુષોત્તમ પરીખ, પુરુષોત્તમદાસકાકા, ડૉ. પીતાંબર પટેલ, નરસિંહભાઈ પટેલ, મોતીભાઈ અમીન, બાપુભાઈ ગામી અને છગનભા વગેરેએ સમાજસુધારાનું નેતૃત્વ પૂરું પાડ્યું, એટલું જ નહીં પણ શૈક્ષણિક સંસ્થા ઊભી કરી. વડોદરામાં બહેચરભાઈ રાયજીભાઈ, છોટુભાઈ રાયજીભાઈ અને ભરૂચમાં ચુનીલાલ વનમાળીદાસ અને સુરતમાં પુરુષોત્તમ ફકીરભાઈ અને પાટીદાર આશ્રમના સ્થાપક કુંવરજી કલ્યાણજી મહેતાએ ખૂબ જ જાગૃતિ બતાવી હતી.

મહિલા પરિષદોનું પણ આયોજન શરૂ થયું હતું. શ્રીમતી પાર્વતીબહેન (બાવળા), કુમારી મણિબહેન પટેલ, શ્રીમતી ભક્તિબા જેવાં સ્ત્રીકાર્યકરોએ પણ સમાજસુધારણાની ઝુંબેશ ચલાવી.

૨૫. મહાસભાનું ૨૫મું રજતજયંતી અધિવેશન તા. ૨૫ થી ૨૮ ડિસેમ્બર ૧૯૫૮માં કલકત્તામાં કેન્દ્રીય પ્રધાનમંત્રી ડૉ. પંજાબરાવ દેશમુખનાં ધર્મપત્ની શ્રીમતી વિમલાદેવી દેશમુખના પ્રમુખપણા નીચે મળ્યું હતું. આ ઘટના પણ પાટીદાર સમાજને ગૌરવ અપાવી શકે તેવી ગણી શકાય. કારણ કે એક સ્ત્રીને અખિલ ભારતીય કૂર્મી સભાનું અધ્યક્ષપદ આપ્યું. આ પણ સુધારાનું પ્રથમ પગથિયું ગણાય. આ પણ આપણી કોમમાં આવેલું એક પરિવર્તન જ ગણાવી શકાય. આમ વિમલાદેવી આ સભાનાં પ્રથમ મહિલા પ્રમુખ બન્યાં હતાં. તે ખરેખર સ્ત્રીસમાજ માટે અત્યંત ગૌરવની વાત ગણાય.

૨૬. મહાસભાનું ૨૬મું અધિવેશન ૧૯૬૦માં તા. ૨૫ થી ૨૮ ફેબ્રુઆરીના રોજ રાયરંગપુર મયૂરભજ, ઉડીસામાં ભરાયું હતું. તેનું અધ્યક્ષપદ નગરનિગમના મુખ્ય અધિકારી શ્રી રામદિન ગૌરે (આઈ.એ.એસ.) સંભાળ્યું હતું.

૨૭. ૨૭મી મહાસભાનું અધિવેશન ઈ.સ. ૧૯૬૧, તા. ૨૬, ૨૭, ૨૮ મે માં હોશંગાબાદ (મધ્યપ્રદેશમાં) બેતુલના સમાજસેવક શ્રી કૃષ્ણકુમાર દેશમુખના પ્રમુખપદે મળ્યું હતું.

૨૮. મહાસભાનું ૨૮મું અધિવેશન ૧૯૬૬માં ૧૦થી ૧૨ ડિસેમ્બરના રોજ નાગપુરમાં છત્તીસગઢના જાણીતા સમાજ સુધારક ડૉ. ખૂબચંદ બધેલના અધ્યક્ષપદે મળ્યું હતું. અને પ્રજાસમાજવાદી નેતા શ્રી અશોક મહેતા કેન્દ્રીય મંત્રી આ સંમેલનના ઉદ્‌ઘાટક હતા.

૨૯. ઓગણત્રીસમું અધિવેશન તા. ૨૭ ફેબ્રુઆરીથી ૧લી માર્ચ ઈ.સ. ૧૯૭૦માં મેકીપુર, નાજિરા, શિવસાગર અસમ પ્રદેશમાં આયોજિત થયું હતું. જેનું પ્રમુખસ્થાન મહાસભાના કોષાધ્યક્ષ શ્રી લક્ષ્મણચંદ્રસિંહે સંભાળ્યું હતું.

૩૦. ભારતરત્ન લોહપુરુષ સરદાર પટેલના સુપુત્ર શ્રી ડાહ્યાભાઈ પટેલના અધ્યક્ષપદે ૩૦મું અધિવેશન તા. ૩૦ એપ્રિલથી ૨ મે ૧૯૭૧માં પટણા (બિહાર)માં ભરાયું હતું. તાજેતરમાં જ રવિ રાયના અધ્યક્ષપદે પટણામાં કૂર્મી ક્ષત્રિયોનું અધિવેશન ભરાયું હતું.



૩૧. મહાસભાનું ૩૧મું અધિવેશન તા. ૩૦ એપ્રિલથી ૨ મે ૧૯૭૧ના રોજ ભંજનગર જિલ્લા ગુંજામ ઉડિસામાં ભરાયું હતું. હિન્દી માસિક પત્રિકા 'ચંદામામા'ના સુપ્રસિદ્ધ સંપાદક શ્રી બાળસૌરી રેડ્ડીએ આ અધિવેશનની અધ્યક્ષતા

શોભાવી હતી. આ અધિવેશનમાં શ્રી ગુપ્તનાથની નાદુરસ્ત તબિયતને કારણે તેમના સ્થાને શ્રી સિદ્ધેશ્વર પ્રસાદને મહાસભાના મહામંત્રી ચૂંટવામાં આવ્યા હતા.

**૩૨.** ૩૨મું અધિવેશન દિલ્હીના રામલીલા મેદાનમાં તા. ૧૦, ૧૧ જૂન ૧૯૭૮માં ધામધૂમથી ભરાયું હતું. ગુજરાતના લોકસભાના સભ્ય આર. કે. અમીને તેનું અધ્યક્ષપદ શોભાવ્યું હતું. ભારત સરકારના તે વખતના દૂર-સંચારના મંત્રી શ્રી વ્રજલાલ વર્મા અધિવેશનના પ્રમુખ અતિથિ હતા. જાણીતા વિદ્વાન દિલ્હી કૂર્મી ક્ષત્રિય સમાજના અધ્યક્ષ ડૉ. દિલાવરસિંહ અધિવેશનના સ્વાગત પ્રમુખ હતા અને શ્રી સી. બી. સિંહ સંયોજક હતા.

**૩૩.** મહાસભાનું તેત્રીસમું અધિવેશન ઝાલદા, જિ. પુરલિયા, પશ્ચિમ બંગાળમાં તા. ૮ અને ૯ માર્ચે ૧૯૮૦માં મળ્યું હતું. તેમાં અધ્યક્ષસ્થાને રામકૃષ્ણ મિશનના સંત સ્વામી આત્માનંદ (આઈ.એ.એસ.)ના પિતા શ્રી ધનીરામ વર્માજી, રાયપુર (મ.પ્ર.) હતા. શ્રી વર્માજીએ ગાંધીજી સાથે વર્ધા આશ્રમમાં પણ કામ કર્યું છે. તેઓ અધ્યાપક હતા. તેમનાં બધાં સંતાનોને તેમણે સામાજિક પ્રવૃત્તિમાં જોડી દીધાં છે. તેમના પ્રયાસોથી આ મહાસભાનું કાર્ય ફરીથી વેગવાન બન્યું છે. તેમણે અનેક આશ્રમો ખોલ્યા છે. આદિવાસીઓ અને ખેડૂતોની સેવાઓ કરી છે. તેમજ સહકારી પ્રવૃત્તિમાં તેમનું પ્રદાન ઘણું મોટું છે. તેઓ સાચા અર્થમાં ગાંધીવાદી હતા. હાલ પણ તેઓ મહાસભા માટે કાર્યશીલ છે.

**૩૪.** તા. ૨૯-૩૧ મે ૧૯૮૧માં મહાસભાનું ૩૪મું અધિવેશન, રાયપુર, મધ્યપ્રદેશમાં શ્રી ધનીરામ વર્માજીની અધ્યક્ષતામાં મળ્યું હતું. ધનીરામજી વર્મા કૂર્મી સમાજમાં ખૂબ માન ધરાવે છે. તે પોતે આ મહાસભાના સંરક્ષક છે. મહાસભાને પુનઃ જીવંત કરવામાં તેમનું યોગદાન ઘણું મોટું છે. તેમણે મારા પરના પત્રમાં જણાવ્યું છે કે, ગુજરાતમાં એક નાનકડું સંમેલન બોલાવી તેમના પૂર્વજોની પુનઃ યાદ તાજી કરવી ખૂબ જરૂરી છે. તેથી ગુજરાત આ અંગે વિચારે તે ખૂબ જ જરૂરી છે. અને એ વાત નોંધવી જરૂરી છે કે, અખિલ ભારતીય કૂર્મી સભાની કાર્યસમિતિની બેઠકનું આયોજન ગુજરાતમાં કરવા માટે આમંત્રણ આપવામાં આવ્યું છે.

**૩૫.** મહાસભાનું પાંત્રીસમું અધિવેશન તા. ૩૦ સપ્ટેમ્બરથી તા. ૨ ઑક્ટોબર ૧૯૮૩ના રોજ મહારાષ્ટ્ર સેવા સંઘ સભાગાર, મુલુન્ડ, મુંબઈમાં શ્રી ધનીરામ વર્માની અધ્યક્ષતામાં મળ્યું હતું. આ અધિવેશનમાં શ્રીમતી ઈન્દુમતી ત્રિભુવન પટેલ (નિયામક, નગર નિગમ, મુંબઈ)ની અધ્યક્ષતામાં મહિલા સંમેલન તથા શ્રી અનિલ સચાનની અધ્યક્ષતામાં યુવા સંમેલન ભરાયું હતું. તે વખતના

મહારાષ્ટ્રના મુખ્યમંત્રી શ્રી વસંતદાદા પાટીલે અધિવેશનનું સમાપન કરતાં પોતાના ભાષણમાં કહ્યું, 'ભારતના સમસ્ત કૂર્મીઓ એક છે. અંતર માત્ર ઉપનામોમાં છે. આપણે બધા કૂર્મીઓ છીએ. ખેતી આપણો ધંધો છે. મેં ખુદ મારા હાથથી હળ હાંક્યું છે. જનતાની વાત તો ઘણી દૂર છે. જ્યાં અમે રાજકારણીઓ પણ એકબીજાને ઓળખતા નથી ત્યાં તમારી શી વાત કરવી.' આ અધિવેશનમાં 'જાગો કૂર્મી મહાન' નામનું અત્યંત પ્રેરણાદાયી ધ્વજગીત રજૂ કરવામાં આવ્યું હતું. ડૉ. દેશરાજ કટિયાર ફૈઝાબાદ મહાસભાના અધ્યક્ષ તથા ડૉ. બલિરામસિંહ વારાણસી મહામંત્રી તરીકે ચૂંટવામાં આવ્યા હતા.

૩૬. મહાસભાનું છત્રીસમું અધિવેશન તા. ૧૪ અને ૧૫ ફેબ્રુઆરી ૧૯૮૭ના રોજ સારનાથ (વારાણસી) હીરક જયંતી સમારોહના રૂપમાં ધૂમધામથી ઉજવવામાં આવ્યું.

૩૭. અખિલ ભારતીય કૂર્મી મહાસભાના નામથી તા. ૧૬ અને ૧૭ માર્ચના રોજ ૧૯૯૧માં પટણામાં ૩૭મું અધિવેશન આયોજિત કરવામાં આવ્યું. જેનું પ્રમુખસ્થાન શ્રી મહેન્દ્રસિંહ ગંગવારે દિપાવ્યું હતું. આ અધિવેશનની વિશેષતા એ હતી કે, આમાં રાજનૈતિક પાસાંઓની સૌથી વધારે ચર્ચા થઈ હતી.

(ડૉ. રામસિયાસિંહ - કૂર્મવંશી કીર્તિકથા - સતના.)

તાજેતરમાં પટણામાં ભરાયેલ સભાએ પણ કુણબી લૉબીએ રાજકારણમાં પૂરા જુસ્સાથી પડવું જોઈએ તે અંગેના મનનીય વિચારો રજૂ કર્યા હતા.

ઉપરોક્ત ૧૦૦ વરસના સમયગાળાનું અવલોકન કરીએ તો આપણા પૂર્વજોએ જે સંગઠનશક્તિ બતાવી હતી અને એકતાનાં દર્શન કરાવ્યાં હતાં તે ખરેખર ગૌરવ અપાવે તેવાં હતાં. તે વખત ટાંચાં સાધનો, શિક્ષણનો અભાવ અને અનેક મુસીબતો વચ્ચે પણ જ્ઞાતિના અંતરને આટલું બધું નજીક લાવવામાં તેમનું યોગદાન ઘણું મોટું કહી શકાય. આજે તેમના જ માર્ગે ચાલી પુનઃ સંગઠિત થવાની ખૂબ જ જરૂર છે.

૧૯૯૩માં હૈદ્રાબાદમાં અખિલ ભારતીય કૂર્મી મહાસભાની કાર્યકારી સમિતિ મળી ગઈ. અને આ ૧૦૦ વર્ષના ઈતિહાસને શતાબ્દી ગ્રંથ તરીકે પ્રગટ કરવાની જવાબદારી ડૉ. દિલાવરસિંહજી જયસવારને આપી. અને નક્કી થયું કે, ૧૯૯૪ના વર્ષને શતાબ્દી વર્ષ તરીકે ધામધૂમથી ઉજવવું અને અધિવેશન ભરવું. મધ્યપ્રદેશમાં ચૈનસિંહ પાટીદાર, શ્રી મુકાતી, શ્રી ચતુર્ભુજ પાટીદાર, ખેમચંદ પાટીદાર તેમજ ગુજરાતમાંથી ઘણાએ આવી એક સંસ્થાની સ્થાપના કરી છે. તેનું અધ્યક્ષપદ શ્રી કેશુભાઈ વિઠ્ઠલભાઈ પટેલ શોભાવી રહ્યા છે. બીજી બાજુ ચરોતરના પાટીદારોએ

શ્રી રમણભાઈ પટેલ અને નવનીતભાઈ પાર્શ્વનાથવાળાના પ્રમુખપદે આવી જ સંસ્થાની રચના કરવામાં આવી છે. ડૉ. મંગુભાઈ પટેલે આ સંસ્થાઓને જીવંત કરવા પ્રયાસ કર્યા પણ તેમાં ધારી સફળતા મળી નહીં. હાલ આ બંને સંસ્થાઓએ અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભા સાથે જોડાવું જરૂરી છે.

## અ. ભા. કૂ. ક્ષ. મહાસભાઓની તવારીખો

| | સ્થળ | પ્રમુખ | વર્ષ-તારીખ |
|---|---|---|---|
| ૧. | લખનૌ | રાવસાહેબ બાબુ ગેંદનલાલ (ફરૂખાબાદના એડવોકેટ) | ૨૯, ૩૦ ડિસેમ્બર ૧૮૯૪ |
| ૨. | લખનૌ | શ્રી નંદલાલજી | ૨૯, ૩૦ ડિસેમ્બર ૧૮૯૫ |
| ૩. | પીલીભીત ઉત્તરપ્રદેશ | શ્રી મિથિલાશરણ (એડવોકેટ) બાજીપુર (બિહાર) | ૨૮, ૨૯ ડિસેમ્બર ૧૮૯૬ |
| ૪. | એખલાસપુર (બિહાર) | શ્રી મિથિલાશરણસિંહ | મે ૧૯૦૯ |
| ૫. | ચુનાર | શ્રી બી. નાગપ્પા (સેશન્સ જજ) મૈસૂર | ૨૯, ૩૦ ડિસેમ્બર ૧૯૦૯ |
| ૬. | પીલીભીત | સી. બી. નાયડુ (નાગપુરના બેરિસ્ટર) | ૨૫ થી ૨૭ ડિસેમ્બર, ૧૯૧૦ |
| ૭. | ઈટાવા | શ્રી સજિલાલસિંહ (પટણા) | ૨૭ થી ૨૯ ડિસેમ્બર ૧૯૧૧ |
| ૮. | બારાબાંકી (ઉ.પ્ર.) | પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ (અમદાવાદ, ગુજરાત) | ૨૪ થી ૨૬ ડિસેમ્બર ૧૯૧૨ |
| ૯. | અમદાવાદ | શ્રી વિઠ્ઠલભાઈ પટેલ (બેરિસ્ટર) | ૨૭ થી ૨૯ ડિસેમ્બર ૧૯૧૩ |
| ૧૦. | લખનૌ | શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, વડોદરા | ૨૭-૨૮-૨૯ ડિસેમ્બર ૧૯૧૫ |
| ૧૧. | આગ્રા | મગનભાઈ સી. પટેલ (નડિયાદ, બેરિસ્ટર) | ૨૯ થી ૩૧ ડિસેમ્બર ૧૯૧૬ |
| ૧૨. | બરૂપુર (જિ. ફરૂખાબાદ) | શ્રીમંત સદાશિવરાવ પવાર (દેવાસ-મ.પ્ર.) | ૩૦, ૩૧ માર્ચ ૧ મે ૧૯૧૮ |
| ૧૩. | કાનપુર | મહારાજશ્રી શાહુ છત્રપતિ કોલ્હાપુરના મહારાજા | ૧૯,૨૦,૨૧ એપ્રિલ ૧૯૧૯ |
| ૧૪. | સીતાપુર | મહારાજ શ્રી તુકોજીરાવ પવાર | તા. ૨૯ થી ૩૧ ડિસેમ્બર, ૧૯૨૪ |

આ જ સંમેલનમાં યુવા સંગઠન મહારાજ કુમાર વિક્રમસિંહ રાવ પવારની અધ્યક્ષતામાં ભરાયું.

દેવાસમાં વિશેષ અધિવેશન ૧૯૨૬ તા. ૨૭, ૨૮, ડિસેમ્બર શ્રી રામચંદ્ર વિઠ્ઠલરાવ વાડેકરના પ્રમુખપદે ભરાયું, દેવાસના મહારાજા તુકોજીરાવે તેનું ઉદ્‌ઘાટન કર્યું.

| | | |
|---|---|---|
| ૧૫. લખીમપુર ખોરી | શ્રીમંત જગદેવરાવ પવાર (દેવાસ) | ૧ થી ૩ માર્ચ ૧૯૨૭ |

લખીમપુરની મહારાણી ચંપાકુમારીની અધ્યક્ષતામાં અ.ભા.કૂ.ક્ષ. મહિલા પરિષદની સ્થાપના થઈ હતી.

| | | |
|---|---|---|
| ૧૬. જબલપુર | વૃંદાવન કટિયાર (એડવોકેટ, જબલપુર) | ૨૭ થી ૨૯ ડિસેમ્બર ૧૯૨૮ |
| ૧૭. મુઝફ્ફરપુર | શ્રીમંત જગદેવરાવ પવાર (દેવાસ) | ૨૬, ૨૭, ૨૮ ડિસેમ્બર ૧૯૨૯ |

આ અધિવેશનમાં ઠાકુર શરણસિંહની અધ્યક્ષતામાં કૂર્મી ક્ષત્રિય નવયુવક સંમેલન મળ્યું.

| | | |
|---|---|---|
| ૧૮. મુંબઈ | શ્રી રામચંદ્રરાવ ગોલે (મુંબઈ) | ૧૯ થી ૨૧ એપ્રિલ ૧૯૩૦ |
| ૧૯. પરુલિયા | નામદેવ એકનાથ નાવલે (મુંબઈ વિધાનપરિષદના ઉપાધ્યક્ષ) | ૩ થી ૫ એપ્રિલ ૧૯૩૧ |
| ૨૦. હરનૌત (પટણા) | શ્રી મહારાજ સદાશિવરાવ પવાર (દેવાસ) | ૨૭ થી ૨૯ ડિસેમ્બર ૧૯૩૩ |
| ૨૧. છપરા (બિહાર) | વ્રજનંદનલાલ બેરિસ્ટર | ૨૯ થી ૩૧ ડિસેમ્બર ૧૯૩૭ |
| ૨૨. ઝારગ્રામ (મિદનાપુર) બંગાળ | દાસુસિંહ (એડવોકેટ) | ૭ થી ૯ એપ્રિલ૧૯૩૯ |
| ૨૩. ઈટાવા (ઉ.પ્ર.) | ડૉ. પંજાબરાવ દેશમુખ (દિલ્હી) | ૭ થી ૯ એપ્રિલ ૧૯૪૪ |
| ૨૪. હારામઉ પુખરાયાં કાનપુર | ડૉ. ખૂબચંદ બઘેલ | ૭ થી ૯ મે ૧૯૪૮ |

આ વખતે શ્રી ગુપ્તનાથ સિંહના અધ્યક્ષસ્થાને યુવા પરિષદ મળી હતી.



| | | |
|---|---|---|
| ૨૫. કલકત્તા (રજતજયંતી વર્ષ) | શ્રી વિમલાદેવી દેશમુખ, દિલ્હી | ૨૫ થી ૨૭ ડિસેમ્બર ૧૯૫૮ |
| ૨૬. રાયરંગનગર (મયૂરભજ, ઉડીસા) | રામદીન ગૌર (જબલપુર) | ૨૫ થી ૨૮ ફેબ્રુઆરી ૧૯૬૦ |

| | | |
|---|---|---|
| ૨૭. હોશંગાબાદ (મ.પ્ર.) | શ્રી કૃષ્ણકુમાર દેશમુખ (બેતૂલ) | ૨૬ થી ૨૮ મે ૧૯૬૧ |
| ૨૮. નાગપુર | ડૉ. ખૂબચંદ બઘેલ (છત્તીસગઢ) | ૧૦ થી૧૨ ડિસેમ્બર ૧૯૬૬ |
| (ઉદ્‌ઘાટક : અશોક મહેતા, કેન્દ્રીય પ્રધાનમંત્રી, દિલ્હી) | | |
| ૨૯. મેકીપુર (અસમ પ્રદેશ) | શ્રી લક્ષ્મણસિંહ કોષાધ્યક્ષ મહાસભા | ૨૨, ૨૮ ફેબ્રુ. અને ૧ માર્ચ ૧૯૭૦ |
| ૩૦. પટણા-બિહાર | શ્રી ડાહ્યાભાઈ પટેલ | ૩૦ એપ્રિલ ૧, ૨ મે ૧૯૭૧ |
| ૩૧. ભંજનગર (ઉડીસા) | બાલશૌરી રેડ્ડી | ૩૦ એપ્રિલ ૧, ૨ મે ૧૯૭૨ |
| ૩૨. દિલ્હી. | પ્રો. આર. કે. અમીન (લોકસભા સભ્ય) | ૧૦, ૧૧ જૂન ૧૯૭૮ |
| ૩૩. ઝાલદા (પ. બં.) | શ્રી ધનીરામ વર્મા | (સંરક્ષક અ.ભા.કૂ.ક્ષ. મહાસભા) ૮, ૯ માર્ચ ૧૯૮૦ |
| ૩૪. રાયપુર (મ.પ્ર.) | શ્રી ધનીરામ વર્મા | ૨૯ થી ૩૧ મે ૧૯૮૧ |
| ૩૫. મુંબઈ | શ્રી ધનીરામ વર્મા | ૩૦ સપ્ટેમ્બર ૧, ૨ ઓક્ટોબર ૧૯૮૩ |

મહિલા સંમેલનનાં પ્રમુખ શ્રીમતી ઈન્દુમતી ત્રિભુવન પટેલ અને સમાપન તત્કાલીન મહારાષ્ટ્રના મુખ્ય મંત્રી વસંતરાવ પાટીલ.

| | | |
|---|---|---|
| ૩૬. સારનાથ (વારાણસી) | ડૉ. દેશરાજ કટિયાર | ૧૪, ૧૫ ફેબ્રુ. ૧૯૮૭ (હીરકજયંતી વર્ષ) |
| ૩૭. પટણા | શ્રી મહેન્દ્રસિંહ ગંગવાર | ૧૬, ૧૭ માર્ચ ૧૯૯૧ |

■ ■ ■

## પ્રકરણ ૬

# પાટીદાર કવિઓ

ગુજરાતમાં પાટીદારોની વસ્તીનું પ્રમાણ ઘણું મોટું છે. એવું એક પણ ગામ ભાગ્યે જ હશે કે જ્યાં પાટીદારની વસ્તી નહીં હોય. હિંદુસ્તાનના બગીચારૂપ ગણાતી ગુજરાતની ફળદ્રુપ ભૂમિને સાદા, ભોળા અને મહેનતુ પાટીદારોએ પરસેવાઉતાર પ્રયત્નોથી ખિલવીને લીલીવાડીરૂપ બનાવી છે. આજે ભારત દેશ જ્યારે સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યો છે ત્યારે પણ તેને ટકાવી રાખવાનું કામ ખેતી દ્વારા અને અન્ય હુન્નરો દ્વારા પાટીદારો બજાવી રહ્યા છે. એવી એક પણ બાબત રહી નથી કે જેમાં પાટીદારોએ કોઠાસૂઝ બતાવી ન હોય. પોતાનો ધંધો કુદરતની વધારે નજદીકનો હોવાથી અને તે માટે નગરવાસ કરતાં ગામડામાં સારી અનુકૂળતા હોવાથી પાટીદારોનો મોટો ભાગ શહેરના પ્રગતિમાન વાતાવરણથી દૂર જ રહેતો આવ્યો છે. ત્યાં કેળવણીની અનુકૂળતા ઓછી હોવાથી શહેરો અને કસબામાં વસનાર પ્રમાણમાં મુઠ્ઠીભર પાટીદારો સિવાય વસ્તીનો મોટો ભાગ - સમૂહ અજ્ઞાનતાના પ્રગાઢ અંધકારમાં ડૂસકાં ખાઈ રહ્યો છે અને હમણાં કરતાં થોડા સૈકા તો શું પણ દાયકાઓ ઉપર એથી પણ વધારે અંધકારના વાતાવરણ નીચે તે દબાયેલો હતો. આવી સ્થિતિમાં કેળવણી અને સંસારના ઉત્તમ લાભો મેળવતી બીજી સાક્ષર જ્ઞાતિઓ કરતાં પાટીદારો પાછળ પડ્યા હોય એ સ્વાભાવિક છે.

તોપણ એટલી વાત આનંદજનક છે કે, પાટીદારોએ સાહિત્યના ક્ષેત્રમાં બિલકુલ ખેડાણ કર્યું જ નથી એમ નથી. આજના સંદર્ભમાં તો ઘણા પાટીદાર કલાકારો અને સાહિત્યકારોએ મોટું ગજુ કાઢી પોતાનું યોગદાન પુરવાર કર્યું છે. સ્વર્ગસ્થ પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, પીતાંબર પટેલ અને રાવજી પટેલને કેમ ભુલાય? શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી મોહનભાઈ પટેલ, શ્રી રઘુવીર ચૌધરી, શ્રી ગુણવંત શાહ (પટેલ) જેવા અનેક સાહિત્યકારો પ્રથમ પંક્તિના પુરવાર થયા છે. આ ઉપરાંત સ્વ. સંજીવકુમાર જરીવાલા ફિલ્મની દુનિયામાં પોતાનું નામ મૂકતા ગયા છે. કલાકસબી તરીકે બાલકૃષ્ણ પટેલ અને જયરામ પટેલ પણ આગવું સ્થાન ધરાવે છે.



આ પાટીદાર કવિઓ અને સાહિત્યકારોએ માત્ર ભક્તિસાહિત્ય નથી લખ્યું, તેમણે સમાજનું દર્શન પણ કરાવ્યું છે. એકેશ્વરવાદની વાત કરી છે. હિંદુ-મુસ્લિમ

એકતાની વાત કરી છે. માત્ર ધર્મનું સાહિત્ય સર્જી તેમણે અંધશ્રદ્ધા જ બતાવી નથી, દેશદાઝ અને રાષ્ટ્રીયતાની કવિતાઓ લખી રાષ્ટ્રવાદને પ્રગટ કર્યો છે.

પ્રાચીન કવિઓની વાત કરું તો ઢોર, બળદ, દહાડિયા અને રગૅસિયું ગાડું એ તેમના નિત્યના સંગાથી હોવાથી તે વર્ગના કવિઓની કૃતિઓમાંથી માર્દવ અને મુક્ત લાલિત્ય કદાચ નહીં જોઈ શકીએ, પણ એમના સ્વભાવાનુસાર પણ જરા ખરબચડી બોલીમાં અને પહાડી રાગમાં નિખાલસ દિલના લાગણીવાળા સચોટ અસરકારક ઊભરાઓ બેધડકપણે તડ ને ફડ કરતી વાણીમાં બહાર પડેલા જોઈ શકીએ.

ઘણા સમાજસેવકો અને લેખકો પોતાનું કાર્ય પૂરું થતાં સંન્યાસી પણ બની ગયા એવા દાખલાઓ આ કોમમાં અસંખ્ય છે. સંત સરયુદાસજી, સંત બ્રહ્માનંદજી, સંત મુક્તાનંદજી, સંત નિપુણાનંદજી, સંત મંજુકેશાનંદજી અને છેલ્લી પચીસીની વાત કરીએ તો સ્વામિનારાયણ સંપ્રદાયમાં ઘણા પાટીદારો સ્વેચ્છાએ સંતો બની ગયા છે. જોકે સાધુ બન્યા પછી તેમની કોઈ જ્ઞાતિ રહેતી નથી. તે સૌ કોઈના હોય છે. 'જ્ઞાતિ પાંતી પૂછે ન કોઈ, હરિ કા હો સો હરિ કા હોય.' પ્રાચીન અને અર્વાચીન કાળના કાવ્યપ્રદેશના પાટીદાર ખેડૂ કવિઓનો પરિચય અને તેમની ખૂબીઓ દર્શાવવાનો મારો હેતુ છે.

## વસ્તો

ગુજરાતના જે પટેલોએ સાહિત્ય-સારંગીમાં સૂર પૂર્યો છે તે સર્વમાં બોરસદવતની વસ્તો પટેલ જાણમાં પહેલો છે. અમદાવાદના નિર્માલ્ય બાદશાહોમાં અંધાધૂંધી સાહિત્યના શુષ્કકાળ તરીકે ઓળખાયેલા સોળમા સૈકામાં એ થયો હતો. ઈ.સ. ૧૫૯૭માં તેનો જન્મ. પિતાનું નામ કાલિદાસ નારણદાસ અને વતન બોરસદ હતું.

**વસ્તો કહે હું વિપ્ર દાસ, ડોડીઆ કુળ બોરસદમાં વાસ,**
**કાયા સૂત નારણનો દાસ, તેહ પામિયો વૈકુંઠ વાસ.**

પાછળથી તેણે અનેક યાત્રાઓ કરી અને બુરહાનપુરમાં અવસાન સુધી નિવૃત્તિનિવાસ કર્યો હતો. સાધનના અભાવે તેને કેળવણી મળી ન હતી. તે પોતે લખે છે : 'હું કવ્ય જાણું નહીં ને અલ્પ મારી બુદ્ધ.'



વસ્તાભાઈને નાનપણથી જ હરિભજનની લેહ લાગી હતી. ખેતરનું કામ જ્યાં ને ત્યાં પડી રહેતું અને ઘણી વાર ભજન લલકારવા મંડી પડતા. તેમને પરણાવવા માટે ઘણા ઘણા પ્રયત્નો થયા હતા. તેમનું ચિત્ત પ્રભુભક્તિમાં સંલગ્ન થયેલું હોવાથી

તે એકના બે નહિ થતાં ઘેર રહેવું સલામત નહીં લાગતાં સત્તર-અઢાર વર્ષની વયે રામેશ્વરની જાત્રાએ નીકળી પડ્યા. પાછા આવતાં પડી ગયા અને લંગડા થયા. ઘરે આવ્યા ત્યારે મા-બાપ મરી ગયાં હતાં. અને માલમિલકત બે ભાઈઓએ વહેંચી લીધી હતી. પણ વસ્તાને એનાથી ઓછું નહીં આવ્યું.

**માયાને કૂવામાં ડાલી, કાયા છોડી જાશું,**
**મનડાને મિલાપ કરાવા ગંગાજી જઈ નાશું,**
**હરિની લેહ લાગી મનમાં બીજી ન રુચે માયા,**
**વસ્તા ભાઈને હરિનો નેડો, હરિના વસ્તા જાયા.**

આ પ્રમાણે ગાયું ત્યાર પછી એમણે ગોકુળ-મથુરાની જાત્રા કરીને બુરહાનપુરમાં મોહનદાસ સાધુના અખાડામાં વાસ કર્યો. ત્યાં એક કણબણે પુનર્લગ્ન કરવાની ઇચ્છા વ્યક્ત કરી.

**હરિનું ભજન વેગળું કરી પરણવાની કાં મંછા ધરી,**
**ગદ્ધાઈમાં કાઢ્યાં પરાં, ત્યારે હરિ કાં વિસર્યા,**
**મળમૂત્રમય આ સંસાર, તેને તરી બાઈ ઊતરો પાર,**
**સાચું સુખ હરિ પરણે થાય, બાકી તો દુઃખ શુ કહેવાય.**

આ પ્રમાણે કહી તેના મનનું સમાધાન કર્યું. ભલભલા લોકો કામિની અને કાંચનના પ્રલોભનમાં ડૂબી જાય, પણ વસ્તો તેમાં ડૂબ્યો નહીં, તે તેમાં ફસાયો નહીં. સ્વ. ઈચ્છારામભાઈ લખે છે કે, એક વાર સંન્યાસીઓ નદીએ સ્નાન કરવા ગયા હતા અને વસ્તાભાઈ અને બીજા બે સાધુ સાથે વાડામાં જમીન ખોદતા હતા. તેમાંથી ધનની ભરેલી તામડી તેમના હાથમાં આવી. બાજુના સાધુઓએ પાસે રાખવાની સલાહ આપી પણ તેમણે તો સાધુઓને જમાડવામાં તે ધનને વાપરી નાખ્યું. 'કોની વહુ ને કોનો વર, ગદ્ધાઈમાં પડીને બન્યો છે ખર' એમની વાણીમાં જેટલી કર્કશતા છે તેટલું જ તેમનું સ્પષ્ટવક્તાપણું તથા હૃદયની ઉચ્ચતા વગેરે સદ્‌ગુણો જોવામાં આવે છે. તેમની કૃતિઓમાં શુક્રદેવાખ્યાન, સુભદ્રાહરણ, સાધુચરિત્ર. સાધુચરિત્રમાં કાવ્યની ખૂબીઓ ઉત્તમ પ્રકારની જોવા મળે છે. સત્તરમા સૈકામાં થઈ ગયેલા શામળ પર પણ વસ્તાની અસર ભારોભાર હતી. વસ્તાના સુખદેવાખ્યાનમાં જોવા મળે છે :

**આસન વાળે જો શુદ્ધ થઈએ તો પર્વત અવિચળ ભાસે રે,**
**વળી વૃક્ષ પર્વતમાં ઘણાં તે તો, કો થકી નવ ત્રાસે રે.**



● ● ●

**કષ્ટ કરે જો વૈકુંઠ જઈએ તો વાગોળ વન ટંગાયે રે,**
**જળ સેવતાં શુદ્ધ થઈએ તો જળચર જળમાં ન્યાહ રે.**

અગ્નિ સેવતાં સ્વર્ગે જઈએ તો બળી મળે છે પતંગા,
વિભૂતિ ધર્મે જો શુદ્ધ થઈએ તો ખર લોટે છાય ને સંગ રે.
જટા ધરે જો શુદ્ધ થઈએ તો વડને શાખા મોટી રે,
આત્મ જાણ્યા વિના સાધના કરી ગયા મૂરખ કોટી રે.

વસ્તાએ સુખદેવાખ્યાન જ્યારે ઘર છોડ્યું તે ઉંમરે લખ્યું હતું. જે 'બૃહદ્-કાવ્યદોહન'માં પ્રગટ કરવામાં આવ્યું છે.

## કવિ વેણીભાઈ

ગુજરાતના રાજકીય પ્રકરણમાં પાટીદારોએ આગળ પડતો ભાગ ભજવ્યો છે. અને તેના પુરાવા માટે દેસાઈ, અમીનોનો મોટો વર્ગ મોજૂદ છે. નડિયાદથી પાંચ ગાઉ પર આવેલું પાટીદારોનું પ્રગતિશીલ ગામ વસો વસાવનાર વાછા પટેલની ચોથી પેઢીએ અજુ નામના મહાન પુરુષનો જન્મ થયો હતો. 'અજુ અકબરને અજાઈએ તિનોહરી સરખી સજાઈ' આ ઉપરથી તેનો કાળ સોળમા સૈકાના ઉત્તરાર્ધનો નિરધારી શકાય. અજુના પિતા રામજીએ હૂમાયુની મહેમાનગીરી કરી હતી. હૂમાયુ ચાંપાનેર આવ્યો ત્યારે તેની ઘણી સારી મહેમાનગીરી કરી હતી. તેથી બન્ને વચ્ચે મૈત્રી બંધાઈ હતી. અજુની ત્રીજી પેઢીએ વણારસીભાઈ થયા. તેમના પુત્રો તે શૂરવીર બાજીભાઈ અને કવિ વેણીભાઈ હતા. આ બંને પુત્રો પરાક્રમી અને ઉદારતા માટે એટલા બધા જાણીતા હતા કે ભવૈયાઓ ભવાઈ શરૂ કરતાં વેણીશા, બાજીશાની જય બોલાવતા.

વડોદરાના પિલાજીરાવ ગાયકવાડને અમદાવાદના સૂબા હામીદખાને અને સુરતના સૂબા રૂસ્તમ સાથેની લડાઈમાં મદદ કરી.

વેણીના જન્મ વિશે માહિતી પ્રાપ્ત થતી નથી. પણ તેમનું મૃત્યુ સંવત ૧૮૧૫માં રાજદ્વારી ખટપટોને કારણે અકાળે થયું હતું. ગાયકવાડ સરકારને હરકત કરવાના ઈરાદાથી ખંભાતનો નવાબ મિરઝાફર મારવાડ પર હુમલો લાવ્યો. આ ગામ વેણીભાઈને મળતું હતું, તેથી તેમણે આ વાત દામાજી ગાયકવાડને જણાવી, અને ખંભાત ઉપર ચઢાઈ લઈ ગયા. કેટલાક મહિના ઘેરો રહ્યા પછી એક દિવસ ગુલાબરાય નામના નવાબના નાગર કાયસ્થાનીએ વેણીભાઈને કપટ કરી સલાહને નિમિત્તે દરબારમાં બોલાવ્યા અને ત્યાં તેમનું ખૂન કરવામાં આવ્યું. રૂસ્તમે લડાઈ વખતે વેણીભાઈને નિઃસંતાન રહેવાનો શાપ આપ્યો હતો અને થયું પણ તેમ જ. એમણે જેસંગભાઈને દત્તક લીધા હતા. તેમના વંશજો આજે પણ વસોમાં છે.

વેણીભાઈએ પોતાની જ્ઞાતિમાં કેટલાક સુધારા દાખલ કર્યા હતા. લગ્નવિધિ, મૃત્યુ પછીના આચાર, અને બીજા પણ કેટલાક વહેવારો સમયાનુસાર બંધારણ કરવા ઉપરાંત નરવાનું ધોરણ, જમાબંધીની આંકણી, વસૂલ લેવાની પદ્ધતિ વગેરે બતાવ્યા હતા. આ બધા કરતાં તેમની કીર્તિ અમર રહી છે તે તેમણે સાહિત્યભંડારમાં 'બેની સાહિત્યસિંધુ' નામના વ્રજ ભાષામાં લખાયેલ ગ્રંથને આભારી છે. 'સાહિત્યસિંધુ'ના એકંદરે છવ્વીસ તરંગ છે. તેમાંના પચાસમાં સ્થળ, ગ્રામ, વિભાગ નામના ભૂગોળવિદ્યાને લાગતા તરંગનું ભાષાંતર ૧૯૧૦માં છગનલાલે ગુજરાતી દિવાળી અંકમાં પ્રગટ કર્યું હતું.

સાહિત્યસિંધુના એકંદરે ૧૦,૦૦૦ શ્લોક છે. એનો મોટો ભાગ નવરસના નિરૂપણ વિશે છે. રસનિરૂપણ સિવાય અન્યોક્તિના એક સો ને સાડી પંચાવન શ્લોકો પણ તેમાં છે. કવિ પોતાની ઓળખાણ આપતાં આ ગ્રંથમાં લખે છે :

**સરસ સાહિ દિલ્લેસ, સરસ સુબો ગુજ્જર જાનું,**
**હવેલી સિરકાર, સરલ જાનો સબહી તનુ.**
**સરસ મહાલ પેટલાદ, જાતિ સબહિ જગજાને,**
**સરસ તપોથી હોજ, જાહિ સબ જગત બળાને**
**સરસ વસો સંસારમાં, વસો દ્વાર માતા જિહાઁ**
**અજુઅ વંશ લોહો લેઉવો, બેની વાસાં દો તિહાઁ.**

આ પ્રમાણે આ ગ્રંથના રચનાર વેણીભાઈનું નામ સ્પષ્ટપણે જોવામાં આવે છે. તેમના મૃત્યુ પછી અધૂરી રહેલી રચના તેમની પત્નીએ પૂરી કરાવી હતી. જો કે બાલાશંકર કંથારિયા આ રચના વેણીભાઈની હોય તેમ સ્વીકારતા નથી. તેમ છતાં વેણીભાઈ ઉત્તમ કવિ હતા અને અનેક કવિતાઓ તેમણે લખી છે અને એમાં ખાસ કરીને સ્થળ ગ્રામનો વિસ્તાર લખનાર તે પોતે જ હતા, તેમાં શંકાને સ્થાન નથી. આ કાવ્યની હસ્તપ્રતો વેણીના વારસદાર આપાભાઈ ગોકળદાસ દેસાઈ પાસે હતી. વડોદરાના મંગળજી પારેખ પાસે અને ફાર્બસે કરાવેલી નકલ કવિ દલપત પાસે હતી.

## રતનબાઈ

રતનબાઈ જીવણ મસ્તાન કવિનાં બહેન થતાં હતાં. એમનો જન્મ કરજણ તાલુકાના પાછીઆપરા ગામમાં પાટીદાર કુટુંબમાં થયો હતો. રતનબાઈ  હઝરતશાહ કાયમુદીન સાહેબનાં શિષ્ય હતાં. ૨૦૦ વર્ષ પહેલાં કાનમ પ્રદેશમાં શિક્ષણનું નામનિશાન નહોતું અને આ બાઈને કોઈ શિક્ષણનો લાભ પણ નહિ મળેલો. છતાં આ અભણ બાઈએ ગુરુપ્રસાદીમાં જ્ઞાન, ધ્યાન, વિવેક, ભક્તિ, વૈરાગ્ય, ઉપદેશ વગેરે વિષયો પોતાની વાણીમાં સમાવી લીધા.

ભજન

કાયમદીન એકલા રે, ગરીબોની ચઢે વારે,
કોલ તો ઠાકોરને દીધો, એકલ બારીનો મારગ લીધો.
મુકામ મહી નદી તીરે કીધો, કાયમદીન પીર એકલબારી.
ભક્તિ દેશોદેશ પ્રગટ કીધી, ન્યાત તો ઘેર ઘેર કરી દીધી
બધાએ હરખ કરી લીધી - કાયમદીન પીર એકલબારી.
છે પીર મોટા મુરશદ ભારી, હું તો એ નામ ઉપર વારી;
રતનબાઈએ લીધી નારી, કાયમદીન પીર એકલબારી.

ભજન

હું તો મોરી જોઈ રૂપહીન, વિસારું ના નામને
અલખ પુરુષ એક દીઠામાં આવ્યો રૂપરૂપનો ભંડાર
... શબ્દ બતાવ્યો સોહમતણો ને ઓહમનાં ઊઘડ્યાં દ્વાર
બાઈ રતનને મુરશદ મળિયા, નજરે દીઠો કીરતાર.
ડૂબી હતી હું તો ઘરસંસારમાં મુરશદે લીધી સંગાથ રે,
ધુણી ધખાવી લીધી પ્રેમઅગ્નિથી, લજ્જા રાખે દીનાનાથ રે...
લોકો તો મેણાં મુને મારે ઘણેરાં, લડવા આવે ભરી બાથ રે,
મુરશદ નામની માળા રે બાંધી, છોડું કદી નહીં સાથ રે,
બાઈ રતનને મુરશદ મળ્યા તે જ અમારો છે નાથ રે,

આ ઉપરાંત

'ચેતન દીધી છે આજ રે, પીરે આપી રે દીધી',
કાયમદીન નીર પીર તમો પરવારી એવા નામને હું બલિહારી,
દયા કરી દાન દાસીને દીધું, અમરત દ્વારા કર્મે હતું તે પીધું,
જેવું આપ્યું તેવું મેં લીધું, કાયમદીન પીર તમો પરવારી.
પીતાં પ્યાલો હું તો થઈ મસ્તાન, પ્રકટ થઈ વાતો બધી મને છાની,
મને લોકો કહે છે દીવાની.

... પીર આવો મંદિર મારા, કેમ રાખો અમને ન્યારા રે,
આપ વિના અમે ઓ અલબેલા, સહીએ દુઃખના ભારા,
વાટ અમે તો જોતાં ઊભાં, પૂરો કોડ અમારા રે,
દાસી રતન તો ભજન કરે છે કાયમદીન બાબા ન્યારા.



અનેક ભજનો અને ગરબીઓ રતનબાઈએ લખેલી છે. પીર કાયમદીન ચીસ્તીના અનેક હિન્દુઓ શિષ્યો પણ હતા. પીરસાહેબે ક્યારેય માંસાહાર કે દારૂનું સેવન કર્યું નહોતું. તેઓ પવિત્ર જીવન જીવતા હતા.

## નીરાંત ભક્ત

વડોદરાની પાસેના દેથાણના પાટીદાર નીરાંત 'ભગત'ની (ઈ.સ. ૧૭૭૦-૧૮૪૬) ભાષા વળી ધીરાથી પણ કોમળ છે. ડાકોરની આજુબાજુ રહેનાર લોકોના કહેવા પ્રમાણે એ પણ હથેળીમાં તુળસીનો છોડ ઉગાડી દર પૂનમે ડાકોરજી જતો. ત્યાં જતાં રસ્તામાં એક સમયે મીયાં સાહેબ નામે મુસલમાન એક જ ઈશ્વરને માનનાર અને મૂર્તિપૂજાનો વિરોધી એને મળ્યો. તેની સાથે ચાલતાં ચાલતાં પોતપોતાના ધર્મ ઉપર બંને જણાએ ચર્ચા કરવા માંડી અને તેણે આખરે પોતાના હિંદુ સોબતીને ખાતરી કરી આપી કે ઈશ્વર તો દરેકની પાસે જ રહે છે ને તેને શોધવા, તુળસી હાથમાં વાવી, દર પૂનમે ડાકોર જવું એનો કાંઈ અર્થ નથી. એ વાત નીરાંતને ગળે ઊતરી અને એણે તે મુસલમાનને પોતાનો ગુરુ માન્યો. આ દંતકથા સત્ય હોય કે કલ્પિત હોય તોપણ તે ઉપરથી એક એ સાર નીકળે છે કે, કવિનું મન કોઈ કારણથી મૂર્તિપૂજા ઉપરથી ઊઠી ગયું ને માત્ર બ્રહ્મજ્ઞાન વડે જ મોક્ષ મળે છે એ સૂત્ર તેણે અંગીકાર કર્યું. આથી કરીને એની કવિતામાં આ બંને મતની છાયા દેખાઈ આવે છે.

### શિષ્ય વર્ગ

નીરાંતની બે સ્ત્રી ને આઠ છોકરાં હતાં. એના વંશજો હજી પણ હયાત છે. પોતાનો ઘણોખરો સમય એ વડોદરામાં ગાળતો. એને સત્તર શિષ્ય હતા. તેમાં વણારશીબાઈ, ગીરજાબાઈ અને જમનાબાઈ નામે ત્રણ તો સ્ત્રીઓ હતી. એના શિષ્યોમાં બાપુસાહેબ ગાયકવાડ મુખ્ય છે. તે એની પાસે ધર્મજ્ઞાનનો ઉપદેશ લેવા આવેલો, જો કે પ્રથમ તો તે ધીરા ભક્તનો શિષ્ય થયો હતો. વાઘોડિયાનો મંછારામ નામે એક બ્રાહ્મણ એનો પ્રતિસ્પર્ધી હતો. ૧૮૦૧માં વેદાંતના કેટલાક પ્રશ્નો કવિતારૂપે એક પત્રમાં લખીને એણે મંછારામને મોકલ્યા. એ પત્રની શૈલી પરથી લખનારનો સ્વભાવ જણાઈ આવે છે. શૈલી નમ્રતાનો નમૂનો છે : પોતાને બ્રાહ્મણની 'પદરજ' તરીકે ઓળખાવી અંતમાં કહે છે કે :

**'સંતોને શરણે જે ગયો, તેનું તો કારજ સિદ્ધ થયું;**
**નીરાંત મંછારામ શરણે, નિરંતર અંતર ગમ્યું.'**

આ પત્રનો મંછારામથી ઉત્તર અપાયો નહીં અને એ પણ નીરાંતનો શિષ્ય થયો. એની કવિતામાં સ્ફુરી આવતી શાંતિ અને કોઈ પણ રીતની હોંસાતોંસીનો અભાવ એ જ એનો શાંતિપ્રિય અને ઠંડો નમ્ર સ્વભાવ પ્રતિબિંબિત કરે છે. નીરાંતની કવિતામાં ઉર્દૂ શબ્દો પુષ્કળ મળી આવે છે. એ સિવાય એની ભાષા શુદ્ધ અને સરળ છે.

## બ્રહ્મની વ્યાખ્યા

બ્રહ્મની વ્યાખ્યા એ નીચેની બે પંક્તિઓમાં આપે છે :

**'રૂપ નહીં જેને ગુણ નહીં, ને નામ નહીં છે એવું,**
**કંઈએ નહીં સરવશ તેનું, વૃક્ષ બીજ છે જેવું.'**

એના નામ, નીરાંતનો અર્થ જ શાંતિ, ચિંતાનો અભાવ થાય છે.

## બાપુસાહેબ ગાયકવાડ

બાપુસાહેબ ગાયકવાડ (ઈ.સ. ૧૭૭૯-૧૮૪૩) વડોદરાના ઉચ્ચ કુટુંબનો મરાઠા સરદાર હતો. ઘોડેસ્વારીમાં, કુસ્તી કરવામાં, તરવાર ને પટાબાજી વગેરે ખેલવામાં પોતાના દરજ્જાને છાજે એવી નિપુણતા મેળવવામાં એનો સમય જતો. આ સર્વને સાહિત્ય અથવા ધર્મ સાથે કાંઈ પણ સંબંધ નહોતો, છતાં નાનપણથી જ દેવસ્થાનોમાં જવાનો એને શોખ હતો ને ત્યાં જે કોઈ સાધુ-સંન્યાસી મળે તેને ધર્મસંબંધી પ્રશ્નો પૂછતો. તેનો જો સંતોષકારક ઉત્તર મળે તો ઠીક, નહીં તો તેનો તિરસ્કાર કરતો. એનો નાનપણનો આ શોખ મોટપણમાં ધીરા અને નીરાંતના ઉપદેશથી પોષાયો અને ખીલ્યો. એનો પિતા એને ગોઠડે એટલે ધીરા ભક્તને ગામ, પોતાની જમીનની દેખરેખ રાખવા મોકલતો. ત્યાં ધીરાએ એને ધર્મ સંબંધી જ્ઞાન આપવા માંડ્યું, અને તે ધીરાનો શિષ્ય થયો અને ગુરુની સેવા–હુક્કો ભરવા જેવાં કામ સુધીની પણ દૃઢ નિશ્ચયથી એણે કરી. વડોદરે પાછા ફર્યા પછી એ ગૃહસ્થ મટીને ભગત બની ગયો. એટલે કે સંતના સમાગમમાં રહી તેમની સાથે ધાર્મિક વિષયોની ચર્ચા કરવામાં, ભજનો ગાવામાં અને ભજનો લખવામાં પોતાનો સમય ગાળવા લાગ્યો. એમ છતાં પણ થોડો વખત તો ગાયકવાડ સરકારની નોકરી કરવી પોતે ચાલુ રાખી પણ એનું ચિત્ત કામ પર ચોંટતું નહીં ને કસૂરો થતી, એ કસૂરો માફ કરાવવા એ પોતે શ્રીમંત સરકાર પાસે પરભાર્યો ચાલ્યો જતો અને ત્યાં પોતાનાં પદ ગાઈને સરકારને એવા પ્રસન્ન કરતો કે તેઓ ભૂલની તરત ક્ષમા આપતા.

## ભજનની લેહ

નરસિંહ મહેતાની માફક બાપુસાહેબ પણ મંડળીઓમાં ભજન કરતો અને નરસિંહ મહેતાની માફક એને પણ વડોદરાના ઢેડ લોકોએ ભજન ગાવાનું આમંત્રણ કરેલું. બાપુસાહેબે એ આમંત્રણ સ્હેજ પણ આનાકાની વગર સ્વીકાર્યું. એના બાપને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે પુત્રની આ રીતભાતથી એને લાગ્યું કે આ છોકરાએ નામ બોળ્યું છે; અને તેથી એને પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો.

બાપુસાહેબ ઘણી ખુશીથી પિતાની આ આજ્ઞા પાળી બીજા ઘરમાં રહેવા ગયો. એની સાસુએ પણ એને ઠપકો દીધો. તેનો ઉત્તર એણે નીચેનાં પદમાં ઘટાવ્યો છે :

**'અમે બગડ્યા, અમે બગડ્યા, લેજો જાણી રે,**
**ભાઈ અમે બગડ્યા, અમે બગડ્યા, લેજો જાણી.'**
**'પારસ સંગથી પથ્થર જોને બગડ્યા,**
**થયો પારસ તે જાણે કોક જ્ઞાની રે,**
**તમે બગડો તો ભાઈ એવા બગડજો,**
**ત્યારે તો મટે ચોર્યાશીની જ ઘાણી રે.**
**સદ્‌ગુરુના સંગ થકી સેવક જુઓ બગડ્યો,**
**જેણે સત્ નામ લીધું છે છાણી રે.'**

થોડાંક વર્ષ પછી એનાં સગાંઓ એને મનાવી પોતાના બાપીકા ઘરમાં બોલાવી લાવ્યાં.

## રાજિયા

ગુજરાત-કાઠિયાવાડમાં મરણ બાદ, ઠાઠડી લઈ ગયા પછી, સ્ત્રીઓ ગોળ કુંડાળું વળીને રાજિયા ગાય છે. આ રાજિયામાં મરનારના ગુણ વધારી ગાવામાં આવે છે. રસ્તે જતાં બાપુસાહેબે એક આવો રાજિયો સાંભળ્યો. રાજિયાનું નિઃસારપણું તથા ગાનારીઓનું અજ્ઞાન જોઈ એના પર ઊંડી અસર થઈ. આથી એમણે 'રામરાજિયો' એ નામે એક રાજિયો રચ્યો છે. તેમાં એમણે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને ઈર્ષા એ મનુષ્ય જાતિના ષડ્‌રિપુ ઉપર વિવેચન કર્યું છે. નીરાંતને બતાવતાં તેણે એ રાજિયો પસંદ કર્યો અને આજે પણ ઘણી જગ્યાએ સાધારણ રીતે ગવાતા રાજિયાને બદલે આ રાજિયો કેટલીક સ્ત્રીઓ ગાય છે.

રાજિયા નામ પડવાનું કારણ એ હોઈ શકે કે એમાં મરનારને રાજા સાથે સરખાવવામાં આવે છે. જેમ રાજાના મૃત્યુથી પ્રજાને ખોટ જાય છે તેમ મરનારના મૃત્યુથી કુટુંબને ખોટ જાય છે. સ્ત્રીઓ એકબીજાંની સામ સામે ઊભી રહી કૂટતાં કૂટતાં પરસ્પર મેણાં-ઓઠાં પણ મારે છે. દાખલા તરીકે જો કોઈ બાઈ વિધવા થઈ હોય તો તેની મા-બેન, એ બાઈને સાસરામાં સાસુ-નણંદે દીધેલું દુઃખ સંભારી સંભારીને કૂટતી વખતે તથા છેડો વાળતી વખતે મેણાં મારે છે.



**એની કવિતા શુદ્ધ ગુજરાતીમાં છે.**

એણે કાવ્યનું મોટું પુસ્તક એકે લખ્યું નથી, પરંતુ એનાં લખેલાં નાનાં નાનાં પદ ઘણાં સંગ્રહી રાખવામાં આવ્યાં છે. જો કે એ જાતે મરાઠો કૂર્મી હતો, તો પણ

પોતાની ભાષા, મરાઠીના સ્હેજ પણ અંશ વિનાની, શુદ્ધ ગુજરાતી એણે વાપરી છે. ભાષાની કેટલીક પ્રાંતિક ખાસિયતો, ગુજરાતના અમુક ભાગ યા ગામમાં વપરાતા કેટલાક ખાસ શબ્દો, એણે એવી રીતે પોતાની કવિતામાં વાપર્યા છે કે જાણે એ મરાઠા કુટુંબને બદલે કોઈ ગુજરાતી બોલતા કુટુંબમાં જ ન જન્મ્યો હોય!

## ગુરુ-ઋણનો સ્વીકાર

એણે પોતાના બે ગુરુ - ધીરા અને નીરાંતના ઉપકારોનો ઋણ-સ્વીકાર ઘણે સ્થળે કર્યો છે.

## કજિયો ન કરવાની હિંદુ-મુસલમાનને સલાહ

દુનિયાદારીનું સૂક્ષ્મ જ્ઞાન એની કવિતામાં ઠેર ઠેર જણાઈ આવે છે. હિંદુ મુસલમાનનો પ્રભુ એક જ છે, માટે તેમનામાંથી કોઈએ પણ એકબીજા સાથે ઝઘડો કરવો નહીં એવો ઠેર ઠેર ઉપદેશ આપતાં એ કહે છે કે :

> 'રામ અને રહેમાન તમે એક ભાઈ જાણજો,
> કૃષ્ણ ને કરીમ એક કહીએ.'
> 'વિષ્ણુ બિસમીલ્લામાં ભેદ નથી ભાળ્યો,
> અને અલ્લાહ અલખ એક લહીએ રે.'

પોતાના મનોભાવ એ નીડરપણે દર્શાવતો અને રહેણીકરણીમાં પણ સ્વતંત્ર હતો અને ખરેખર અલ્લાહ અને અલખને એક ગણી લોકોને તેવો ઉપદેશ કરવો, એ સ્વતંત્ર મગજ વગર બની શકે જ નહીં.

## ભોજાં ભગત

ભોજ અથવા ભોજલ ભક્ત કાઠિયાવાડનો રહીશ હતો. એના વડવા અસલ ગુજરાતમાંથી ત્યાં ગયેલા. એ જાતે પાટીદાર હતો અને એનો જન્મ ઈ.સ. ૧૭૮૫માં એક અભણ કુટુંબમાં થયો હતો, અને એ પણ ઈ.સ. ૧૮૫૦માં મૃત્યુ પામ્યો ત્યાં સુધી નિરક્ષર જ રહ્યો, કારણ એને લખતાં બિલકુલ નહોતું આવડતું. એ પદો ગાતો અને એના શિષ્યો તે ઉતારી લેતા અથવા તો એ પોતે તે સ્મરણમાં રાખતો અને જ્યારે એના શિષ્યો અથવા એના મિત્રો કહેતા ત્યારે તેમને એ પદો ગાઈ સંભળાવતો. આ રીતે એના પદ એક મોઢે બીજે મોઢે ગયાં છે અને ગુજરાત કાઠિયાવાડનાં શહેરો અને ગામડાંઓમાં મહોલ્લે મહોલ્લે ફરતા ભિક્ષુકોએ તંબૂરા અથવા એકતારા સાથે ગાઈ ગાઈને એ પદો અમર કર્યાં છે.

## ભોજાની શ્રદ્ધા અને તેની કસોટી

બાર વર્ષની વય થતાં સુધી તો એ દૂધ પર જ રહેલો. પણ પછી ગિરનારમાંથી એના ગામમાં આવેલા એક સાધુનો એને પ્રસંગ પડ્યો અને જુવાનીના ઉત્સાહપૂર્ણ મગજ ઉપર એ સાધુએ પોતાની છાપ બેસાડીને એને અન્નનો અભ્યાસ પાડ્યો. ભક્તિ તે શું તે આ સાધુએ એને બતાવ્યું અને ભોજલ પણ એવો યોગ્ય શિષ્ય નીવડ્યો કે એના ગામના અને આસપાસના લોકો એને એક સંત તરીકે પૂજવા લાગ્યા. થોડા વખત પછી અમરેલી પાસેના ફતેપુર ગામે એ ગયો. ત્યાં એણે તપનો આરંભ કર્યો અને દિવસોના દિવસ સુધી અજપાજપ - સોહં સોહં અથવા સોહં હંસનો જાપ, માળાના મણકા મૂકી મૂકીને જપવા માંડ્યો. આ તપ બાર વર્ષે પૂરું થયું અને એમ કહેવાય છે કે એનામાં અદ્ભુત ચમત્કાર યા પરચો બતાવવાની શક્તિ આવી. વિઠોબા દીવાનજી નામે ગાયકવાડનો એક અધિકારી, જેણે કાઠિયાવાડ પર વિજય મેળવી અમરેલીમાં થાણું રાખ્યું હતું, તેણે ભોજા ભક્તની અદ્ભુત શક્તિની વાત સાંભળી - તે સત્ય છે કે કેમ તેની પ્રતીતિ કરવા એને બોલાવીને એક ઓરડીમાં પૂર્યો. એને દિવસમાં ત્રણ વખત ખાવાનું આપવામાં આવતું, પણ એના પર દેખરેખ બહુ સખત હતી. એને ઓરડી બહાર નીકળવા દેવાનો હુકમ નહોતો. આટલી સખ્તાઈ છતાં ભોજલ તો નિર્ભયપણે નિત્ય નિયમ પ્રમાણે આસન વાળીને માળા ફેરવ્યા કરતો. આ રીતે પંદરેક દિવસ ચાલ્યું. જો કે એ રોજ સઘળું ભોજન આરોગી જતો તો પણ ઈશ્વરકૃપાથી એટલા વખતમાં એને મળ-મૂત્રાદિક કરવાની જરૂર પડી નહોતી. આથી દીવાનજીને ખાતરી થઈ કે ભોજાં કોઈ ઢોંગી સાધુ નથી અને તેથી પોતાને ઉપદેશ આપવા એને વિનંતી કરી. ભોજાએ કહ્યું કે, 'હું તો એક અજ્ઞાન કણબી છું અને અધિકારીઓને બોધ આપવાનું મારું ગજું શું? વખતે મારી ગામડિયા વાણીથી જ આપને ક્રોધ ચઢે.' દીવાનજીએ ઉત્તર આપ્યો, 'સાધુના બોલવાનું ખોટું નહીં લાગે.' તે ઉપરથી ભોજાએ જે દોઢસો ચાબખા રચ્યા છે તે વડે એનું નામ અમર થઈ ગયું છે. એમાંના કેટલાક તો દીવાનજીને સંબોધીને જ રચ્યા હતા, પણ તેમણે માઠું ન લગાડતાં, જેવા શુદ્ધ ભાવથી તેમને સંબોધવામાં આવ્યા હતા તેવા જ શુદ્ધ ભાવથી તેમાં કહેલા ઉપદેશનું ગ્રહણ કર્યું.

## એના અનુયાયીઓ



એની પાછલી અવસ્થામાં એ વીરપુરમાં રહેતો. ત્યાં એનું દેરું છે, જેમાં એની પાદુકા પૂજાય છે. એના કુટુંબીઓ હજી હયાત છે અને જોકે એણે કબીર કે સહજાનંદ પેઠે જુદો સંપ્રદાય ચલાવ્યો નથી પણ એના અનુયાયી હજી કાઠિયાવાડમાં ઘણા છે.

## ચાબખા એની અત્યુત્તમ કૃતિ

જેમ છપ્પા શામળના, ગરબી દયારામની, પદ પ્રીતમનાં, પ્રભાતિયાં નરસિંહ મહેતાનાં અને કાફી ધીરાની તેમ ચાબખા - નીતિના ચાબખા - તો ભોજા ભગતના જ કહેવાય છે.

**મૂરખે નાર કુંભારની આણી, એનું ઘર કર્યું ધૂળધાણી,**
**મૂરખો રળી રળી કમાણો, મન રૂપી કાગડાને મારો,**
**ભરમની દુનિયા ભાખી રે, બાવો ચાલ્યો ભભૂતી ચોળી.**

જેવાં અનેક ભજનો અને ચાબખાઓ ભોજાએ લખ્યાં હતાં.

## સેલૈયા આખ્યાન

'સેલૈયા આખ્યાન' સિવાય એણે કોઈ પણ લાંબું કાવ્ય રચ્યું નથી. સેલૈયા આખ્યાનનો સાર એવો છે કે, સેલૈયા નામે પુત્રનાં માતપિતાને એવો નિયમ હતો કે, 'એક સાધુ જમાડી પછી પોતે જમવું.' એક સમયે 'આઠ દિવસ સુધી' પર્જન્ય મુશળધાર થયો ને અભ્યાગત શોધ્યો જડે નહીં. અંતે એક 'કોઢી' સાધુ, જેના શરીરમાંથી દુર્ગંધ નીકળતી હતી તે જડ્યો. તેને ઘેર તેડી લાવી તેના મુખ આગળ 'મીઠામેવા ને પકવાન' મૂક્યાં. સાધુએ કહ્યું, ''હું અઘોરપંથી છું'' ને માણસના 'આહાર' વિના મારે બીજું કાંઈ ખપશે નહીં. આ સંકટયુક્ત માગણીથી નિરુત્સાહ નહીં થતાં તે દંપતીએ પોતાના એકના એક પુત્રનો ભોગ આપી સાધુને સંતોષવા નિશ્ચય કર્યો. પુત્રે પણ કહ્યું :

**'સાધુને હાથે મારું મૃત્યુ સુધરશે,**
**ટળશે જન્મમરણની જંજાળ રે.'**

આમ કહીને પુત્રે પણ પોતાના પ્રાણ આપ્યા. માતાએ પુત્રને 'ખાંડણિયા'માં ઘાલી ખાંડી સાધુને જમાડવાની તૈયારી કરી. 'જમવા ટાણે જોગેશ્વર બોલ્યા' કે હવે તમે વાંઝિયાં થયાં છો તે મારે 'વાંઝીઆનું ખાવું વર્જિત છે.' સતીએ ઉત્તર આપ્યો કે :

**'પંચ માસનો ગર્ભ અમારે,**
**અમે નથી વાંઝીઆ મોરા નાથ રે.'**



એમ કહીને જ્યારે ઉદર ચીરવા માંડ્યું ત્યારે હરિએ એનો હાથ પકડ્યો અને પોતાને ખરે સ્વરૂપે 'પરબ્રહ્મ' પ્રકટ થયા. આવી ભક્તિથી પ્રસન્ન થઈ હરિએ સેલૈયાને સજીવન કીધો.

## હોરી

ભોજા ભગતે થોડીક હોરીઓ પણ રચી છે, જેમાંની

'નાથ મોરી અરજ સુણો અવિનાસી,
હું તો જનમ જનમ તોરી દાસી.'

એ પંક્તિઓથી શરૂ થતી હોરી ઘણી લોકપ્રિય છે.

## સાધુઓના ઢોંગ પ્રતિ તિરસ્કાર

સાધુવેષે દુનિયાને ઠગનાર ઢોંગીઓ ઉપર એને બહુ જ તિરસ્કાર હતો અને તેમને એણે નિર્દય રીતે ઉઘાડા પાડ્યા છે. તેમના ઉપર રચેલા એના ચાબખા બહુ જ સખત-કડક છે :

દુનિયા ભરમાવા ભોળી, ચાલ્યો બાવો ભભૂતિ ચોળી રે,
દોરા ધાગા ને ચીઠ્ઠી કરે બાવો, આપે ગુણકારી ગોળી રે,
અનેક જાતના એવા બને છે, કોઈ કણબી કોઈ કોળી રે, દુ૦
નિત્ય નિત્ય દર્શન નિયમ ધરીને, આવે તરિયા તણી ટોળી રે,
માઈ, માઈ, કહી માન દીયે પણ, હૈયે કામનાની હોળી રે, દુ૦
ચેલા ચેલીને ભેળા કરી બાવો, ખાય ખીર ખાંડ ને પોળી રે,
ભોજા ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળી રે. દુ૦

બીજા ચાબખામાં એ કહે છે :

જોઈ લ્યો જગતના બાવા, ધર્યા ભેખ ધૂતીને ખાવા રે,
પ્રેમદાઓ ઘણી પાણી ભરે ત્યાં, નિત્ય નિત્ય બાવો જાય નહાવા રે,
રાંડી છાંડી ઘેર નર ના હોય તો, બાવોજી બેસે ગાવા રે. જોઈ૦
લોકનાં છોકરાં તેડી રમાડે, બાવો પરાણે પ્રીતડી થાવા રે,
ગૃહસ્થની સ્ત્રી જ્યારે રીસાય છે ત્યારે, બાવોજી જાય છે મનાવા રે. જોઈ૦
સિદ્ધાઈ દેખાડી શાણા સમજાવે, પણ હવાલ છે હાવા રે,
રાખો ચોળી પણ રાંડોના રસિયા, ખોળે હરામનું ખાવા રે. જોઈ૦
ધૂપ ધરીને ધ્યાન ધરે બાવો, ભોળાંને ભરમાવા રે,
ભોજા ભગત કહે ભાવે સેવો એને, જમપુરીમાં જાવા રે. જોઈ૦

'પ્રાણીઆ'ને મારેલો નીચેનો ચાબખો પણ બહુ પ્રસિદ્ધ છે :

પ્રાણીઆ ભજી લે ની કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર,
ધન દોલત ને માલ ખજાના, પુત્ર ને પરિવાર,
એમાંથી જાશે તું એકલો, પછે ખાશે જમના માર રે. પ્રા૦
ઊંચી મેડી ને અજબ ઝરૂખા, ગોખ તણો નહીં પાર,
કોટી ધ્વજ ને લક્ષપતિ, તેનાં બાંધ્યાં દરબાર રે. પ્રા૦

ઉપર ફૂલડાં ફરફરે, ને હેઠે શ્રીફળ ચાર,
ઠીક કરીને એને ઠાઠડીમાં ઘાલ્યો, પછે વાંસે પડે પોકાર રે. પ્રા૦
સેજ તળાયું વિના સૂતો નહીં, જીવ હુન્નર કરતો હજાર,
ખોરી ખોરીને ખૂબ જળાયો, જેમ લોઢું ગાળે લુવાર રે. પ્રા૦
સ્મશાન જઈને ચેહે ખડકી, ને માથે છે કાષ્ઠનો ભાર,
અગ્નિ મેલીને ઊભાં રહ્યાં, અને નિશ્ચય ઝરે અંગાર રે. પ્રા૦
સ્નાન કરીને ચાલી નીકળ્યાં, નર ને વળી નાર,
ભોજા ભગત કહે દશ દી રોઈને, પછે મેલ્યો વિસાર રે. પ્રા૦

## એની શૈલી

ભોજા ભગતની ભાષા સંસ્કારી નથી, ગામઠી છે. એને સુશિક્ષિત વર્ગનો સંસર્ગ નહીં હોવાથી, તેમજ એને અભ્યાસ નહીં હોવાથી, એની ભાષા નથી કેળવાયેલી કે નથી મૃદુ. કર્કશ અને પ્રાંતિક શબ્દોથી, તળપદા કાઠિયાવાડી લક્ષણોથી ભરેલી છે. એના ઉદ્‌ગાર, જેવા અંતરમાંથી નીકળ્યા તેવા જ હોવાને લીધે - તેના પર તેને ઘડીને કોઈ રીતે આકર્ષક બનાવવાની ક્રિયા નહીં થયેલી હોવાથી એનાં કાવ્ય વાંચનારના કે સાંભળનારના મગજ પર, જાણે વરાળથી ચાલતા હથોડાના ઘા એરણ પર પડતા ન હોય તેવી અસર કરે છે, તેટલા જ જોરથી વાગે છે. એની ભાષા ગામડિયા જેવી જાડી છે ખરી, પરંતુ તેવી જ મનના મેલ વગરની છે.

### રૂઘનાથદાસ

આ કવિ કૃષ્ણનો પરમ ભક્ત હતો. તેથી તેણે કૃષ્ણભક્તિનાં ઘણાં પદો રચ્યાં છે. સુપ્રસિદ્ધ શામળભટ્ટના જન્મસ્થાન તરીકે પ્રસિદ્ધિ પામેલું અમદાવાદ પાસેનું ગોમતીપુર આ કવિનું વતન હતું.

**'જન રઘુનાથ રાખી રહ્યા આશ રે,**
**તેનો ગોમતી તે પુરમાં વાસ રે.'**

એ જ્ઞાતિએ લેઉઆ પાટીદાર હતો.



એના ગ્રંથો : શ્રીમદ્ ભાગવત, રામાયણ, ધ્રુવાખ્યાન વગેરે. આ સિવાય ઓચ્છવ કીર્તનનાં પદો, રાધાકૃષ્ણના સંવાદ, કૃષ્ણક્રીડાનાં પદો, વસંતનાં પદો, છપ્પા, સવૈયા તથા ગરબીઓ વગેરે છૂટક લખ્યાં છે. એની વાણી બીજા પ્રાચીન પાટીદાર કવિઓ કરતાં શુદ્ધ અને માધુર્યવાળી છે. છતાં ક્વચિત્ કર્કશતા દૃષ્ટિગોચર થાય છે.

હું ગોવાળીઓ, તું ગોવાળણી ફરી ગમે તો આવજે,
કંસ સરીખા સોળસો માટી સાથે તેડી લાવજે.'

આ કવિની -

'પાલવડો મેલો મોહનજી મારગડે મને જાવા દ્યો,
આવતાં રે આપીશ દાણ તમારું મહી મારું વેચાવા દ્યો.'

એ તથા

'તમે અજાણ્યા અમે જાણીએ રે, મારો પાલવડો નવ તાણીએ રે;
તમે સમજી લો મનમાંહી રે, શામળીઆ વ્હાલા રહો ની વેગળા રે.'

આ ગરબીઓ નવરાત્રિમાં આપણાં બૈરાંઓ ઘણા રસથી ગાય છે.

અંતરના સાચા પ્રેમ સિવાય ભગવાં પહેરવાથી કે જતિ થવાથી પ્રભુપ્રાપ્તિ નહિ થાય. તે વિશેની સાચી સમજવાળી અને લાગણીભરી થોડી નીચેની લીટીઓ સાંભળીએ :

ઓધવજી અબળા તે સાધન શું કરે,
વ્હાલા વિના તો વ્રહની પ્રગટી આગ જો;
સંદેશો લાવ્યા રે ભૂંડા જોગનો
નથી ખમાતો દાઝ્યા ઉપર ડામ જો
ઓધવજી૦

જોગીડાં થઈએ તો જગમાં લાજીએ,
ભોગીડાં ક્યમ ધરીએ ભગુવો ભેખ જો;
વિશ્વાસે વસું છું વાલમ આવશે,
અંગ માંહિથી ઉપની રંગની રેખ જો.
ઓધવજી૦

## નાનો ભક્ત

આ કવિ પણ વૈષ્ણવ હતો, અને તે અમદાવાદનો લેઉઆ પાટીદાર હતો. એણે ફાગનાં છૂટક પદો, ગરબીઓ વગેરે લખ્યાં છે. જેમાંનાં કેટલાંક 'બૃ. કા.'ના પાંચમા ભાગમાં તથા 'દલપત કાવ્યદોહન'માં પ્રગટ થયાં છે. એનું કૃષ્ણને 'નોતરું' ગામડાના સાદા ખોરાકની યાદી આપે છે અને તે દ્વારા 'ભક્તની સાદી બાલક જેવી સાદી ભક્તિ' પ્રગટ થતી બતાવે છે :



મારે ઘેર આવજો માવા, મઠાં ને કોદરી ખાવા,
કઢીમાં તો કર બોળીને, સૈડકા સૈડા સૈડ,
મુખડું મીઠું થાય રે માવા, પ્રીતે પાપડ કેડ. મારે ઘેર૦

આંબલીની કઢી કરી છે, માંહી મઠાંની દાળ;
છાંટો નાંખું શામળા, તું તો ભાણા સામું ભાળ. મારે ઘેર૦

ભાવના ભૂખ્યા છો ભૂધરજી, ગુણ મને લાધ્યા;
સંસેક પેલા સુદામાના, તાંદુલ તમે ખાધા. મારે ઘેર૦

કાંગ માટે કહાનજી તમે, વિપ્રને કીધો રાજી;
કરમા બાઈનો કૂર ખાધો, ખાધી વિદુરની ભાજી. મારે ઘેર૦

શરમાવો તો શામળા, તમને મારા સમ;
એકાંતે આવો એકલા, કોઈ નથી બીજું અન્ય. મારે ઘેર૦

ભૈડકાનો તો ભાવ થયો છે, ભૈડકું ઝીણું ભૈડ;
મોળી છાશમાં માવજી રે, તું નાનું કેળું કેડ. મારે ઘેર૦

પાંચકણીની પૂરી કીધી, પાશેર મેલ્યું દૂધ;
'નાના'ના સ્વામી જમી ઊઠીને, કરજો કૂદાકૂદ. મારે ઘેર૦

આમાં ભક્તના તન્મયતા કરી રહેલા હૃદયનું કેવું આબાદ દર્શન થાય છે? સોગન ઘાલીને પ્રભુને પોતાને ત્યાં નોતરવા જેટલો ઘરોબો અને 'જમી ઊઠીને કરજો કૂદાકૂદ' કહેવા જેવો સંબંધ અને તાદાત્મ્ય પ્રભુ સાથે નાનો ધરાવતો હોય એમ માને છે.

## મંજુકેશાનંદ

એ સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ હતા. એમણે હરિભજન માટે 'અજ્ઞાન નરને શિખામણો'ની છૂટક કવિતાઓ લખી છે. વગર સમજણે અચરે અચરે રામ કરનારને એણે–

વળી નાગ પાંચમ આવે જ્યારે, કરી સર્પલીટો પૂજે ત્યારે,
સાચા નાગને લાકડીએ મારે, જોને જાગીને અંતરમાં અંધારું મૂરખ તારે.
જેમ ઘૂવડ રવિને નવ દેખે, તેમ અજ્ઞાની પ્રભુ નવ પેખે;
તેનો મનુષ્ય દેહ જાય એલેખે, જોને જાગીને.'

આ પ્રમાણે ઠીક ટકોર લગાવી છે.

## જીવો સવઈ

આ તદ્દન અપ્રસિદ્ધ કવિ છે. એણે કરુણરસમાં 'ખેડુના મહિના' લખ્યા છે. તેમાં વર્ણવેલાં ખેડુઓનાં દુ:ખથી હૃદય પીગળી જાય છે. એ ક્યારે અને ક્યાં થઈ ગયો તે વિષે હકીકત મળી નથી. પણ ઘણે ભાગે એ ચરોતર તરફનો હશે એમ એણે ગણાવેલાં પાકનાં નામ, વાપરેલા કેટલાક તે તરફના શબ્દો 'કરમનાં

કાઢ્યાં તીડાં' વગેરે ઉપરથી અનુમાન થાય છે. એના મહિના અપ્રસિદ્ધ જ હોવાથી નીચે ટાંકવામાં આવે છે.

## 'ખેડુના મહિના'

કાર્તક માસે કૃષ્ણજી રે સાંભળો ખેડુનાં દુઃખ,
મહેનત કરીને મરી ગયા, સમણે દીઠું ન સુખ. ભારે દુઃખ મારે ભુદરા.

સુખનું સમણું કદી ન આવીયું રે, કેડે દોડ્યું આવે દુઃખ;
કાયાની વળી રે કરચલિયો, મડદાં જેવાં સૌનાં મુખ. સુખ ન દીઠું રે સંસારમાં.

મેહતો મારા ખેતરમાં આવીઓ રે, રોજ પોંક પાડી જાય;
શાકભાજીનું કહેતો નથી, એવું મેં પૂરું ક્યાંથી થાય? ભારે દુઃખ મારે ભુદરા.

માગશર મહિનો તો આવીયો રે ચોરે ઘોડા તો બંધાય;
મેહતો બેસે ચોરે ચઢી, ખેડૂ ખાસડાં રે ખાય. ભારે દુઃખ મારે ભુદરા.

મરઘો બોલ્યો ને ઝબકી જાગીઓ રે, ખેડુ કોસ ખેંચવા જાય;
અંગે અંગરખું મળે નહિ, વાયરો ઉગમણો વાય. શું રે કરું હવે શામળા.

સૂવા ન દીઠી કદી સેજડી રે, પથારી પરાળની થાય;
ગોદડીનો ગાભો પૂરો ના મળે, ચાંચડ માકડ કરડી ખાય. સુખ ન દીઠું સંસારમાં.

પોષ મહિને ખેડુને બોલાવીયા રે મેહતે પોતાને ઘેર,
વગર પાકે લીધા રૂપિયા ખેડુ ઉપર કરીને કેર. ભારે દુઃખ મારે ભુદરા.

ખેડુને ખાવા નહિ કોદરા રે બીજા જમે દાળભાત,
અઢારે વરણમાં અળખામણી કીધી કણબીની જાત. મોત આપો તો મરીએ માવજી.

ધરઈને ધાન્ય મળ્યું નહિ રે ભૂખે ભાંગી ગયાં હાડ,
મોત રે આપોને મરીએ માવજી માનું હું તમારો પાડ. સુખ ન દીઠું સંસારમાં.

મહા માસે તો મેનત બહુ કરી રે કોશ તાણી કરી લીલી સેમ,
ત્યાં તો ભરવાનો વારો આવીયો કર્મે કાઢ્યું પડ્યું હેમ. વગર મોતે રે મરી ગયા.

શહેરમાં ન ધીરે મને શેઠીઓ રે ગામમાં ન મળે શાહુકાર,
મેહતે મને ચોરામાં બોલાવીયો મુખથી દે છે રે ગાળ. અરજ સાંભળો અલબેલડા.

શાહુકારે દાવો નોંધાવીયો રે આંગણે હરાજી બોલાય,
પચાનાં ઢોરાં તે પંદરમાં ગયાં રાછાં મારાં તાલુકે વેચાય. શું રે કરું હવે શામળા.



ફાગણ માસે વાયો વંટોળીયો રે, પાડ્યાં પાનાં ઊંડી જાય,
જૂના રે મેહતાની બદલી થઈ નવો પેદા રે થાય, શરમ ન રાખે કોઈની.

હરખે ચાલ્યા સૌ હોળી પૂજવા રે ખેડુના હૈયામાં છે હોળી,
તમાકુ પાડીને થયું માવઠું સર્વે બેઠા આંખ્યો ચોળી. શું રે કરું હવે શામળા.

નારીને નાકે કાંટો ના રહ્યો રે પહેરવા ચીર શાનાં થાય,
કોંશ સરખી ન મળે કાપડે ગામમાં જતી લજવાય. શરમાતી હીંડે શામળા.

ચૈત્ર મહિને ચાર જણ ભેળા થયા રે ભવૈયાના વેરા રે નંખાય,
કાંત્યું રે પીંજયું રાંડી રાંડનું મારી ઝુડી એ લેવાય. ક્યાંથી આવું હવે શામળા.

પુરુષને ન મળે પૂરું પોતીયું રે ઘરમાં દાણા નહિ તે દુઃખ,
ખૌં ખૌં કરતાં ઊઠે છોકરાં મા મને લાગી છે ભૂખ. શું રે આપું હવે શામળા.

તરેહ તૂટે ત્યારે પાકે તમાકુ રે ઢાંકી ઘડીએ તોળાય,
દશમો રે ભાગ દલાલનો ઘેર શું લઈ જવાય. અરજ સાંભળ અલબેલડા

વૈશાખે ડેરા ને તંબુ આવીયા રે ઘેરથી ગોરસ લઈ જાય,
છાશ વિના છૈયાં ટળવળે ઉપર મારંતા જાય. ભારે દુઃખ મારે ભુદરા.

ભૂખનાં ભાંગેલાં મારાં બળદીયાં રે જોડવા જાઉં તો બેસી જાય,
ઓચીંતો હવાલદાર આવીયો માર મારી લઈ જાય, કોને કહું હવે કાનજી.

પગે રે પગરખું મળે નહિ રે કાંટા વાગે મારે પાય,
એવા રે વૈશાખના તાપમાં અઢવણ નવરે ચલાય. સુખ ન દીઠું આ સંસારમાં.

જેઠ મહિને નારી કહે નાવલા ખેતી નથી ખેડવી નાથ,
માદુરી આપો રે મારા કંથજી હું હારી જોડી કહું છું હાથ. કહ્યું માનો મારા કંથજી.

ધરતી ખેડી મારાં ધન ગયાં રે ભોંય ખેડી માગી ભીખ,
વાંટો રે ખેડ્યો તો વશમો થયો તો પણ તમને આવી ન શીખ. કહ્યું માનો મારા કંથજી.

ચોરામાં તેની તો ચાડી થઈ રે મેહતે બોલાવ્યા છે ઘેર,
ખેતર ખેડો કે ઘર ખાલી કરો હવે શી થાશે પેર. કોને કહું હવે કાનજી.

અશાડ મહિનો તો આવીયો રે ઝરમર વરસે છે મેહ,
હળ રે પંજેટીને પાવડો કંપે કણબીની દેહ. સુખ ન દીઠું સંસારમાં.

ચીકણી ભોંયમાં ચાલ્યો ખેડવા રે પગ મેલું લપસી લપસી જાય,
કાંટા રે બાવળના કોહેલા મારે પગે પેસી જાય. તો પણ મેનત કરું માવજી.

બાર શેર લીધી વાવવા બાજરી રે વાવતાં પહેલું વીણી ખાય,
ઉભેળો પડે રે અલબેલડા પાશેર પાક ના થાય. શું રે કરું હવે શામળા.

શ્રાવણ વર્શ્યો શરવડે રે કંપે નર ને રે નાર,
કેડમાં કંપે કુંવર લાડકો માથે નીંગળતી ચાર. સાંભળો પ્રભુજી મારી વિનંતિ.



હેલી રે થઈ દીન આઠની રે કર્યું ભુમશીઈએ જોર,
છ છ આના આપું રોકડા અર્થે નથી જતી ઓળશું રે. નીંદાવું હું શામળા.

ભાગેલું ઘર તો ભાડે જડ્યું રે ટેકા મેલ્યા ત્રણ પાસ,
ચોથી પાસાનો ટેકો ચોકઠું ઘરમાં જીવ્યાની શી આશ. ખૂણામાં ઢાળી બેસું ખાટલો.

ભાદરવો તો ભલે આવ્યો રે પાકી બાજરી ને જુવાર,
સાલો તો પાકી સવાઘણી ખેડુ જાણે થઈ ગયો ન્યાલ, ભીડ ભાગી મારી ભુદરે.

કરમનાં કાઢ્યાં તીડાં આવીઆં રે ખૈ ગયા ખેપ મારી નાથ,
કીડીને ખાવાનો કણ રહ્યો નહિ લમણે દઈને બેઠો હાથ. શું રે કરું હવે શામળા,

આ રે જીવ્યાથી મરવું ભલું રે મરવું એક જ વાર,
મોત જો આપો તો મરીએ ભલું રે મરવું એક જ વાર,
મોત જો આપો તો મરીએ માવજી માનું તમારો પાડ. સુખ ન દીઠું આ સંસારમાં.

આસો માસ તો આવીયો રે સાંભળી ખેડુની પેર,
મેહનત કરીને મરી ગયો ઠાલે હાથ આવ્યો ઘેર. સાંભળો પ્રભુજી મારી વિનતિ.

દેવામાં હું તો ડૂબી ગયો રે જપ્તી આવતી મારે ઘેર,
શેઠે તો સપાટો બહુ કર્યો મારી શી થાશે પેર. સાંભળો પ્રભુજી મારી વિનતિ.

બાર માસ પૂરા થયા રે જીવો સવઈ ગાય,
ખસલું ખેતરવાળો લઈ ગયો છોરાં તે શું ખાય. સાંભળો પ્રભુજી મારી વિનતિ.

## રૂપાંબાઈ

આ બાઈએ પણ કણબીઓનાં દુ:ખ વિષેના રાસડા 'મહિના'ઓમાં લખ્યા છે. એનો એક રાસડો નીચે પ્રમાણે છે :

### કણબીના મહિના

કારતક માસે કરતરૂ રે, શેઠે ખૈડો લખાય,
પુઠળ હાકમના પાળા ફરે, જોજે કરસડું ખાય;
સાંભળો દીનાનાથ વિનતિ, દુ:ખ કણબીના કહી રે,
સુખ સોહલાં રહીએ, ભાવટ ભાગે ભૂધરો. ટેક.

માગશર માસ ભલે ચાલીઓ રે, પહેલી તોજી બંધાય,
પટેલ બેઠા ચોરે ચઢી, કણબી ઝુડીઆં ખાય. સાંભળો.

પોષ માસ ભલે ચાલીઓ રે, ટાઢ ઘણેરી વાય;
ગોદડી હવાલદાર લઈ ગયો, છૈયાં તરફડીઆં ખાય. સાંભળો.

માઘ માસ ભલે ચાલીઓ રે, ઘઉં ને જવ ઘણા થાય,
જવ ઘઉં તે ગેરૂ ખાઈ ગયો, વેરો શેણે ભરાય. સાંભળો.



ફાગણ ફૂલ્યો ફૂલડે રે, આવી હોળી રે આજ,
ઝોટડી સરકારમાં દોરી ગયા, હવે પર્વ શેણે થાય! સાંભળો.

ચૈતર ચાર ટોળે મળ્યા રે, પહેલો વેરો નંખાય;
કાંત્યાં પિંજયાં રાંડી રાંડનાં, મારી ઝુડી એ લેવાય. સાંભળો.

વૈશાખે ચાલીઓ ગરાસીઓ રે, ગોરસ કાઢીને ખાય;
છાશ વિના છૈયાં ટળવળે રે, મુઓ મારંતો જાય. સાંભળો.

જેઠ માસ ભલે આવીયો રે, રૂઠ્યા કણબી મનાય;
કોયલ દિલાસો દઈ રહી, ખાતર પૂંજો નંખાય. સાંભળો.

અષાડ આવી ઊમટ્યો, ઝરમર વરસ્યા રે મેહ;
હળ રે પંઝેટીને પાવડો, ભિંજાય કણબીની દેહ. સાંભળો.

શ્રાવણ વરસ્યો સરવડે રે, ભિંજાય નર ને નાર;
કેડમાં ભિંજાય કુંવર લાડકો, માથે નિંગળતી ચાર. સાંભળો.

ભાદરવો ભેરે આવીઓ રે, ગાજ્યો ગગને આકાશ;
બંટી બાવટો અદશ થયાં, શાલ ગઈ છે નકાશ. સાંભળો.

આસૌ માસે દિવાલડી રે, લેણું હોય તેનું લો;
વહુ રે ભાભાજીને વારતાં, શાલ થોડે રેલો. સાંભળો.

બાર માસ પૂરા થયા રે, રૂપાં કણબણ ગાય;
ચાર ભાગ દીવાનના, ઉપર ઝોટો વેચાય. સાંભળો.

રાસમાળામાં પ્રકટ કરવામાં આવેલો રાસડો.

'બારે મહિના રૂપામા પૂરા થયા,
તેમાં કણબી કેરી કથી કથાય જો.'

આ લીટી પ્રમાણે રૂપાંબાઈના નામથી મેં 'ગોપકાવ્યો'માં લીધો છે.

'The twelve month's round is finished,
In Roopa the Koonbeen's Song.'

પણ મને લાગે છે કે ફાર્બસ સાહેબે ભાષાંતર કરવામાં ભૂલ ખાધી છે. મૂળ રાસડામાં રૂપામા - રૂપામાડીના અર્થ, જેમ કેટલીક ન્યાતમાં ઘરડી સ્ત્રીઓનાં નામ સાથે 'બા' લખાય છે તેમ પાટીદારોમાં 'મા' લગાડવામાં આવે છે. લખાયેલો હશે, તે 'મા'ને સાતમી વિભક્તિનો અર્થ જાણી 'in Rupa' એ પ્રમાણે ભાષાંતર કર્યું. સાધારણ રીતે જૂના કવિઓ એકલું ગામનું નામ મૂકતા નથી પણ પોતાનું નામ તો ખાસ કરીને મૂકે છે, તેથી તથા ઉપર લખેલો એ જ બાઈના ચોખ્ખા નામ સાથેનો બીજો રાસડો મળી આવેલો હોવાથી ફાર્બસ સાહેબવાળો મૂળ રાસડો પણ એનો જ હોવો જોઈએ.

## ડાહીબાઈ

પાટીદાર જ્ઞાતિમાં અનેક નર અને નારી રત્નો પેદા થયાં છે. અનેક ક્ષેત્રોમાં આ જ્ઞાતિનાં નર-નારીએ વિશિષ્ટ પ્રદાન કર્યું છે. અહીં જે ડાહીબહેનનું ચરિત્ર લેખન કરવામાં આવ્યું છે તે એક કવયિત્રી તરીકે કરવામાં આવ્યું છે. લેખિકા તરીકેની આટલી મહાનતા મેળવનાર આ પ્રથમ સ્ત્રી હતી. ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં મીરાંબાઈ, કૃષ્ણાબાઈ, પ્રજ્ઞાબાઈ, દીવાળીબાઈ વગેરે સ્ત્રીઓનાં નામો આવે છે. મીરાંબાઈ પછી થયેલી સ્ત્રીલેખિકામાં આ લેખિકાને સ્થાન મળવું જોઈએ, પણ તે મળ્યું નથી.

ડાહીબા વિષેનો હેવાલ આજથી ઘણાં વર્ષો પહેલાં એક હસ્તલિખિત ચોપડામાંથી મળ્યો હતો. જે ચોપડો ગૂજરાત વિદ્યાપીઠમાં શ્રી અ. પ્ર. બારોટ ગ્રંથપાલ તરીકે કામ કરતા હતા તેમની પાસે હતો. આ ચોપડો તેમને તેમની જ્ઞાતિના કોઈ માણસ પાસેથી મળ્યો હતો. હાલ તે હસ્તપ્રત ક્યાં ગઈ તેની ખબર નથી, પરંતુ તે ચોપડામાંથી જે થોડીક નોંધો પ્રાપ્ત થઈ હતી તેના આધારે ડાહીબાનું ચરિત્ર-લેખન કરવાનો પ્રયાસ કર્યો છે.

આ હસ્તપ્રતમાં ડાહીબાનો હેવાલ તેમજ ગદ્યાપદ્યમાં લખેલો 'પ્રત્યક્ષ બોધાવલિ' નામનો ગ્રંથ તથા થોડાંક છૂટક પદ ઉતારેલાં છે. પાછળનાં થોડાંક પાનાંમાં ઈચ્છાબાઈ નામે સ્ત્રીનાં થોડાંક પદ તેમ જ મોહન બારોટનાં પદ છે. પાછળનાં પાનાં લગભગ ખવાઈ ગયેલી હાલતમાં હતાં. આ ડાહીબા વિષેની માહિતી 'પાટીદાર' નામના જ્ઞાતિ મુખપત્રમાં શ્રી શંકરભાઈ પટેલે વડોદરાથી આપેલી હતી. પણ તેનું આગળ સંશોધન થઈ શક્યું નહિ. તે આપણી ઉદાસીનતા ગણી શકાય.

ડાહીબાનો જન્મ વસોના અમીન નાનાભાઈ ધરમદાસને ત્યાં સંવત ૧૯૩૨ (ઈ.સ. ૧૮૭૬)માં આસો વદ ૧૩ને બુધવારને દિવસે થયો હતો. તેમનાં લગ્ન કરમસદના પટેલ ભાઈલાલભાઈના દીકરા છોટાભાઈ સાથે થયાં હતાં. ડાહીબાને પણ સંત-રંગ લાગ્યો હતો. તેમણે ભાઈલાલભાઈને અરજ કરી કે, 'આ અમારું બંધન તમો માતા-પિતાએ કરેલું છે તેથી મુક્ત કરો; કેમ કે મારો ગૃહસ્થાશ્રમ કરવાનો વિચાર નથી. મારે મીરાંબાઈની પેઠે બળાત્કાર થાય તેમાં સુખ નહિ; માટે મુક્ત કરો.' આમ તેમને સંસારમાંથી અરાગ જાગ્યો. તેઓ ભક્તિરંગે રંગાયાં. આ અરજને ધ્યાનમાં લઈ ભાઈદાસભાઈએ પોતાના દીકરાનાં લગ્ન ફરીથી બીજે કર્યાં અને ડાહીબાને મુક્ત કર્યાં. ડાહીબાના પિતા શ્રીમંત હતા. ડાહીબા વસોમાં રહ્યાં અને રણમુક્ત સ્વામીના સત્સંગથી આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું.

તેમણે આ ગુરુના મુખેથી ઘણા ગ્રંથોનું જ્ઞાન મેળવ્યું અને તેનો રસાસ્વાદ ચાખ્યો. તેઓ સમાધિની કળા અને સરોદો શીખ્યાં. ડાહીબા માત્ર ૧૯ વર્ષની ઉંમરે જ ગુજરી ગયાં હતાં. તેમ છતાં આટલી નાની ઉંમરે તેમણે પોતાની આત્મવાણીનો અદ્‌ભુત પરિચય કરાવ્યો હતો. તેમની શક્તિનો ખ્યાલ તો તેમની રચેલી 'પ્રત્યક્ષ બોધાવલિ' ગ્રંથ દ્વારા જ આવી શકે. ડાહીબાનું જીવન મીરાંબાઈ અને બીજી બંગાળની લેખિકા તરુલતા દત્તને મળતું આવે છે. તરુલતાને જે જ્ઞાનપિપાસા જાગેલી તેવી જ ડાહીબાને જ્ઞાનપિપાસા જાગી હતી. તરુલતાને પાશ્ચાત્ય પ્રણાલિકાનો અનુભવ મળ્યો. ડાહીબા તેનાથી વંચિત હતાં. ડાહીબા પાટીદાર જેવી ખેડૂત કોમમાં જન્મ્યાં હોવાને લીધે તેમને અગ્રિમતા મળી નહિ.

તેમનું સાહિત્ય આપણે તપાસીએ તો તેમના વિચારોની સ્પષ્ટતા જોવા મળશે. ડાહીબાનું માનવું હતું કે, ગુરુ-સમાગમ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કરી ભવસાગરની પાર ઊતરી જઈ કૈવલ્ય પદ પામવું એટલું જ હતું. જેમ તે યુગના સંતો ગુરુમાહાત્મ્ય, જ્ઞાન, સંસારની અસારતા વગેરે પર લખાણો લખતા, તે જ રીતે ડાહીબા પણ પરંપરાગત લખાણો લખતાં.

ડાહીબાએ પોતાના સાહિત્યસર્જનમાં ગદ્ય અને પદ્ય બંને શૈલીનો ઉપયોગ કર્યો છે. તેમણે પોતાનાં લખાણોમાં હિંદી છાંટવાળી ગુજરાતી ભાષા વાપરી છે. એમનું ગદ્ય અને પદ્ય બંને સુંદર છે અને ભાષાની શુદ્ધિ પણ સારી રીતે સાચવી છે. તેમના પદ્યમાં છંદોનું વૈવિધ્ય પણ જોવા મળે છે. છપ્પો, સાખી, ચોપાઈ, વલણ, હરિગીત, કુંડળીઓ, સોરઠો અને ભજનોના બીજા અનેક રાગો પણ એના પદ્યમાં વપરાયેલા જોવા મળે છે.

'પ્રત્યક્ષ બોધાવલિ'માં અઢાર અધ્યાય છે. તેમાં પ્રથમ ત્રણ પદ્યમાં છે. ચોથા અધ્યાયનો શરૂઆતનો ભાગ પદ્યમાં છે ત્યાર પછી ગદ્ય આવે છે. પાછળના બધા અધ્યાયો ગદ્યમાં જ છે.

ગ્રંથની શરૂઆતમાં ગુરુમાહાત્મ્યનો છપ્પો આપેલો છે :

(૧)

**ગુરુજી ગ્યાંન ગમગુંજ સૂઝ મમ સરલ બતાવી**
**ખુલે જબ ગ્યાન કપાટ ઠાઠ સબ શુદ્ધ દર્શાવી**
**ઉઘડે નેન અનંત સંત સકળ ગત પાવે.**
**જાવે નીજ ઘર સંત જ્યાં સરળ સમાવે.**
**પાવે પ્રગટ પરમાત્મા જાવે જન્મ જંજાળ રે**
**ડાહીબા કહે ધન્ય ગુરુ મુંગો કિયો વાચાળ રે.**

આ લીટીઓમાં હિંદી ભાષાની છાંટ છે. લેખનશૈલી ખૂંચે તેવી નથી. દરેક લીટીમાં અંતપ્રાસ આવે છે. તેમ છતાં આ પ્રાસ તદ્દન કૃત્રિમ છે.

(૨)

**ગ્યાન વિના ઘટ સુન્ય સમ ચંદ્ર વિના જેમ રેન,**
**કંથ વિના જ્યો કામની ખુરખને શી સેન.**

આ સાખીમાં જ્ઞાનમાહાત્મ્ય દર્શાવેલું છે. જે ઉપમાઓ છે તે સુંદર છે.

(૩)

**શુર સન્યા સ્વામીને રે કહે છે પ્રભુ સંસારમાં સુખ શું છે,**
**દુઃખ કર્મ ક્લેશનો ભરીઓ મળમૂત્ર તણો અતિ દરિયો,**
**મોહ નદી ચઢે છે પૂર, તેમાં આશા ને ત્રશ્ના બે તીર,**
**કામ, ક્રોધ, લોભ, મોહ ત્રાસે તે તો મોટાં મોટાંને ગ્રાસે.**

ઉપલા ઉદાહરણમાં રાગ ત્રિતાલી ચોપાઈ છે. ભાષા શુદ્ધ ગુજરાતી છે. હિન્દી છાંટ નથી. સંસાર ડાહીબાને મન દુઃખ - કર્મ ક્લેશનો - મળમૂત્રનો ભરેલો દરિયો છે. કામ-ક્રોધ, લોભ-મોહ વગેરે સંસારમાં ત્રાસરૂપ છે. આ ઉદાહરણ ઉપરથી ડાહીબા સંસાર તરફ કેવી નજરે જુએ છે તે જણાઈ આવે છે.

(૪)

**ભાઈલા ભવસંસારમાં મમ હિતાકારી હોય,**
**મહાતાપના તાપથી છોડાવી સત સોય.**
**મહાવિકટ સંસારમાં વિષય પુર મહા નીચ,**
**ડાહીબા કહે સદ્‌ગુરુગમે તુરત લગાવી તીર.**
**ધન ભઈલા મમ તાત છો ધન મારો અવતાર,**
**મહાભાગ્યે મુજને મળ્યા પુન્ય તણો નહિ પાર.**
**ભઈલા ભવસંસારમાં અવતરીયા કોઈ હંશ,**
**ડાહીબા સેવક વિનવે વધજો તારો વંશ.**

આમાં ગુરુમહિમા ઉપરાંત પોતાના સસરા તરફનું મમત્વ પણ ડગલે-પગલે દેખાય છે. જેમ ન્હાનાલાલ કવિના 'પિતૃતર્પણ'માં પોતાના પિતા અને મા તરફથી કૃતજ્ઞતા દેખાઈ આવે છે, તેવી જ કૃતજ્ઞતા ડાહીબાને પોતાના સસરા માટે થાય છે. ડાહીબા વચ્ચે પોતાના ગામ વસો અને પોતાના પિતાનો પણ ઉલ્લેખ કરે છે.



(૫)

**આતમકૂળથી અવતરી દેહલપુરમાં વાસ,**
**ગુરુચરણમાં નિવાસ છે સ્વામી સર્વાવાસ.**

સિદ્ધિ સીડી સનમુખ ઉઘાડાં મમ દ્વાર,
જે આપો તે આપજો પામો ભવનો પાર.
રોકનવાલા હે નહિ હે નિજ આપો આપ,
એ એંધાણે આપજો જપતાં ગુરુનો જાપ.

ઉપરના દોહામાં ડાહીબાનો આત્મવિશ્વાસ આત્મનિર્ભયતા વગેરે દેખા દે છે.

(૬)

બિજ મધ્યે જયો વૃક્ષ વૃક્ષમાં બિજ સમાઈ,
ત્યો માયા ઓંકાર ખલક સબ માંહી ગીરાઈ.
ભમે વૃક્ષ વિશાળ ડાળ-ફળ-ફૂલ રહાઈ,
પ્રેતા રમણ્યવિલાસ ખુશીખોદ મોજ મીલાઈ.
એહી મોજમાં મહાલત મન-બુદ્ધિ-ચિત્ત અહંકારે,
સંકલ્પ કે સબ સુત ભળે વિકલ્પ ભળે વિનાસ રે.

માયા અને ઓંકારનો, વિશ્વ અને પરમાત્માનો સંબંધ ઉપલા છપ્પામાં દેખાડ્યો છે.

(૭)

તે રસ અગમ અપાર, પાર પાવે નર પૂરા,
ફરી સૂરત એક તારા ગગન ગત્ય પાવે શૂરા.
બીજે અનહદ્ નાદ ગગન ગમ ઘોર નિશાનાં,
બિજલીનો ચમકાર તુરત તો સૂરત સમાંના.
એ તુરત સુરતનો ખ્યાલ છે ખેલી સદા અતીત રે,
ડાહીબા કહે સદ્ગુરુ વિના કયોં આવે પરતીત રે.

નરસિંહ મહેતા અને મીરાંબાઈનાં પદોમાં જે દુર્લભ અમૃતથી પણ મીઠા રસનો ઉલ્લેખ આવે છે તે જ રસનો ઉલ્લેખ ઉપલા પદમાં જોવા મળે છે.

પદ્યમાં ઉપલાં પદોનાં ઉદાહરણો ડાહીબાની કવિત્વશક્તિનો ખ્યાલ આપે છે. તે જ રીતે તેમનાં ગદ્યલખાણોમાં પણ તત્ત્વચિંતન, સચોટ ભાષા અને ગુરુ માટેનો આદર જોવા મળે છે. પણ તે ઉતારી આપી લેખ લાંબો કરવાનો અર્થ નથી. આ અંગેનું વધારે સંશોધન થાય તો આવાં ધૂળ-ઢાંક્યાં રતન તરફ સમાજને અહોભાવ થાય. પોતાના લખાણમાં નરસિંહ, અખો અને શામળની છાપ જોવા મળે છે. કોઈ જગ્યાએ તેમણે શામળના લખાણનો આધાર પણ લીધો છે. તેમના બાહ્ય લખાણમાં શામળની છાપ પણ જોવા મળે છે. ગુજરાતી સાહિત્યમાં ડાહીબાને સ્થાન મળવું જોઈએ; તે મળે કે ન મળે

પોતપોતાની શક્તિથી તે પ્રાપ્ત કરે છે અને પાટીદાર સમાજની મહાન સ્ત્રી કહેવડાવવાનું બિરુદ ધારણ કરે છે.

## કવિ જેસંગભાઈ

કવિ જેસંગભાઈનો જન્મ સંવત ૧૯૧૦માં મહા સુદ ૧૫ના રોજ અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાના બાવળા ગામમાં થયો હતો, અને મૃત્યુ ૧૯૫૨માં થયું હતું. તેઓ જ્ઞાતે કડવા પાટીદાર હતા. અને સાખે સાણંદીયા અને (જામળીયા) હતા. તેમના પિતા ખેતી અને પરચૂરણ વસ્તુઓનો વેપાર કરતા હતા અને ગામના ધર્માદાનો વહીવટ કરતા હતા. ગામની નીપજનો તમામ માલ તેમના હાથથી તોલ થઈને બહાર જતો અને તે બદલ તે માલની કિંમતમાં એક રૂપિયે એક પૈસો લેવાનો હક્ક તેમનો હતો. તેમાંથી ત્રીજો ભાગ પોતે રાખતા અને બાકીના બે પૈસા ધર્માદામાં એટલે સદાવ્રતમાં આપી દેતા. માપાદાર તરીકે તેમની ખ્યાતિ ખૂબ જાણીતી હતી. કવિ ગામઠી નિશાળમાં ભણ્યા. ત્યારબાદ ત્રણ રૂપિયાના પગારથી શિક્ષક પણ બન્યા. વડોદરા ટ્રેનિંગ કૉલેજમાં ભણવા પણ ગયા. પણ અભ્યાસમાં મન ઊઠી જવાથી તેઓ ઘરે આવ્યા. સંવત ૧૯૩૫માં તેમણે 'બાવળા સુધારા શુભેચ્છક મંડળી' સ્થાપી અને ૧૯૩૭થી પુનઃલગ્નના હિમાયતી તરીકે તેઓ બહાર પડ્યા. સંવત ૧૯૪૦ની સાલથી 'સ્વદેશ હિતબોધક' એ નામનું ત્રિમાસિક કાઢવા માંડ્યું હતું, અને બીજા વર્ષથી તેને માસિકના રૂપમાં ફેરવી નાખ્યું જે લગભગ છ વરસ સુધી ચાલ્યું. તેમની યાદશક્તિ જબરજસ્ત હતી. તેમણે અનેક પુસ્તકો લખ્યાં છે.

૨૯મા વર્ષથી એમને કવિતા કરવાનો નાદ લાગ્યો હતો. પ્રારંભમાં દેશી ઢાળની ગરબીઓ અને પાછળથી છંદોબદ્ધ લખવા લાગ્યા.

'સુબોધરત્નમાળા છત્રીસી'માં તે લખે છે :

**સુધારાનું ડોળ ધરી કુધારાની રીત રાખી,**
**મોટી મોટી સભાઓમાં ભાષણો જે ભાખતા,**
**બાળલગ્ન, વિરુદ્ધની ચરચા ચલાવી ખૂબ,**
**પણ પોતે પોતાતણું, કદી નવ પાળતા.**



**વિધવા વિવાહ માટે મોટા મોટા લેખ લખે,**
**પણ પોતે પે'લ કરી દૃષ્ટાંત ન દાખતા,**
**કહે જયસંગદાસ, બકે તે ન કરે કદી,**
**બકવાની ટેવ પડે, બહુ બકી નાખતા.**

સંસાર સુધારા માટે મંડળમાં ભેગા મળી,
કાયદા કાનૂન બાંધે બીજાને બતાવવા,
ઘરમાં કલેશ થાય, તે તો કદી ન તજાય,
નકટા થઈ બીજાને મંડે છે નચાવવા.

ઘેર અવસર આવે મોટા મોટા વરા કરે,
બીજાને ન કરવાનું કહી જ વહાવવા,
કહે જયસંગ એમ ભોળાઓને ભરમાવી,
નકટા કરે છે નાચ નાટક ભજાવવા.

• • •

ભાઈ તો ભણી ગણીને ભલા ડાહ્યા થઈ ડોલે,
બાઈ તો બિચારી ખૂણે રહી ખીજવાય છે,
ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ખેલે છે ખૂબ,
બાઈ તો બિચારી ઘરમાં બહુ ગૂંચાય છે.

પુરુષ તો પાંડવ પેલાંની પણ વાતો વદે,
બાઈ તો પોતાની પેઢી પણ ભૂલી જાય છે,
કહે જયસંગ જુઓ જોડું કે કજોડું આ તે,
મનમાં મને તો બહુ વિસ્મય જણાય છે.

ભાળો ભાઈ હિંદુઓની હસવા જેવી આ રીત,
બાર બાર વરસ તણા બાળ પરણાવવા,
બોલતાં ન આવડે ને, શુદ્ધ કે સમજ નહિ,
એવા એ બિચારાઓને લગ્નથી જોડાવવા.
સામાસામી વેવાણો બે બાળકોને કેડે ઘાલી,
ચોરીમાં ફેરા ફરે છે, જગત જણાવવા,
કહે જયસંગ જેણે ફારસ ન જોયું હોય,
તો તે જોજો ફારસ આ મનને રીઝાવવા.

મુંબઈથી નીકળતા 'માસિક મજાહ' ચોપાનિયાના અધિપતિ - મહેરબાન-દાદીભાઈ એદલજી તારાપોળવાળા તરફથી કવિ જેસંગભાઈને પુછાયેલા પ્રશ્નો અને તેમના આપેલા ઉત્તર નીચે પ્રમાણે છે :



### પ્રશ્ન-૧ (દોહરો)

શોભે કોણ સભા વિશે? ના પત કોની થાય?
કોણ કરે નુકસાન નિજ? કોણ દયા નહિ ખાય?

### ઉત્તર-૧ (ઇંદ્રવજ્રા છંદ)

શોભે સભામાં સુકવિ જ સારા, શોભે પ્રજાને નૃપ પાળનારા,
શોભે સભામાં સુભટો જ શાણા, શોભે સભામાં ગુણથી ગવાણા? ૧

શોભે સભામાં ન અજ્ઞાનવાદી, શોભે સભાના નર નામર્યાદી,
શોભે સભાના સુભટો હરામી, શોભે સભાના નૃપ જેહ નામી. ૨

હાથે કરી જે બદટેવ પાડે, હાથે કરી જે પડતા જ ખાડે,
હાથે કરી જે હિમહઠ ઝાલે, હાથે મરે એ સહુ ભ્રષ્ટ હોલે. ૩

જાણ્યા ન જેણે જગતાતને રે, જાણ્યા ન જેણે ધરમો નમે રે,
એવા જનો જે જગમાં ગણાતા, તે તો કદ દિલ દયા ન ખાતા. ૪

### પ્રશ્ન-૨ (સોરઠા)

ભૂષણ શું આ ભવ તણું? રંભાની શી રીત?
દશ ડગ કોથી નાશિયે? કોની કરીયે પ્રીત?

### ઉત્તર-૨ (સોરઠા)

ભૂષણ ભવનું જાણ, સદ્‌ગુણથી ભક્તિ કરે,
પત્ની સતી સુજાણ શોભાવ ભવ સર્વદા. ૧

પતિવૃત પાળી નાર, પતિ પોષે રે પ્રેમમાં,
સર્જી સદ્‌ગુણ શણગાર, રંભાની રીત છે. ૨

નિર્દય કુલટા નાર, ત્રીજો નીતિ હીણ જે,
ચોથો જન ગમાર, તે થકી, દૂર બહુ નાશીયે. ૩

સજ્જન કેરી પ્રીત, કરિએ જગમાં સર્વદા,
એથી અધિકું ચિત્ત, રાખો પ્રભુ પર પ્રેમથી. ૪

એમની કવિતા બોધક અને વાણી સરળ છે. નર્મદના અનુકરણનો હૂબેહૂબ પ્રયત્ન કર્યો જણાય છે, પણ તેમાં સફળતા મળી નથી. તો પણ કેટલીક કવિતા ઉત્તમ અને જુસ્સાવાળી છે. દાખલા તરીકે એના પુરુષાર્થ વિષેના છપ્પા જોઈએ :

પુરુષાર્થ કરનાર, જગતમાં ઝાઝા ઝળક્યા,
પુરુષાર્થ કરનાર, શિવાજી સમરથ ચળક્યા;



પુરુષાર્થ કરનાર, પાંડવો પુરણ દીપ્યા,
પુરુષાર્થ કરનાર, સિકંદર સૌ કંપ્યા.

વળી, પુરુષાર્થ કરનાર નર ઢાંક્યા જગમાં નવ રહે;
કવિ જયસંગ કહે વીર મર્દ એ, પાછી પાની નવ લહે.

પુરુષારથથી પ્રૌઢિ, કાર્ય સૌ સ્હેજે કરતા,
રામે જીતી લંક, કર્યા દૈત્ય રડવડતા.
નરવીર નેપોલ્યન, યૂરોપે ઝાઝો ઘૂમ્યો,
સૌ મહિપતિનાં માન, મુકાવી રણમાં ઝૂમ્યો.
વળી શિવાજીએ શૌર્યથી, મુગલાઈને મૂળથી;
કવિ જયસંગ કહે ઉખેડવા, પ્રયત્ન કીધો પ્હેલથી.

**એમના ગ્રંથો :** ૧. વિજયાવૈધવ્ય દુઃખનાશક નાટક, ૨. જેશંગ કાવ્ય, આ સંગ્રહમાં એમણે રચેલી કવિતાના ઈશ્વરસંબંધી, નીતિસંબંધી, સ્વદેશાભિમાન-સંબંધી, વિદ્યાસંબંધી, પ્રીતિસંબંધી અને સ્ફુટવિષય એમ સાત ભાગ પાડવામાં આવ્યા છે. ૩. જેશંગશતશાઈ, ૪. કમળાસ્વયંવર, ૫. માણેક શાહ ચરિત્ર, ૬. સુબોધરત્નમાળા છત્રીસી વગેરે કાવ્યગ્રંથો, ઉપરાંત ૧. ઉખાણાસંગ્રહ, ૨. ગુજરાતી શબ્દસંગ્રહ (નર્મકોષમાં નહિ આવેલા ૧૨૦૦ શબ્દોનો). ૩. દુષ્કાળ વિશે નિબંધ અને પુનર્લગ્ન કરનાર પુરુષાતની પુરુષ વગેરે.

## જીવાભાઈ અમીચંદ પટેલ

આ કવિનો જન્મ પાટણવાડામાં કડવા પાટીદાર જ્ઞાતિમાં થયો હતો અને અવસાન તા. ૧૪-૨-૧૧ને રોજ મુંબઈમાં થયું હતું. તેઓ મુંબઈની બાબુ પન્નાલાલ હાઈસ્કૂલના ગુજરાતી વિભાગના હેડમાસ્તર હતા.

એમનો 'કાવ્યમંજરી' નામનો ગ્રંથ તેમાં આપેલી ઉત્તમ ટીકાને લીધે વિદ્વાનોમાં ઘણો વખણાયો છે. નાટ્યકલા વિષે પણ એમણે ઊંડો અભ્યાસ કર્યો હતો અને તે સંબંધે 'નેપથ્ય વિધાન' નામની વિદ્વત્તાભરી લેખમાળા 'ગુજરાતી'માં લખી હતી. વળી તેઓ ચિત્રવિદ્યામાં પણ સારી નિપુણતા ધરાવતા. 'વાચનમાળાના ચિત્રની ભૂલો' એમ 'ગુજરાતી'માં દર્શાવી છે. આ સઘળાની સાથે એમનામાં કાવ્યશક્તિ પણ નૈસર્ગિક હતી. જોકે તેમણે ઘણી જ થોડી અને બે જ કવિતા લખેલી જાણમાં આવી છે : 'માડીની ઝૂંપડી' અને 'કીડીસ્તોત્ર'. પણ એકલી 'ઝૂંપડી' ઉપરથી તેમની શક્તિનું આપણને સારી રીતે ભાન થાય એમ છે. એ કવિતા માતૃપ્રેમથી ઊભરાતી, કરુણ રસથી ભરેલી અને દેશાભિમાનની લાગણીથી છલકાતી છે. ઉત્તમ ગુજરાતી કવિતાનો એ એક નમૂનો છે.



### માડીની ઝૂંપડી
### (ધીરાનું પદ)

દુખિયાંનો વિસામો રે, માડી તારી ઝૂંપડી,
રણ વગડાનો છાંયો રે, આંધળીઆંની લાકડી.

કુંજ નિકુંજે લચી વલ્લરી, નિઝરીઆં સંતાય;
અમલ કમલ દલપર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય.
રઢીઆળી એ લાડી રે, સોહવતી જે ઝૂંપડી;
આજે ખાવા ધાતી રે, નિર્જન રણમાં ઝૂંપડી. દુખિયાં૦

ધર્મ કર્મ રસ કસ લૂંટાયાં, ઘરઘર વીખરી હીર;
છતી સંતતિ સત્ત્વ લુંટાયું, ખેંચાયાં તું જ ચીર.
લુટાતી ઓ માડી રે, ખાલી તારી ઝૂંપડી;
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝૂંપડી. દુખિયાં૦

ધનસંઘી ખેતર સૂકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ;
રાતી વિભુની આંખડી દેખી, પંખીડાં પામે ત્રાસ.
તેને સોડે સ્હાતી રે, માડી ત્હારી ઝૂંપડી;
પોષણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી. દુખિયાં૦

વનવીંટ્યાં સિંચાણે સઘળાં, અવશ પડ્યાં તુજ બાળ;
ઠામ ઠર્યાં ને હડધૂત કરીને, રણ વગડે દેમાર.
અંકે લેવા ધાતી રે, તેને માતા રાંકડી;
શીળી છાંયે છાતી રે, માડી ત્હારી ઝૂંપડી. દુખિયાં૦

કણ કણ કાજે વન વન વીંઝે, તુજ બાલુડાં પાંખ;
પણ સુખ દુઃખનાં લ્હાણાં લેવા, ઠરતી તુજ પર આંખ.
અંતે તું સંઘરતી રે, માતા મ્હારી દુબળી;
પ્રભુનો પંથ દાખવતી રે, માડી તારી ઝૂંપડી. દુખિયાં૦

તું જ જીવન અમ તું સર્વસ્વ, તું જ સુધાનો સાર;
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર.
નંદનવનશી વ્હાલી રે, અમને ત્હારી ઝૂંપડી;
જન્મભૂમિવ્રત પાળી રે, શણગારીશું ઝૂંપડી. દુખિયાં૦

આમાં 'કણ કણ કાજે... માતા મ્હારી દુબળી.' એ સંબોધન શ્રવણ કરતાં ગમે તેવાને પણ આંસુ વહ્યા વિના ન જ રહે.

## રણછોડદાસ ભાઈચંદ આમલીવાળા

આ કવિ સુરતના લેઉઆ પાટીદાર હતા. એમણે 'શ્રી સુંદર વિલાસ' નાટક કંપની સ્થાપી હતી. એમનાં રચેલાં નાટકો નીચે પ્રમાણે છે.

૧. શ્રીકૃષ્ણ સુદામા, ૨. ગુલબંકાવલી, ૩. સગાળશા અને ૪. કર્મફળા વગેરે.

એમનામાં કેટલીક શક્તિઓ ઘણી ઉત્તમ હતી. એક સારા ખેલાડી તરીકેના સઘળા ગુણો તેઓ ધરાવતા હતા. પખાજ વગાડવામાં તેમની બરાબરી કરી શકે

એવો આખા સુરતમાં બીજો કોઈ ન હતો એમ સાંભળ્યું છે. વળી નાટકોમાં પહેલવહેલા 'સીન' દાખલ કરવાનું માન એમને ઘટે છે. એમ એમના એક કવિ મિ. ખંડેરાવ માનાજીએ લખ્યું હતું.

## શ્રીમતી હીરાબહેન મથુરભાઈ

નવીન સંસ્કારવાળા જમાનામાં પાટીદારમાંથી સ્ત્રીકવિ તરીકે આ બહેન પહેલાંથી જ નજરે પડે છે. એમનો જન્મ અમદાવાદ જિલ્લાના **હમ્દાપુર**માં લેઉઆ પાટીદાર કોમમાં થયો હતો. એમનું સાસરું કહાના પટેલ નારણદાસ મુનદાસને ત્યાં હતું. તેઓ ભુવાલડીમાં હેડમિસ્ટ્રેસ હતાં. એમનું અવસાન ૧૯૧૪ના માર્ચમાં ટૂંકી ઉંમરે જ થયું છે. 'સુન્દરી સુબોધ' તથા 'વાર્તાવારિધિ' માસિકમાં એમનાં ગદ્યલેખો તથા કવિતા અવરનવર પ્રકટ થયાં છે. નીચે આપેલી 'એક કવિને' એ અન્યોક્તિ ઉપરથી એમને ન્યાય આપવાનું બની શકશે.

### 'એક કવિને'

**રૂડી કુંજ વિષે અયિ, ઓ કલિકે, મધુરું મૃદુ કલ્ય નહિ બનજે;**
**અતિનિર્દય કો વનમાળી તને, વિકસ્યા વિણ સત્વર સંહરશે.**

**જગના કંઈ સ્વાર્થીજનો તુજને, નવપલ્લવથી અળગી કરશે;**
**અબુધો, ખરી આ તવ ઉત્તમતા, જરીએ નવ અંતરમાં ધરશે.**

**નિજ સ્વાર્થ વિષે ભમતા મધુકો, મધુને લઈ દૂર કહીં ઊડશે.**
**તનુ રમ્ય અને અતિ પુનિત આ, સખિ ભ્રષ્ટસરે સહજે ડૂબશે.**

**કરમાઈ જશે નવ પાંખડીઓ, અથવા સુરભિહીણ દેહ થશે;**
**કરશે કચરા મહીં સ્વાધીન હા! તુજ જીવન એમ વિનષ્ટ થશે.**

**કલ સુંદર કોકિલનો પણ રે! બધિરો સમીપે બસ નિષ્ફળ છે;**
**અરીસો ધરીએ કદી અંધકને, કહે એ શ્રમથી સખિ! શું ફળ છે?**

• • •

**યદિ ઓ કલિકે! ખીલવું જગમે, ખીલજે પણ સ્વાર્થ સદા શીખજે;**
**અથવા વિકસી વપુ સુંદર જે, વિભુને ચરણે જઈને ધરજે.**

**પ્રભુને ચરણે શીળી છાંય થશે, તવ સૌષ્ઠવ ત્યાં અધિકું વધશે;**
**અથવા પ્રણથી યુગલો પ્રીતથી, તવ સ્વાગત નિત્ય સખિ કરશે.**

સ્ત્રીહૃદય સિવાય આમ આત્માનુલક્ષી દર્દવાણી બીજે ક્યાંથી સાંભળી શકાય?

## નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી

આ 'શીઘ્રકવિ'નું પદ મેળવનાર ગૃહસ્થનો જન્મ અમદાવાદમાં ઈ.સ. ૧૮૪૬માં લેઉઆ પાટીદાર જ્ઞાતિમાં થયો હતો. ગુજરાત કૉલેજમાં થોડો વખત રહ્યા પછી ભણવાનું છોડી એમણે ઈડરમાં નોકરી લીધી હતી. નાનપણથી જ એમને લખવાનો શોખ હશે. સૃષ્ટિસૌંદર્ય વિષે એમણે સોળ વર્ષની વયે લખેલું 'વર્ષાવર્ણન' એ એમની પહેલી કૃતિ છે. એમણે 'કવિતા વિલાસ'નું તંત્રીપણું થોડો વખત કર્યું હતું અને 'વિદ્યાર્થી જીવન' નામનું માસિક કાઢ્યું હતું. 'કવિતા વિલાસ'માં એમણે 'સરસ્વતી રાસ', 'મનહર મંજરી' અને 'શૃંગારશતક' નામનાં ખંડકાવ્ય લખ્યાં છે. શૃંગારશતકનાં તેર અષ્ટક છે અને તે પ્રત્યેક અષ્ટકની કવિતા કાવ્ય ચમત્કૃતિથી ભરપૂર છે. પદારવિંદ વિષેની એક જ કડી જોઈએ.

**છે રક્તરંગ કવિતા વિણ પાનિયે તો**<br>
**તે ચિત્ત મારું અનુરક્ત હરિ જ લે તો**<br>
**શું કામની વિજય યુદ્ધભૂમિની માંય**<br>
**ધૂમ્મેથી ઘાયલ ઉરે તુજ રક્ત થાય?**

એમના ગુરુ શ્રીમન્ નૃસિંહાચાર્યની આજ્ઞાથી એમણે 'મહાકાળ' પ્રગટ કર્યું અને તે બે વરસ ચલાવી સ્વ. છોટાલાલ માસ્તરને સ્વાધીન કીધું. ઈડરમાં હતા ત્યારે 'ટેલીમેક્સ' નામના ગ્રંથનું ભાષાંતર અને 'શિશુપાળ મદમર્દન' નાટક તૈયાર કર્યું હતું. 'સાઠીના સાહિત્ય'માં તેને હાલના જમાનામાં યથાર્થ પદ્ધતિપુરઃસર લખાયેલું ગણી ઊંચું સ્થાન આપવામાં આવ્યું છે. એમની કવિતાના મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાય :

**૧. ભક્તિ પ્રધાન :** એમનું વલણ નાનપણથી જ ભક્તિ તરફ વધારે હોવાથી એમની કવિતાનો મોટો ભાગ શ્રેયસ્સાધક અધિકારી વર્ગની ઢબની કવિતાઓનો છે, અને તે વર્ગના માસિકોમાં પ્રસિદ્ધ થયેલી છે. જેમાં ઘણી તો સંસ્કૃત ભાષામાં પણ લખેલી છે.

**૨. સુધારા પ્રહાર પ્રધાન :** એઓ સનાતન ધર્મના ચુસ્ત હિમાયતી અને રક્ષક તરીકે બહાર પડેલા હોવાથી સુધારા ઉપર કરતી 'સુધારા શતશાઈ' વગેરે લખી છે. તેવા પ્રકારની કૃતિ આ વર્ગમાં આવે છે. એ નવા જમાનાની કટાક્ષમય કવિતા છે.



**૩. દેશાભિમાન સંબંધી :** દેશને માટે દીવાના રૂપ બનેલા થોડાઓમાંના એક મિ. સંઘવી પણ હતા.

**'હું દીવાનો દેશને મને કોઈ ન સતાવો.'** આ અને **'શૂરવીર બાળકનું હાલરડું'** વગેરે એમની આ વર્ગની કવિતાઓ દેશાભિમાનથી છલકાતી અને જુસ્સાવાળી છે. ગુજરાતી ભાષાની ઉત્તમ કવિતાઓમાં એમની આ વર્ગની કવિતાઓ સ્થાન મેળવે છે.

તેઓ સારા વક્તા હતા. વાર્તાઓ ને નિબંધો, કેટલાક ઉત્તમ પ્રતિના તો કેટલાક વધારે પડતા પ્રહારવાળા એમણે લખ્યા છે. એમની સાહિત્યપ્રવૃત્તિ અવિરત ચાલી આવે છે પણ એ પ્રવૃત્તિનો પ્રવાહ અનેકાનેક સેરોમાં ફંટાઈ જતો હોવાથી વિપુલ પ્રવાહ રેલી રહેતો નથી. ફંટાયેલી સેરોમાંની ઘણી એમના વિવિધ વ્યવસાયોને લીધે આગળ વધતી નથી. કેટલીક અરણ્યોમાં અદૃષ્ટ થઈ જાય છે. એમની શક્તિના પ્રમાણમાં સાહિત્યમાં એમને ચિરંજીવ રાખે એવું લખાણ બહુ જ જૂજ એમણે લખ્યું છે એ અતિશય ખેદની વાત છે.

## મગનભાઈ ચતુરભાઈ પટેલ

એમનો જન્મ નડિયાદમાં લેઉઆ પાટીદાર જ્ઞાતિમાં સને ૧૮૭૭માં થયો હતો. બી.એ., એલએલ.બી. થયા પછી કેટલોક વખત વકીલાત કીધા પછી બેરિસ્ટર થઈ આવ્યા હતા. નાનપણથી ધાર્મિક ભાવનાના સંસ્કાર કુટુંબમાંથી એમને મળતા રહેલા છે.

'જ્ઞાન મંજરી' નામનું માસિક એમણે વરસેક દહાડો ચલાવ્યું હતું. 'રામ વિજય' નામનું સંસ્કૃત શૈલીનું પંચાંકી નાટક તથા બીજું 'વૈદેહી વિજય' નાટક એમણે રચ્યું છે. તે પછી 'ક્ષાત્રપાળ મહારાણા પ્રતાપ' નામનું વીરરસ પ્રધાન ખંડકાવ્ય તથા **'કુસુમાંજલિ'** નામનું એમની કવિતાઓના સંગ્રહનું પુસ્તક બહાર પાડ્યું હતું. એમણે મહાકવિ કાલિદાસ કૃત 'અભિજ્ઞાન શાકુન્તલ' 'કાવ્યપ્રદીપ'નું ભાષાંતર તૈયાર કર્યું છે.

કાવ્યમાં હૃદયની અતિશય કોમલતા જેને તેઓ નિર્બળતા માને છે તે દર્શાવવા કરતાં જેનાથી આત્મનિષ્ઠા અને દૃઢતા વધે એવા એવા ભાવ અને તેને અનુરૂપ વાણી દર્શાવવાનું તેઓ પસંદ કરે છે. એ સંબંધે તેમણે 'સુદર્શન'માં 'કાવ્યપ્રદીપ' નામનો લાંબો લેખ પણ લખ્યો હતો.

એમનાં કાવ્યોમાં વીર અને શૃંગારરસ જોવામાં આવે છે, તેમાં પણ વીરરસ પ્રધાન છે, ને દેશાભિમાન ઊછળતું છે. વાણી શિષ્ટ અને પ્રોત્સાહક છે.



**'કાળ કાળ કરે શું તું, કાળ કોણે કર્યો કહે;**
**કાળ આવી ઊભો ર'શે, જોડીને હાથ આગળે.**

કાળ વસ્તુ ઘડે ના ને, વસ્તુ તે કાળ ફેરવે;
વસ્તુને સાધવી તેથી, નિશ્ચે એ વીરને મને.

કાળને કે' કશી સત્તા? વસ્તુ સાપેક્ષ કાળને;
વસ્તુને ફેરવ્યા સાથે કાળ તો ફરતો જશે.'

રણે ચઢેલા ક્ષત્રિયોનાં મુખમાંથી આવાં જ વચનો નીકળે, અને એવા શૂરવીરો માટે તો-

'એમના નામના શબ્દે, મરેલાં શબ્ધ્ર ઊઠશે.'

એમ કહેવું યોગ્ય જ છે.

ભારતને માટે એમની મહેચ્છાઓ સાંભળીએ :

'કળિ કાલમાં પણ એવા વીર એવા આર્યભૂમિમાં પાકશે;
નિજવીર્યથી ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે.
એક દિન એવો આવશે.'

— — —

'અહીંથી મહાવીર મહારથી ટંકાર કરતા શસ્ત્રના;
પરદેશમાં જઈ રાજયતા, શુદ્ધ ધર્મને શિખડાવશે.
એક દિન એવો આવશે.'

'પૂર્વે થયા ન્હોતા વળી, સ્વપ્ને નત કર્યા વીર તે;
આ પૃથ્વીને કરી સ્વર્ગ સરવે દેવનેય ઉતારશે.
એક દિન એવો આવશે.'

આ અને

'ધન ધાન્ય ભર્યા કોઠાર જવાહીર, હાર કંઠમાં લસતા,
તુજ માત ગર્વ ભરી ઘૂમી સૃષ્ટિમાં તે ધન દિનને સ્મરતું.
તે કાળ ફરી ફેરવ તું - હે આર્યપુત્ર આ ભૂમિ
રજકણનો દેહ દેશવશ કર તું.'

આ પંક્તિઓ એમણે કાવ્યનાં માગેલાં લક્ષણોના દૃષ્ટાંતરૂપ છે.

## ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ



અમદાવાદનું 'બન્ધુસમાજ' નામનું વિદ્વાન લેખક મંડળ પ્રસિદ્ધ છે, તેના રા. ડાહ્યાભાઈ એક સભાસદ હતા. એઓ વડનગરના રહીશ તથા લેઉઆ પાટીદાર જ્ઞાતિના છે. અમદાવાદના 'ગુજરાતી પંચ' નામના અઠવાડિક પત્રના ઉપતંત્રી સબ-એડિટર તરીકેનું કામ એઓ કરતા હતા.

**એમના ગ્રંથો :** (૧) વડનગરા કણબીની ઉત્પત્તિ તથા તેમના આચારવિચાર, (૨) સંસારમાં સ્ત્રીની પદવી (ગુ. વ. સોસાયટીમાં) અને (૩) સામાજિક સેવાના સન્માર્ગ (ગુ. વ. સોસાયટી), (૪) ચંદ્રાનના.

એઓ સાદું અને શિષ્ટ લખવા માટે જાણીતા થયેલા છે. એમનાં કાવ્યોમાં પણ એ ગુણો સાથે લાલિત્ય મીઠાશ જોવામાં આવે છે.

'નિર્ગુણ' તખલ્લુસથી 'સુન્દરી સુબોધ' અને 'ગઝલીસ્તાન'માં આવેલી 'સન્નારીનું સ્મરણ' અને 'કરું હું છું સ્મરણ તારું' એ કવિતાઓ પણ એમની જ છે. આ ઉપરાંત 'ગોપકાવ્યો', 'કાવ્યમાધુર્ય', 'ગીતમાળા' વગેરે ગ્રંથોમાં એમની ઉત્કૃષ્ટ કવિતાઓ સંગ્રહાયેલ છે.

એમની **'પ્રિયતમની ઉક્તિ'** સાંભળીએ.

**યદિ હોત તું વર્ષાદ બિન્દુ, તે તું કોમળ પાંદડું,**
**વાદળ વિશેથી આવી તુજ ઉર ઉપર આવી વસત હું;**
**ન લેત વિશ્રાન્તિ તહીં મીઠી અનુપમ સુખ ભરી,**
**હું ન્હાત તુજને આનન્દે અને ઉત્સાહથી.**

**તું હોત સુંદર કમળ ને, જો ભ્રમર હું વ્હાલી! કદી,**
**તુજ હૃદય આવી રહત હું, કંઈ ખોળ કરતો તાહરી;**
**હું ચુસત પ્રેમે ચુસત ત્હારા, અધરનું મીઠું અમી,**
**ને ચુસત તુજને, ચુસત હું બની હર્ષઘેલો સુખ થકી.**

**જો હોત મૃગ હું મમ પ્રિયે, તું હોત નિર્ઝર નિર્મળો,**
**કાન્તા કહે શું કરત તું વિચાર કર તું તેહનો,**
**નીચો પડીને તુજ કિનારે, તૃણભીને હે સુન્દરી!**
**હું પીત લલના! પીત મીઠાં પાણી તુ જ પ્રીતિ થકી.**

## વિઠ્ઠલદાસજી ધનજી પટેલ

જો કે એમણે કવિ કરતાં ગદ્યલેખક તરીકે વધારે ખ્યાતિ મેળવી છે, છતાં 'વિજ્ઞાનવિલોલ', 'ગુજરાતી શાળાપત્ર', 'બુદ્ધિપ્રકાશ' વગેરેમાં એમની બાર પંદર કવિતાઓ પ્રકટ થઈ હતી. વળી એમાં હસ્તલિખિત બીજાં પણ કેટલાંક કાવ્યોનો સંગ્રહ મળી આવે છે. જેનો મોટો ભાગ પોતાને માટે રચેલાં 'પ્રભુ ભજનો'નો છે.



એઓ નડિયાદના વતની લેઉઆ પાટીદાર જ્ઞાતિના હતા. એમના રચેલા ગ્રંથો નીચે પ્રમાણે છે : ૧. ભરતખંડનો સરલ ઇતિહાસ, ૨. પૈસા કેમ કમાવા?,

૩. જાપાન, ૪. ગુજરાતના ભિખારીઓ, ૫. કૃષિવિદ્યા, ૬. પતિવ્રતા સ્ત્રી ગુણસુંદરી, ૭. વીર દુર્ગાદાસ.

## વિહારી

આ તખલ્લુસથી લખનારા શ્રી બહેચરલાલ પટેલ કાઠિયાવાડના શિહોરના વતની અને જ્ઞાતિએ લેઉઆ પાટીદાર હતા. તેમનો જન્મ સંવત ૧૯૨૩માં થયો હતો. એમના ગ્રંથો સંસ્કૃતમાંથી ભાષાંતર કરેલા હતા. શ્રીમદ્‌ભાગવત્‌પુષ્પાંજલિ - એમાં શ્રીમદ્‌ભાગવત્‌માળામાં બારે સ્કંધમાંથી તારવી કાઢેલા ૧૦૮ શ્લોકોનું ભાષાંતર કરેલું છે. તથા કૃષ્ણચરિત્રમાળા પણ ૧૦૮ શ્લોકમાં રચવામાં આવી છે. આ ઉપરાંત મહિમ્ન તથા જયશંકર સ્તોત્ર - મહાકવિ કાલિદાસરચિત મેઘદૂતનું ભાષાંતર કરેલું છે. વીરસ્‌ - વીરપુત્ર ઉત્પન્ન કરનાર વીરમાતા નામનું સ્વતંત્ર કાવ્ય, બાળકોને કેવી રીતે ઊછેરવાં તથા કેળવવાં તે સંબંધે જુસ્સાદાર ભાષામાં લખાયું છે. તેમાંથી ઈતિહાસના શિક્ષણ વિશેની એકાદ-બે કડી જોઈએ :

**અર્થો શૂર રહિત હીન રસના, જેમાં બનાવો ભર્યા,**<br>
**નામો તારીખ માસ વર્ષમય જ્યાં, અંકો કીડા છેતર્યા,**<br>
**જેની કિંમત કોડીથી કમતી છે ત્યાં કાળ શું ગાળ બે?**<br>
**એઓ એ ઈતિહાસ બાળી બદલી બીજો શીખાવે તમો.**

ત્યારે હવે કેવો ઈતિહાસ શીખવવો જોઈએ તેના વિશેની ચર્ચા કરતાં તે લખે છે :

**ભર્યું બહાદુરીનું નૂર નીર અતિ સ્વચ્છ સઘળે,**<br>
**સ્વદેશ દ્રોહીનો અપયશ પડ્યો કર્દપ તળે,**<br>
**નવાં આશા પુષ્પો કમળ ખીલતાં સ્વચ્છ જળમાં,**<br>
**શૂરોને ન્હાવા દે, અનુપમ ઈતિહાસ સરમાં.**

વીરસ્‌ સિવાય શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, ગીતમાળા, બ્રહ્મસૂત્રસાર, રામાયણરાસ, આત્મોન્નતિ, પ્રેમભક્તિ, રાજતોત્સવ સ્તોત્ર અને ષોડશોપચાર રાજગીત વગેરે એમની બીજી કૃતિઓ છે. તેમણે મહાભારતસાર પણ બહાર પાડ્યું હતું અને પટેલ બંધુ જ્ઞાતિમુખપત્રમાં તેઓ કવિતાઓ લખતા. તેમની હસવાળી કવિતા, તેમજ 'શેતરંજ' અથવા 'બુદ્ધિબળ બત્રીસા' ખૂબ પ્રશંસનીય હતી.



### હંસને

**તું દિવ્ય માનસચારી, આ ખાબોચિયું કાં ખદબદે?**<br>
**બગસંગ બની બહુ બહાવરો, તું ચાલ મૂકે પદપદે**

કોલાહલે કિકિયારી કાગની માંહી, કાગ કૂદાળતું
જા હંસ મંજુલ ગુંજતા શું માન મૂક્યું માનનું?

બગ કાગ ગીધ બહુ વસે અહીં ચક્રવાક ચકોર નહીં
નહીં કીર કોકિલ સારિકા સારસ મધુર મયૂર નહીં
જ્યાં રાજ પદ દિવાન્ધ બાઝ દીપાવતા દીવાનનું
જા હંસ મંજુલ ગુંજતા શું માન મૂક્યું માનનું?

લહેરે હલી અતિકુલનો આનંદ અબ્ધિ ઉછાળતું,
નવરંગ પંકજ પુંજ મુંજાલ ભૃંગ મંડળ ગુંજતું,
તે સ્થાન ચૂક્યો, ચતુરભૂલ્યો ભાન પીયુષ પાનનું,
જા હંસ મંજુલ ગુંજતા શું માન મૂક્યું માનનું?

ચારો અનુપમ ચૂક મોતી મોલ માંઘે આકરાં,
જ્યાં ત્યાં ભર્યાં કીચડ કઠોર કરી કંટક કાંકરા
ત્યાં ચાલ તારી ચપળ શી શું પ્રસન ત્યાં ગુજરાતનું
જા હંસ મંજુલ ગુંજતા શું માન મૂક્યું માનનું?

ખા ખગ ચતુર તું ખાદ્ય છોડી અખાદ્ય આવા આકરાં,
આ દુગ્ધ તોય તજી તજી તું ખાય બસ્યાં તાહરાં
ગા વાસવસી કૈલાસ પાસ તું ગાન તાંડવ મનનું
જા હંસ... મંજુલ ગુંજતા શું માન મૂક્યું માનનું?

## શેતરંજ

આ કાવ્યમાં શેતરંજના રમતવીરને તેની ચાવી સાથે જ્ઞાન આપ્યું છે. શેતરંજ રમવા માટેની એક ચાવી ગણી શકાય.

શૂરા ઢાંક્યા નવ રહે, ભલે હોય નહીં ઠાઠ,
પાછળ મોટા સર્વ પણ, આગળ પ્યાદા આઠ.

જેવી જેની પ્રકૃતિ તેવી તેને છૂટ,
હાથી સીધો જાય, પણ આડું ચાલે ઊંટ.

મોટાની પાસે રહે પગલું મોટું ભરાય,
રાજા હાથી વજીરનું પ્યાદુ બે ઘર જાય.



મરતાં પણ મૂકે નહીં ઊંચટેક જે હોય,
મરે ખરું પણ નવ ફરે, પ્યાદું પાછું કોઈ.

બહુજન દુખિયા થાય જો, એક ભલો જન જાય,
એક જ મહોરું ઊઠતાં ઘણાં નજોરાં થાય.

## બુદ્ધિસાગરજી

આ યોગનિષ્ઠ જૈનમુનિ મહારાજનો જન્મ ઈ.સ. ૧૮૭૬માં વિજાપુરમાં કડવા પાટીદાર જ્ઞાતિમાં થયો હતો. તેમનું આધ્યાત્મિક જ્ઞાન ઊંચા પ્રકારનું છે. તેઓ આજે પણ જૈન સમાજમાં આદર્શ સાધુ તરીકે પુજાય છે. તેમણે શીલ, સદાચાર, બુદ્ધિવિજ્ઞાન, ઈશ્વરસ્તવન અને સામાન્ય બોધનાં ઘણાં કાવ્યો લખ્યાં છે. બાળવિવાહ પર ગરબી પણ લખી હતી. અને માણસાના ખેડૂત સત્યાગ્રહમાં તેમણે ભાગ પણ લીધો હતો.

તેમની કૃતિ 'ભજનસાગર' આઠ ભાગમાં પ્રગટ થઈ છે. પ્રસંગોપાત્ત દેશાભિમાન અને સાચા સુધારાને પણ એમણે વિસાર્યા નથી. દેશોન્નતિ માટે અને ધર્મોન્નતિને તેઓ ઘણી જરૂરિયાતનો માને છે.

**કરીશ જો પ્રાણ આહુતિ અમારા ધર્મને માટે,**
**મરણની નહિ રહે પરવા, અમારો તું થશે ત્યારે.**

તેમ તેઓ દૃઢતાપૂર્વક કહે છે. 'ગઝલિસ્તાન'માંની એમની 'અમારા પ્રેમ સાગર'માં એ કવિતા વાંચવા જેવી છે.

**જીવો સહુ આત્મના સરખા, ઊઠે સુખના તરંગો બહુ,**
**નથી ત્યાં દ્વેષનો ધૂમસ, અમારા પ્રેમસાગરમાં.**
**નથી ઈર્ષા તણી ખારાશ, ઘણા સમતા તણા બેટો,**
**ઘણો વિસ્તાર જોવાનો, અમારા પ્રેમસાગરમાં.**

આમાં દ્વેષની ધુમ્મસ સાથેની સરખામણી યથોચિત છે. ધુમ્મસને લીધે જેમ કશું દેખી શકાતું નથી અને બધે અંધકાર છવાઈ રહે છે, તેમ જ દ્વેષને લીધે ઘણા માણસો સારુંનરસું જોઈ શકતા નથી.

વળી ઈર્ષાની ખારાશ સાથેની સરખામણી કેટલીક અર્થસૂચક છે. જેમ ભીંતને ખારાશનો લૂણો લાગવાથી તે જાતે જ ખવાઈ જાય છે, તેમ જ ઈર્ષારૂપી લૂણો જેને લાગે છે તે પણ ખવાઈ જાય છે. તેથી અમારા પ્રેમસાગરમાં તેને સ્થાન જ નથી.

## જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ



જેઠાલાલ સ્વામિનારાયણનો જન્મ અમદાવાદમાં કડવા પાટીદાર સમાજમાં થયો હતો. નાની વયમાં ગણિત વિષય સાથે એમ.એ.ની કપરી પરીક્ષા પાસ કરી હતી. તેમને સંસ્કૃત ભાષા પર સારો કાબૂ હતો. એમણે સંસ્કૃતમાં 'ઉદ્‌બોધન' માસિકમાં વીરરસભર્યાં સ્વદેશાભિમાનને લગતાં સ્વદેશસ્તોત્રમ્, કાલીસ્તોત્રમ્

કાવ્યો લખ્યાં હતાં. આ ઉપરાંત મહારાણા હમ્મીરસિંહ નાટક પણ લખ્યું હતું. કડવા વિજય અને પટેલ બંધુમાં તેમની કવિતાઓ પણ છપાતી હતી. તેઓએ ઘણાં સંમેલનોમાં અને પરિષદોમાં માનભર્યું પ્રમુખપદ શોભાવ્યું હતું. પાછળથી તેમણે સ્વામિનારાયણ ધર્મ પર પણ ખૂબ જ સાહિત્ય લખ્યું હતું.

## છગનલાલ હરજીવનલાલ પટેલ

બાળવામાં જન્મેલા છગનલાલ પટેલ શીઘ્રકવિ હતા અને કવિ જેસંગની સુબોધમાળાબત્રીસી તેમણે પૂરી કરી હતી. આ ઉપરાંત કડવા વિજયમાં પણ તેઓ સુંદર કવિતાઓ લખતા હતા. જેનો ઉલ્લેખ પાછળ કરવામાં આવેલો છે. મુંબઈથી નીકળતા પારસી પત્રમાં પણ તેમણે ઘણા અર્થભેદો બતાવ્યા છે.

## ગોવર્ધન ડાહ્યાભાઈ એન્જિનિયર

તેઓ સુરતના લેઉઆ પાટીદાર હતા. પાટીદાર યુવક મંડળની પ્રવૃત્તિઓ સાથે જોડાયેલા હતા. મુંબઈની વિલ્સન કૉલેજમાં ભણી સાહિત્યકાર થયા હતા અને સાહિત્ય પરિષદ માટે રામાયણસાર નામનું કાવ્ય લખ્યું અને ઈનામ મેળવ્યું હતું. આમ પાટીદાર સમાજમાં અનેક નામી-અનામી કવિઓ થઈ ગયા. તેમનું યોગદાન સાહિત્યક્ષેત્રે નોંધનીય કહી શકાય. તેઓ બીજી કોમના કવિઓ કરતાં સહેજ પણ ઊતરતા નહોતા.

**મોટા નાના વધુ મોટા, તે નાના પણ મોટા,**
**વ્યોમ દીપરવિ નભબિન્દુ તો ઘર દીવડા નવ ખોટા.**

## પાટીદાર જ્ઞાતિનાં મુખપત્રોમાં પ્રગટ થતા કવિઓ (૧૯૦૫-૧૯૪૭)

પાટીદાર જ્ઞાતિનાં મુખપત્રોમાં પાટીદારોના કુરિવાજો, સંગઠનો, પૂર્વજોનાં પરાક્રમો, જ્ઞાતિની મહત્તા વગેરે બાબતોને લક્ષમાં રાખી ઘણા શીઘ્રકવિઓએ ખૂબ રસપ્રદ કવિતાઓ લખી છે. તેમાં પણ ભજનો અને મા ઉમાને લગતાં પદો પણ રજૂ થયાં છે. ૧૯૦૧થી ૧૯૪૭ સુધીના સમયગાળામાં જે કવિઓ જોવા મળે છે, તેમાં શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ, શ્રી વિહારી, શ્રી ચંદુલાલ પટેલ, શ્રી ડાહ્યાભાઈ પટેલ, કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા, ચંદુભાઈ દેસાઈ, ડાહ્યાભાઈ એન્જિનિયર, શ્રી નારણભાઈ મારફતિયા, છગનભાઈ બાવળાવાળા, ગંગારામદાસ છત્રાલ, કુંવરલાલસિંહ દેસાઈ અને શ્રી અમરસિંહભાઈ દેસાઈ જેવા આપણું ધ્યાન ખેંચે છે. આ બધા કવિઓએ સાહિત્યમાં પોતાનું યોગદાન આપ્યું છે તે

વાતનો ઈનકાર થઈ શકે તેમ નથી. જ્યાં સુધી પાટીદાર જ્ઞાતિ હશે ત્યાં સુધી આ કવિઓ અમર ગણાશે.

## અમરસિંહભાઈ દેસાઈ

કડવા પાટીદાર જ્ઞાતિમાં વીરમગામમાં જન્મેલા અમરસિંહભાઈ દેસાઈ સારા વકીલ અને આખ્યાનકાર હતા. સમાજસુધારણાની પરિષદોમાં પોતાની ભાવનાશાળી શૈલીમાં સ્વરચિત કાવ્યો અને આખ્યાનો રજૂ કરતા. 'માધાના પિતાનું પ્રેતભોજન અને કારજની કહાણી તેમજ બાળલગ્નનો બળાપો' જેવાં આખ્યાનો ખૂબ જ પ્રચલિત બન્યાં હતાં. શ્રી નારણજીભાઈ મિસ્ત્રી જેવા સુધારકોએ આર્થિક સહયોગ આપીને આ આખ્યાનો પુસ્તક રૂપે પણ પ્રગટ કર્યાં હતાં.

માધાના પિતાના પ્રેતભોજનમાં કવિ લખે છે :

**માધો :**

**બંધુ જુવો જરા વિચારી;**
**પીડા નીરધનતાની ભારી, બંધુ૦**
**નૈયત છે સાચી, નથી બુદ્ધિ કાચી;**
**કરજ કરીને કરવું કારજ એ મોટી લાચારી. બંધુ૦**

**ધરમસી :**

**નાણું તો મળશે ટાણું નહિ મળશે,**
**રતી આબરુ રહેશે નહીં શું બેઠો હિંમત હારી. જોને૦**

**માધો :**

**ગાંઠે જો નાણું, નિત્ય છે ટાણું,**
**ઋણ કરીને રાખી ઈજત કરી ફજેત જ નારી. બંધુ૦**

**ભાઈઓ,**

**દુહો**

**લખીશું અમે કંકોતરાં, અમારા નામે આજ,**
**લાખનું ઘર થાશે રાખનું, પછી કોની જાશે લાજ.**



**ગાયન**

(ગઈ ગ્રીષ્મ.... એ રાગ)

**નહીં ચાલે નહીં ચાલે, કર કારજ કહીએ તેવું;**
**ભાઈઓના ભેગું રહેવું.**

શું નથી કહે તુજ પાસે, કેવળ લોભી તું ભાસે,
હવે નાઠેથી શું થાશે, માની જા મારું કહેવું. ભાઈઓના૦

ઘર ઘરાણાં વેચી નાખો, બે બળદ ઓછાં રાખો,
શું કાયરતાને દાખો; શું લાવ્યા શું લઈ જાવું. ભાઈઓના૦

ગાયન

રે બન્યા લાડવા, કેવા મજેના લાડવા,
સારી પેઠે ઝાડવા,
એક બાજુએ ચુરમુ ઝુડાય છે, બીજી બાજુએ રાજિયા કુટાય છે,
રોતાં કાંણિયાંને છાનાં રખાય છે,
અરે બન્યા લાડવા! અહા બન્યા લાડવા!
ઓહો હો હો લાડવા! અહા મજેના લાડવા!

લોક જમવાને જુથે ભરાય છે રૂડી પંગતો તુર્ત સજાય છે,
ઝટ પત્રાળાં પડિયાં અપાય છે; રે બન્યા લાડવા૦

દાળ આપી બાળકો મુંઝાય છે, શાક વટાણા ભજિયાં પીરસાય છે,
(આંહી લાવ યે અહીં!)
લાડુ લાડુની બુમો સંભળાય છે, રે બન્યા લાડવા૦

લઈ ટોપલા જુવાનિયા ધાય છે, રૂડા સાકરના લાડુ લુંટાય છે,
(લાડુ તમારે! દાળ તમારે! પાપરી તમારે!)
વગ વાળાને પહેલું પીરસાય છે; રે બન્યા૦

જશ પરાયે પૈસે લેવાય છે, દાબી દાબીને ખૂબ પીરસાય છે.
બંને વેળાનું ભેગું જમાય છે; રે બન્યા.

આવ્યો ભાત કે ઊભા પગે થાય છે,
ઢેડ પડતાં પણ નાંહી અભડાય છે,
(એ ભાત લાવ ભાત! એ ભાત!)
જમી પત્રાળાં ફાડી ઊઠી જાય છે. રે બન્યા૦

અમરસિંહભાઈ દેસાઈએ અનેક કાવ્યો લખ્યાં છે. તેમણે મા ઉમાને પ્રાર્થના કરતી કવિતાઓ પણ લખી છે.



નમી ચર્ણ શરણે સુત આવી પાર્થવે કર જોડીને,
સંભાળ લે તું બાળની મા ક્રોધ સર્વે છોડીને.

તારા તનુજો ટળવળે જો હાલ આ કેવા થયા,
કર ઉદય અંબે અમ તણો, હવે દાખવી દીન પર દયા.

આધાર જે પર સર્વનો જેની દશા આ શી થઈ?
ગઈ શાંતિ સુખ અને સાહેબી કિંચિત કીર્તિ ના રહી.
લાચારી આવી ઊલટી અન્ન શેરના સાંસા રહ્યા;
કર ઉદય અંબે અમ તણો, હવે દાખવી દીન પર દયા.

• • •

સંકટ સમુદ્રે મા તું અમ સુકાન ઝોલા ખાય છે,
બહાર કાઢો અમર આવી બાળકો રિબાય છે.

## ઉમા-સ્તુતિ

જય જનની ઉમા નમું વારંવાર,
ભવ ભય ભંજન મંગલકારી,
સેવક રંજન વિધિહાર. જય૦
અખિલ બ્રહ્માંડે વ્યાપી ભવાની,
શેષ લેશ ના પામે પાર. જય૦
સ્થાપી હિતચિત જ્ઞાતિ સૌને,
વિનવું આકાર ઉતાર પાર. જય૦
કષ્ટ નષ્ટ કરી કર સુખ શાંતિ,
અમર કામના પૂર્ણહાર. જય૦

## દરબાર લાલસિંહજી દેસાઈ

દરબાર લાલસિંહજી દેસાઈ એ કડવા પાટીદાર સમાજના મહાન સુધારક હતા અને પાટીદાર શુભેચ્છક સમાજના સ્થાપક હતા. તેઓ દરેક પરિષદમાં હાજરી આપતા હતા. તેમની જ્ઞાતિ પ્રત્યેની ભક્તિ નીચેનાં કાવ્યો ઉપરથી જોઈ શકાશે :

### કડવા પાટીદાર બંધુઓને વિનંતી

સ્વજ્ઞાતિ બંધુઓ તપાસીને જુઓ
આપને વિનંતી કરું પ્રીતથી અમો
જ્ઞાતિમાં જે હોય સુધારા, વિચારીને ચિત
સર્વ ભાઈને યોગ્ય લાગે તો તેને તજો ખચિત. સ્વ૦
કેળવણી વિણ દશા જ્ઞાતિની થઈ હતી બેહાલ,
વખત વિચારી વિદ્યા ભયો તો ઉદય થાય તત્કાલ. સ્વ૦
ખેતીમાં ભાઈ કરો સુધારા, તપાસીને ભો ભાર,
ખાતર નાખી બનાવો ફળદ્રુપ, થાય જેવી રળિયાત. સ્વ૦



• • •

દેશ કાળ જોઈ જ્ઞાતિ સુધારા, કરવા રે તત્કાળ,
અંધ પરંપરાને વળગી, ન બગાડશો સંસાર.

## નારાયણ જોરાવર દેસાઈ (મારફતિયા)

નારણભાઈ દેસાઈ કડવા જ્ઞાતિના મહાન સુધારક હતા. તેમણે સમાજના કુરિવાજો ઉપર કટાક્ષ કરતાં ઘણાં ચોટદાર ગીતોની રચના કરી છે. તે વીરમગામ દેસાઈ પરિવારમાં જન્મ્યા હતા અને જ્ઞાતિપરિષદોમાં ઉત્સાહથી ભાગ લેતા હતા. તેમનાં નીચેનાં કાવ્યોમાં આપણને સુધારાનો દૃષ્ટિકોણ જોવા મળે છે :

(૧)

પાટીદાર જાગો રે ઘોરણના ઘેરલા,
ઘોર નિંદ્રામાં એ, આવી ગઈ અંત વેળા,
સુધારો કોલેરા લાગી લેવા બેઠો પ્રાણ,
બાળલગ્ન ત્રિદોષની પીડા, કરવા બેઠી હાણ,
મમત નવ મૂકો રે, કબુદ્ધિના કોહેલા.

(૨)

ઊઠો ને જાગો રે પાટીદારો તમે લાગી છે લ્હાય જ્ઞાતિના વસ્ત્રે,
ચોળી યા મસળીને તેને બુઝાવશો, નહીં તો અંગ આખામાં પ્રસરે.
વિદ્યા વધતી ભણ્યા બહુ ભણી નવ ગણ્યા, પાંચમાં બે ભણે થાય સાતે;
લક્ષ્મીને કેળવી શ્રીમંતાઈ મેળવી, શું થયું તે થકી હિત જ્ઞાતે.
ગાડી ને વાડીમાં જોઈ લોક લાડીમાં મોજ શોખે અતિ વેર કીધો,
કુટુંબની પ્રીતમાં, જ્ઞાતિના હિતમાં, દામ એકે કદી નહીં દીધો.
જ્ઞાતિ ભોજન કર્યા ફૂલા થઈને ફર્યા, દુર્બલે દાદ દીધી ન મનને,
પીડને પરખીને આવી ના હરખીને જોઈતી સ્હાય નિજ બંધુ જનને.

(૩)

દધિ દૂધ ને ઘૃત નિપજાવનારા, તથાપિ પીએ છાશ ને ઘેંસ બાળા,
કરો છો કસર તોય નાવે સુખારો, સખી દિલના બાંધવો પાટીદારો.
તમે પાક મોટા કપાસે કરો છો, છતાં તો ઉઘાડા દિલેથી ફરો છો,
હશે વસ્ત્ર તો ચીંથરાવત ન્યાળો, સખી દિલના બાંધવો પાટીદારો.
જુઓ ને વણિકો તમારા જ ગામે, પળી તેલ મીઠાના ધંધામાં જામે,
તમે હૃદયથી તે બને તે સાહુકારો, સખી દિલના બાંધવો પાટીદારો.
હિસાબો કરે શેઠ તે સત્ય માનો, ઘણા સો કે છો તે તમે નવ જાણો,
લહે એમ ખેંચી તમારો વધારો, સખી દિલના બાંધવો પાટીદારો.

(૪)

અરે સજ્જનો સાંભળો વાત મારી, વસો પાટીદારો જથ્થામાં જયાં ભારી,
લહી અર્જ ઉપર મારી તે પર વિચારો, ચહી હિત જ્ઞાતિ કરો ને સુધારો.
કમાણી તમારી જુઓ તેને ભાળી, કરોને વરા જ્ઞાતિ તેને વિચારી,
નથી પાસ નાણાં, ન ખર્ચો હજારો, ચહી હિત જ્ઞાતિ કરો ને સુધારો.
હશે બીજ સારું, થશે છોડ સારો, સડેલું હશે તો ઊગ્યાનો ન વારો,
કદાપિ ઊગે ફાલ આવે નઠારો, ચહી હિત જ્ઞાતિ કરો ને સુધારો.

આ સમયગાળામાં આફ્રિકા, બર્મા અને રંગૂનમાં પણ ઘણા પાટીદારો વેપાર અર્થે ગયા હતા. ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વખતે ઘણા પાટીદારોએ તન, મન અને ધનથી આ સત્યાગ્રહને ટેકો આપ્યો હતો. જ્ઞાતિમુખપત્રોમાં રંગૂનથી આવેલાં બે કવિઓનાં કાવ્યો પ્રાપ્ત થાય છે.

### જીવણલાલ ગાંધી અને વિઠ્ઠલભાઈ મોતીભાઈ

(૧)

હિત જ્ઞાતિનું હૈયે ધરી, પ્રેમે પ્રયાસો જે કરે,
સુધારવા નિજ બંધુઓને, હોંસેથી ધન વાપરે.
સદ્‌બોધ, શુભ સલાહને, સારી મદદ દે સ્નેહથી,
કલ્યાણ જ્ઞાતિનું કરે, ધન, મન અને નિજ દેહથી.
સુધરી સુધારે નાતને, સહી અજ્ઞ કેરી લાતને,
શોભાવવા નિજ જાતને, ધન્ય ધન્ય તેમની માતને.

(૨)

કુધારા રાહુથી ગ્રસિત હિંદ

લહી લ્હાવા ભરે ભંડાર માનવી મહાલે,
ભવ બાળે, બની ચંડાળ, દિલમાં શાલે,
બાળવિવાહ અધમ રિવાજ છે –
કીર્તિ દરિયે ડૂબકી મારે, ભૂલી જાય જન ભાન,
લાકડે માંકડે બંધ બેસાડે, બળ્યું એ ઘર ધનવાન.

### ગંગારામ જેઠીદાસ :



આ કવિ સુધારા માટેના પ્રચારક તરીકે નિમાયા હતા. તેમણે 'કડવા પાટીદાર સુધારાઓનાં ગાયનો'ની ચોપડી બહાર પાડેલી છે. શ્રી હરિભજન નામના કાવ્યમાં તેઓ ખેડૂતનાં દુઃખનું વર્ણન કરે છે. જોકે આ પ્રકારનું જ કાવ્ય **રૂડકીબાઈ** પાટીદાર કવયિત્રીએ પણ રચ્યું હતું.

ભાવઠ ભાગોને ભોદરા, કહીએ કણબીનું દુઃખ,
કરુણા લઈ કૃપા કરી, ક્યારે આપશો સુખ. – ભાવઠ૦

કાર્તક કણબી કૂવે ગયો શિર ઉપાડી કોશ,
ઘઉંડા વાવવા કારણે જોવા શુકન ન જોશ. – ભાવઠ૦

માગસર મનમાંહી મલકતો, રૂડા ઘઉંડા દેખાય,
પણ ગેરુ જો આવે નહિ ભાવઠ ભવની જાય. – ભાવઠ૦

પોષ મહિનાની ટાઢડી વાયુ શિયાળુ વાય,
કણબી પાસે કપડાં નથી, દાઢી કડ કડ થાય. – ભાવઠ૦

માહ મહિને મનમાં વિચારી દેખી ઘઉંડાની પેર,
અડધા આપીશું વણિકને અડધા લઈ જઈશું ઘેર. – ભાવઠ૦

હોળી દેખી કોળી ઊલટ્યા એવી ફાગણની પેર,
ખેતર વિશે ચોરી કરે કણબી જાય જો ઘેર. – ભાવઠ૦

ચૈતરે ચિંતા હૈયે ધરી, વેરો ભરવાને માત,
ઘર માંહી દામ મળે નહીં, જાય વણિકને હાથ. – ભાવઠ૦

વૈશાખે વિવાહ આદર્યા, લીધું શુભ લગન,
વાપર્યું ધન દેવું કરી, થયા મનમાં મગન. – ભાવઠ૦

જેઠ મહિને ઝટ ઊઠતો ખાતર ભરવાને કાજ,
ખંતથી મહેનત બહુ કરે, રાખે ઈશ્વર લાજ. – ભાવઠ૦

અષાઢે સાંતીડું ઝાલિયું ખેતી કરવા માટ,
ઘરમાં બી કે બેલડ નથી, જાય વણિકને હાથ. – ભાવઠ૦

માસ શ્રાવણ ભલે આવ્યો, ભિંજાય નર ને નાર,
કેડમાં લટકે બાળકું, માથે નિતરે ચાર. – ભાવઠ૦

ભાદરવે પુંખ બહુ થયો, મનથી માળો ઘાલ,
ખેતર ટોવાને કારણે હાથે ગોફણ ઝાલ. – ભાવઠ૦

આસોએ કણબી વાસો રહે, ટાઢા ટુકડા ખાય,
કેવો દિન દિવાળીનો ન જાણે મનમાંય. – ભાવઠ૦

## પંચરંગી ગાયન :



અવસર આવો જાય અભાગી અવસર આવો જાય,
મનમાં ગોથાં ખાય, મુરખડા અવસર આવો જાય.

માતપિતાનું કારજ કરતાં પાછું નવ જોવાય,
દીકરી કેરો અવસર આવે પોક મૂકી રોવાય. – અભાગી૦

વિદેશી વસ્તુ વહાલી લાગે, પૈસા બહુ ખરચાય,
સ્વદેશીને ઉત્તેજન આપો હિંદની ઉન્નતિ થાય;
પરમારથમાં પ્રાણ જ આપો દાન જ દો વિધાય,
ભવસાગરમાં સહેજે તરશો, ઘોર કળિયુગ માંય – અભાગી૦

હાડ ચામ ને લોહી માંસનું, પૂતળું આ કહેવાય,
આંખ મીંચતાં પડી જવાનું, ઘડી પલકની માંય;
સુધારક શું ખોટું કહે છે, ભરી સભાઓ માંય,
જ્ઞાતિ તણું જો હિત ચાહો તો, સૌ જન સુખીઆ થાય. – અભાગી૦

છગનલાલ હરજીવનદાસ :

આ કડવા પટેલનો જન્મ બાવળામાં થયો હતો. તેમનો ઉલ્લેખ જેસંગ કાવ્યમાં જોવા મળે છે. તે પોતે શીઘ્રકવિ હતા અને જ્ઞાતિસુધારણાનાં ઘણાં કાવ્યો લખ્યાં છે.

પાટીદાર બંધુઓ માટે બે બોલ

કડવા વિજય થવાને કાજે, કડવા આજ કહું બે બોલ,
માઠું લગાડશો નહીં મનમાં, તેનો સરવે કરજો તોલ.

સુજ્ઞ શ્રીમંત અને અગ્રેસર નાનાં મોટાં નર ને નાર,
સ્થિતિ જ્ઞાતિ તણી સુધારો, પ્યારા બંધુ પાટીદાર.

છાપ તમારી છે નહિ છાની, માપ તમારું છે મશહૂર,
આપ તણું તે નથી અજાણ્યું, જાણો છો પણ કહો જરૂર.

વદતાં જીભ નથી ઊપડતી, વદવાનો વળી થાય વિચાર,
સ્થિતિ જ્ઞાતિ તણી સુધારો, પ્યારા બંધુ પાટીદાર.

ભોળા કણબી ભાઈ કહે છે, બીજી જ્ઞાતિ ના બોલો,
કોવાઢે મોઢાં ચીરેલાં, કણબી કેરાં કહે છડે ચોક.

– – –

પટેલ પાટીદાર હોય કે, હોય અમીન અને દેસાઈ,
પરીખ અને દરબાર હોય પણ, ભોળા સઘળા કણબી ભાઈ.

છાપ તમારી આમ છપાણી, તેમાં શોભા નહીં તલભાર,
સ્થિતિ જ્ઞાતિ તણી સુધારો, પ્યારા બંધુ પાટીદારો.



– – –

ઉત્તમ ખેતીનો ધંધો પણ, વિદ્યાથી સૌ રહે વિમુખ,
રજની દિવસ રળે તથાપિ દહાડીને વેઠે છે દુઃખ.

– – –

કરતા ઘર ટાળીને તીરથ, ખેતર ખોઈ જમાડે નાત,
રીઝવે જણશભાવ આપીને, ભાંડ, ભવાયા ને વળી ભાટ,
એવી રીતે અનેક રસ્તે, ખોવાં ખેતર ને ઘરબાર.
છગન કહે તે વચન કહ્યાં છે, થયા લાગણી થઈ લાચાર,
સ્થિતિ જ્ઞાતિ તણી સુધારો, પ્યારા બંધુ પાટીદારો.

છગનલાલે નીચેનાં કાવ્યોમાં હાસ્યરસની સાથે માનવ સહજ સ્વભાવનું આબેહૂબ દર્શન કરાવ્યું છે. તે મિથ્યાઅભિમાનાષ્ટકમાં લખે છે :

કેંક જમી ઊઠ્યા પછી કૂતરાને નાખવાનું,
બચકું બહાર એક રોટલાનું લાવે છે;
બારણામાં કૂતરું એક બેઠું હોય તોય,
બૂમ પાડી બીજાં બહુ કૂતરાં બોલાવે છે,
કૂતરાં તો ભેગાં થઈ ખૂબ સામસામી લડે,
મારમાર મુખે કરી તે પછી છોડાવે છે.
કહે છે છગનલાલ એવા મિથ્યા અભિમાની,
બચકું નાખીને બધા લોકને જણાવે છે.
કેંક પિતરાઈ ઘેર પરોણા આવે છે ત્યારે
ભેગા થશે એમ જાણી, છેટે સંતાતો ફરે,
ભોગ જોગે ભેગા થાય તો તે ભેટે ભાવ વિના,
તોય પછી ઝટ તેને જમવા ન નોતરે,
પરોણા પોતાને ઘેર જવા માટે બાંધે કેડ,
રોટલા જમાડવાને, તે વખતે આંતરે,
કહે છે છગનલાલ એવા મિથ્યા અભિમાની,
નહીં રહે એમ જાણી તા, અતિશય કરે.

_ _ _

બાયડીનો માર ખાઈ, ફૂલ્યો મારે બારણે.
કેંક પરગામ જાય, પારકું ઘરાણું ઘાલી.

_ _ _

કેંક કહે બીક મને, લાગતી જરા નહીં,
મોકલે ત્યાં જાવું રાત્રે હું ફરવા
બીકથી અધિક લોક, બીનારા છે બાયલા તે,
કામ હોય તોય કદી, જાય ના ખેતરવા,
મેં તો કોઈ વાર બીક, જગતમાં જોઈ નથી,
બીક બીક કરી લોકો બીએ છે શું કરવા,

કહે છે છગનલાલ એવા મિથ્યા અભિમાની,
રાતે ઘર બાર નીકળે ન મૂતરવા.

### કુપાત્ર અને સુપાત્ર

(દોહરો)

કહે છે કંઈક કુપાત્રની પડતી નથી પિછાણ,
તે કારણ લક્ષણ કહી, આપું છું ઓળખાણ.

(ચોપાઈ-છંદ)

જે છે બ્રહ્મચર્ય તે હીન, કામવાસના છે નિશદિન,
જો નહીં વશ ઈન્દ્રિયો જરાય, કુપાત્ર જન તો તે કહેવાય.

દાન કરે કોઈ દાતાર, વળગે ત્યાં જઈ વારંવાર
શરમ ધરી નવ સંકોચાય, કુપાત્ર જન તો તે કહેવાય.

— — —

દેવું દાન કુપાત્રને તેનું પુણ્ય ન થાય,
વાવ્યું ખારી ભૂમિમાં, બીજ અલેખે જાય.

દેવું દાન સુપાત્રને તેનું પુણ્ય ગણાય.
વાવી રસાળ ભૂમિ તે ફળફૂલ દાતા થાય.

### માસ્તર મગનલાલ શંકરલાલ પટેલ (જુથળ)

આ કવિ જુથળમાં માસ્તર તરીકે નોકરી કરતા હતા. તેમણે સંસારી સુખ મૃગતૃષ્ણા જેવું છે - તેની સુંદર કવિતા લખી છે. તેમણે બીજી પણ અનેક રચનાઓ કરી હતી. પણ આ કવિતા સંસાર-તૃષ્ણાનુ દર્શન કરાવે છે :

મુરખ મોહી રહ્યો શું મહીમાં સુખ નથી માનજે રે,
કોઈ કામ ન આવે તારે આખર માન.

ખોટું સુખ ગણાયું સર્વે જો સંસારનું રે,
ભક્તિ ભાવ થકી કરજે ભઈ ભગવાનની રે,
આવે અંત સમયે જાણો જીવને એ કામ. — મૂરખ૦



સ્મરણ કર કિરતારનું ત્યજી અંતર અભિમાન,
કોઈ કામ આવે નહીં, સમજ સમજ હેવાન,
મૂકી મહેલ ખજાના ભૂપ ગયા સ્મશાનમાં રે,
અવસર આવો નહીં આવે ફરી તુજ હાથ. — મૂરખ૦

દુનિયામાં ડાહ્યો થઈ ભજ્યા નહીં ભગવાન,
કાળ પકડશે પ્રાણીયા, ઊપજે ઉરમાં શાન,
નર્કે રહેવું પડશે તારે જ્યારે જીવડા રે,
દિલગીરી દિલમાં થાશે, ત્યારે પારાવાર. – મૂરખ૦

માતપિતા સુત બાંધવો, બાંધી તુજને આંહી,
દુખ પડે તારા પરે, સહાય કરે નહીં કોઈ,
સગપણ સહુનું છે ખોટું, તું મનથી માનજે રે,
ચટકી ચાર દિવસની મનથી મૂરખ માન. – મૂરખ૦

મિથ્યા સુખ સંસારનું, મૃગ તૃષ્ણા છે ભાઈ,
અમર સુખ દીસે નહીં, ભાવે ભજ રઘુરાઈ,
નિર્લજ થઈને નર તું માયામાં બહુ નાચ મા રે,
ઠાલે હાથે જાવું પડશે ભાઈ. – મૂરખ૦

વાટ જુઓ સહુ કાળની, બીક ભરો મન સાથ,
ભક્તિનો મારગ લિયો, તજી બધો ઉતપાત,
જીવને જોઈ ભક્તિપ્રેમ, ધરીને આપજો રે,
મગન માન ખરું તું, મનથી મહારું આજ. – મૂરખ૦

## રણછોડજી વાઘજીભાઈ પટેલ :

ઈ.સ. ૧૯૦૯માં તેમણે નડિયાદથી પાટીદાર સુબોધ સંગ્રહ નામે એક પુસ્તક બહાર પાડ્યું હતું. ખાસ કરીને તેમાં કુરિવાજોને અનુરૂપ કાવ્યો આપવામાં આવ્યાં હતાં. અને મતિઆ કણબીઓને ઉપદેશ પણ આપવામાં આવ્યો હતો :

### કરજ, બાળલગ્ન અને પાંચ કુધારા

ઓ હિંદ! વહાલા હિંદ! તારું તેજ કેમ ઝાંખું થયું!!
નિર્માલ્ય પુત્રો દીસે તારા, શૌર્ય ક્યાં જાતું રહ્યું?
કારણ તનુજ તારા, શિયલના લાભને ના અનુભવે,
બાળક બનાવે બાળકો, એ હિંદમાં શો દમ હવે?

યુવાન સૌ વૃદ્ધ સરીખા, ભાસતા મુજને અહીં,
ડાચાં ગયાં બેસી વળી, ચશ્માં વિના ચાલે નહીં,
નિજ તનનું ઠેકાણું નહિ તો દેશ ક્યાંથી સાચવે,
બાળક બનાવે બાળકો એ હિંદમાં શો દમ હવે?

મૂર્ખ મા ને બાપ પોતે, ભાગ્યવાળા ધારતા,
નિજ પુત્રને ઘેર પુત્ર જોવા પુત્ર ગરદન મારતા,
અભાગિયા કાંઈ માંકણોને વ્હોરી લેતા માંડવે,
બાળક બનાવે બાળકો એ હિંદમાં શો દમ હવે?

## ભુજંગી રાહ

પટેલો પટેલાઈનું નામ બોળો, પ્રપંચી થઈ વિખ હાથે વલોવો,
બાળ લગ્નનું કામ કેવું જ ખોટું, બાળાઓ હજારો ઝૂરે પાપ મોટું,
વરા વાજનોથી થયા સૌ ખુવાર, ભરી હોજરાને ખોયા રોજગાર,
નથી રીત કે પ્રીત તો હોય શાની, કુસંપે કર્યો કેર દીધી જ હાનિ.
રોવા કૂટવાની તો શી વાત થાય, ગાય રાજિયા લોક જોવા ભરાય,
આણે ગાણું ગાનારી ભાડે, વળી કૂટશે તે વહે લોહી હાડે,
વેચે દીકરીને પિતા દામ માટે, સાટાં તેખડાં સૌ કરે સ્વાર્થ સાટે.
કરે કો નહિ સ્નાન કે ધ્યાન ધર્મ, વધ્યો સર્વ વાતે કુધારો અધર્મ,
કહ્યા પાંચ મોટા જ અધર્મ ભારી, ગણી લો પેટના કુધારા વિચારી,
વિનંતી કરું સર્વ વાતે સુધારો, હરિલાલની વિનંતી ઉર ધારો.

## કરજ વિશે

જુઓ કરજ તણી બલિહારી, સૌ સુણો તે નર ને નારી, – ટેક
ઈજ્જત વધવા દેણ કરે, કોઈ કરે છે મોટાઈ માટે;
કોઈ માને છે ન્યાત જમાડું, આબરૂ મળશે માટે. – જુઓ૦
દેણ રૂપી કીડા થકી શરીર વૃક્ષ કોરાય,
નિજ દિન કરડી ખાય છે સુખે નવ સુવાય;
ગરજ હોવાથી કબૂલ કરે કોઈ બમણા દોઢા અપાવો,
પાછળથી પછતાય છે તે લઈ પોતાનો લાવો. – જુઓ૦
અફીણ, ગાંજો ને બીડીમાં ખોયે સઘળું ધન,
એવા મનુષ્ય તણી મતિ થશે નરક સઘન;
ભાંગ મધ ખાનમાં તો થયા ઘણા ખુવાર,
ભાઈ શું કહું ઝાઝું તમને રાખો ન મુજ પર ખાર. – જુઓ૦

## ન્યાત વરો

ન્યાત વરાની વાત કહું શ્રવણે ધરજો વેણ,
ન્યાત તણો કર ચુકવતાં તો થાય છે વધુ દેણ.
મરણ જે ઘેર થાય છે તેડાવે ન્યાતનો રાય,
ખાંધિયા ભાર ઉતારવાને રાય કરે તજવીજ.
ઘરનાં છોકરાં ઘંટી ચાટે, તોય ના આવે રીઝ,
શેઠનું ઘર સાધાવે રે, દિલે દયા ન લાવે.
જેમ તેમ કરી ભાર ઉતાર્યો, બારમાની પંચાત,
લોકો તેને દેવાળિયો કરવા સમજાવે એકાંત.

બાપનું બારમું કરવું રે, જમીન પડોશે ફરવું,
મરનારા તો મરી જ જાયે જમડા પેદા થાયે.
મરણ કરતાં દહોડું સાલે નવ સુખે સુવાય,
કહે ગામ તે કરવું રે ન તો વિયોગે ફરવું.
ઘર જમીન વેચાણ કરીને કરજે નાણા લાવે,
ખરચ કરે દુઃખે બળતો ગોર તણું જોર ફાવે,
પડ્યા ઉપર પાટુ ને વેરીએ વાળ્યું સાટું.

## કન્યા વિક્રય (ગરબી)

અરે, ઓ દુષ્ટ પિતા, દીકરી વેચી, ધન લેવાનું ધાર મા,
દઈ ડોસાને રંડાપો આપ્યો તેં કન્યા દાનમાં.

તને રૂંવે રૂવે કીડા પડશે, તારી છાતી પર જમડા ચઢશે,
ધગધગતા ખીલા ધાબડશે. – ઓ દુષ્ટ૦

તારાં ગાત્ર ગળત કોઠે કરશે, ઘરમાંથી ખાવાનું ટળશે,
વાવેલાં વિષ વૃક્ષો ફળશે. – ઓ દુષ્ટ૦

કોઈ બળદ બીજું ના મળ્યું તુજને, જે ઘરમાં ખાખર દીધમણે,
તેને સાંભળ દુનિયા આખી દુણે. – ઓ દુષ્ટ૦

એક સાથે કન્યા ચોરી ચડી, જોવા જન મળ્યા તે જ ઘડી,
તારી છાતી ન ફાટી કેમ પડી. – ઓ દુષ્ટ૦

આ હરામ પૈસો નહીં રહેશે, છોકરી છાજિયાં નિત લેશે,
નખ્ખોદ જાશે અને શાપ દેશે. – ઓ દુષ્ટ૦

વિષ પાવું હતું ગળથુંથીમાં, કે મરી નહિ શીળી ઓરીમાં,
પણ આ તો સંકટની સીમા. – ઓ દુષ્ટ૦

મીંઢોળ મડા સાથે બાંધ્યો, શબનો સંબંધ આ સાંધ્યો,
તે પાપ પાક રાતે રાંધ્યો. – ઓ દુષ્ટ૦

ઘરમાંથી ટાળ્યું છે ખાવાનું, ત્યારે કાટલું કાઢ્યું, કન્યાનું,
કોણ બંધ કરે નહિ કરવાનું. – ઓ દુષ્ટ૦



## રોવા-કૂટવાનો ઘેરો ચાલ

નર નારી રે વાત કહું તે વિચારો, બાંધી કોણે ચલાવ્યો છે ધારો –

કોઈ ઘરે મરણ જો થાય રે, નારી સઘળી કૂટતી જાય રે,
કોઈ નમીને સીધી થાયે રે, જાણે ખેલ જ રે કરવાનો આવ્યો વારો. – બાંધી૦

મરણ ઘેરની હોયે નારી રે, ઘણું રુવે તે ગુણને સંભાળીને,
સામે આવતી રે જોઈ ધારીને, દુઃખ સાગર રે તેનો ન આવે આરો. – બાંધી૦

જુદી જુદીઓ રડવા આવે રે, આવી શોક પાછો ઊભરાવે રે,
મન પાછું વળી ગભરાવી રે, દુઃખ બળતી રે અગ્નિમાં ઘીનો વધારો. – બાંધી૦

આવનારી પોતાનું રડે છે, ઘુંઘટ તાણે નાં આંસું પડે રે,
નારી નહિ રડે તો લડે છે રે, કોઈ હસ્તી રે જેને ના દુઃખનો મારો. – બાંધી૦

– – –

કૂટતાં ન શીખેલી નારી રે, જોઈ હસે તેને મુખવાળી રે,
તેને કૂટતી રાખે વારી રે, મુખ્ય નારનો રે હોય મધ્યમાં વારો. – બાંધી

રોગ કૂટે થશે મહાભારી રે, એમાં સાર નથી લગારી રે,
આંખ ખોશો છોડો વિચારી રે, યાર કહે છે કે ધારો એ છે નકારો. – બાંધી

આ કવિએ વિવાહ ઉપર અને લગ્નની ઉંમર કેટલી હોવી જોઈએ તેના વિશે પણ કવિતાઓ લખી છે. બાળલગ્નની બાબતમાં તે લાલબત્તી કરતાં લખે છે :

બાળલગ્નથી થઈ ખરાબી, હુન્નર અટકી પડ્યા રે,
વિદ્યા હુન્નર કેમ શીખાય પ્રેમ થકી લડથડીયા,
સરખી વયનાં લગન જોડેથી, કન્યા તો વડી થાય રે,
કન્યા સોળે નારી રૂપે, પુરુષ પચીસે ચહાઈ.

## જ્ઞાતિમુખપત્રોમાં વ્યક્ત થતા રાષ્ટ્રપ્રેમી અને સમાજપ્રેમી કવિઓ

અહીં ઉલ્લેખ કરવામાં આવેલા કવિઓની કેટલીક કૃતિઓ વિશેની ચર્ચાઓ આગળ કરવામાં આવી છે, તેમ છતાં કેટલીક રચનાઓ છૂટીછવાઈ પ્રાપ્ત થાય છે. તેનો ઉલ્લેખ અહીં કરવામાં આવ્યો છે :

### મગનભાઈ ચતુરભાઈ પટેલ

#### એક દિન એવો આવશે



એક દિન એવો આવશે
જ્યારે અમી ઝરણાં પૃથ્વીનેય પલાળશે
એક દિન એવો આવશે-ટેક

કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજવીર્યથી ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક૦

રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ, પ્રતાપને,
હમિરાજ, યોગીરાજ, ગૂર્જરરાજનેય ભુલાવશે. એક૦

શિબિરાજ, ભગીરથરાજ સમ પરમાર્થ જીવન ગાળશે,
મેવાડના ભડ ભીષણ ચંદારાજને વિસરાવશે. એક૦

પરબ્રહ્મનિષ્ઠ વશિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યવર્ત ઉદ્ધારશે. એક૦

આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦

આ દેહ કાચો કુંભ આત્મ નિત્ય દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્ય પર શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક૦

આ દુઃખ ને ભૂખના પડે પોકાર ચારે દેશથી,
ત્યાંથી મંગળગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦

મેરુ દેશના જેવી ઉજ્જડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ ફૂલથી લચી, સુંદરી સમ એકલી અહીં મહાલશે. એક૦

અહીંથી મહાવીર મહારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઈ રાજ્યના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક૦

પૂર્વે થયા નહોતા વળી સ્વપ્ને ન તકર્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સરવે દેવનેય ઉગારશે. એક૦

– – –

યુવક બધા હરખાય, મનહર મદ રસના ભર્યા,
ઉજ્જવળ જીવન પ્રભાત જોઈ ખીલતી આશનું.

('કુસુમાંજલિ' - પાન ૧૨૮)

– – –

નિજ સુખ ન વિચારું લોક અર્થે દુઃખી તું,
પ્રતિદિન અથવા તું વૃત્તિ એવી જ ધારું,
તરુવર સહતાં જો મસ્તકે તાપ ભારે,
પણ શીતળ કરે એ છાંયડે આશ્રિતોને.

('શાકુંતલ', 'પૃષ્ઠ ૬૭)



## વિહારી

જનક સમા રાજર્ષિ આર્ય સૌ ખેતી કરતા,
સ્વયં સદા બલરામ હલાયુદ્ધ થઈને ફરતા.

– – –

લીલામય શ્રીકૃષ્ણ જ્યાં ગોવાળ થયા છે,
જે ખેતીથી મનુષ્યમાત્ર હજુયે જીવે છે,
એ ખેડૂતો આજ આમ ચોધાર રૂએ છે.

## હિંદનું ઝાંખું ચિત્ર

માજી તું હિંદ હિતેશ્વરી માત હલકતી હેતથી રે લોલ,
માજી તારા ગુણ ત્રિભુવન ગાય, જગતમાં જોટો નથી રે લોલ.
માજી તારાં દૂધમલ છોડી દૂધ વિદેશી ધાવતા રે લોલ,
માજી તને માતને ભૂલ્યાં તાત ભ્રાત તે ભૂલતા રે લોલ.
માજી તારા અન્ન પેદા કરનાર અન્ન વિના ટળવળે રે લોલ,
માજી તારા ધીત્રાં ધડબાં દિલ ખળભળ્યાં કમકમે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઈ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.
માજી તારું ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશે રે લોલ,
માજી તારો જયજય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

## કાઠિયાવાડમાં ભાગ બટાઈ

કહો કોને દુઃખડાં હો કહીએ – ટેક
ધોરણ ભાગ બટાઈનાં સહીએ,
કાઢી કોઠારે રે હો વાવ્યા,
વાવી વૈશાખે ચૈતર આવ્યાં,
ફાગણ હોળી રે હો હેઈએ. કહો કોને૦
રાજ્યભાગ લેવાને કામદાર આવ્યા,
પૂછતાં કે માથાં રે હો વાઢ્યાં,
તમો રે રાજ્યભાગ લઈ કામ કાઢ્યાં
બાળ ખેડૂ ભાગથી રે હો દઈએ. કહો કોને૦
રાજ્ય બાળ વેરા કણગરી લીધા,
રાજની સુખડી રે હો લીધી,
રાજ્ય બાબતમાં જકાત પણ દીધી,
કુંવર પછેડો રે હો દઈએ. કહો કોને૦
રાજ્યને દીધું છે વિવાવધાયું,
સાદી ગમી ચુંગી રે હો દીધી,
એવી એવી બીજી બાબત પણ દીધી,
ચાલો હવે માપલું રે હો ભરીએ. કહો કોને૦
માપલું માસીબાનું મામાનું,
ફઈબાનું માપલું રે હો દીધું,
માપલું ભાંડ ભવાયાનું લીધું,
ભટ્ટ ભંગીનું રે હો દઈએ. કહો કોને૦

કોટવાળ, ગામોટ, ગોરનું દીધું,
વેઠિયા વગેરેની રે હો ફેરી,
ચપટી દીધી હવાલદાર કેરી,
લેતરી કંઈ કંઈ રે હો દઈએ. કહો કોને૦

દીધી છે માંડવિયાની મૂઠી,
દીધો પટેલનો રે હો ખોળો,
દીધો, ખોબો તલાટીનો પહોળો,
ઘેર, રળી લઈ લઈ રે હો જઈએ. કહો કોને૦

મણનાં મુઠ્ઠી અનાજ ઘેર આવ્યાં,
વસવાયાં ને રે હો દેવાં,
બાર માસ નાનાં મોટાં કામ લેવાં,
આથ હાથ ઠારી રે હો દઈએ. કહો કોને૦

સુથાર, લુહાર, કુંભાર, મોચી,
આથ દરજીને રે હો દીધી,
વાળંદ, ધોબી, પીંજારે ય લીધી,
વાંસે વધ્યું, શેઠ કરે રે હો લઈએ. કહો કોને૦

એમ વિઘોટી ફારમનિમ હોળી,
ફાગણ ફાગણ રે હો ફાલે,
લાગી લ્હાય વડલે ડાળે ડાળે,
પાન પાન પ્રજળ્યાં રે હો રહીએ. કહો કોને૦

માફી કાળ દુકાળમાં મળતાં,
સ્થાયી ફોરમનાં રે હો સ્વપનાં,
એ વિણ અઘાટ હક શા ખપના,
હરિ હરિ રાખ જેમ રે હો રહીએ. કહો કોને૦

– – –

જે ખેતીથી મનુષ્ય માત્ર હજીયે જીવે છે,
જે ખેતીથી જગત આજ પણ લીલુંછમ છે,
વિવશ બનીએ ખેડ પડ્યા માથે કર મોટા,
અને અમારે ભાગ્ય ઉજ્જડ સૂકી ધરતી આ.

## ભૂમિની આરતી

જય જય જય તું હિંદ જય કૃષિ વિધાતા (૨) – મા
પદરજ પાટીદારો, ગુણ ગાયન ગાતા – જય જય૦
કૃષિ પ્રાધ્યાન્ય જ દેશ અમને પ્યારો છે (૨) – મા
અમે દેશના છઈએ, દેશ અમારો છે – જય જય૦

યોગેશ્વર શ્રીકૃષ્ણ કૃષિ યાચક રાજા (૨) – મા
ખેડૂત પૃથ્વીવાચક પાર્થ ધનુર્ધરે ત્યાં – જય જય૦

રાજ ખેડૂતનું ઐક્ય દેશ દીપામણ છે (૨) – મા
વિજય શ્રી ભૂતિનીતિ અચળ તહીં રે છે – જય જય૦

સંજય વચને આરતી ઉતારી તારી (૨) – મા
જય જય વિજય શ્રીરંગે, વિલસે વિહારી – જય જય૦

૧૯૧૭માં ચોથી પાટીદાર પરિષદ જૂનાગઢમાં જે વખતે મળી ત્યારે વિહારીએ આવકાર ગીત રજૂ કર્યું હતું. તે નીચે મુજબનું હતું :

ભલે પધાર્યા સૌ ભ્રાત,
પધારો, ભલે પધાર્યા સૌ ભ્રાત.
મોંઘેરા મહેમાન અમારા,
સાં સાગડથલ સ્વાગત અમ સા,
કેશરી વિશ્વ વિખ્યાત – પધારો૦

જાડા ડુંગરિયા દેશ અંધાર્યા,
જાડા ખાદીના વેશ અમારા,
જાડી જાત પછાત. – પધારો૦

જાડે ધંધે જાડી આ બોલીએ તો,
જાડી બુદ્ધિના જડશા અમે તો,
તોય તમારી જાત. – પધારો૦

જાડાં પાથરણાં, જાડાં બિછાનાં,
પણ આછા ઓછાડ હૈયાના,
નિર્મળ હૈયડાં પ્રશાંત. – પધારો.

આતિથ્ય અણઘડ લૂખું સૂકું,
તેમાં મધુ ઉર ટીંપું મધનું,
અર્પે ભાવ ઉદાત. – પધારો૦

પરિષદે ભલે આપ પધાર્યા,
ઓછા ઓછા થતા પ્રાણ અમારા,
પાથરીએ પદ ન્યાત. – પધારો૦
મોઘેરે સૌ ભ્રાત.

• • •

એ એ ગઈ પલક પણ આ ચાલી જશે,
થાશે જશે નવી અવશ્ય થવાનું થાશે,

**મસ્તાન થા પીયૂષ પ્યાલી મનસ્વી પી જા,**
**આનંદ ઉદધિ વિહારી વિધિ વહી જા.**

## શ્રી કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા (પટેલ)

કુંવરજી અને કલ્યાણજી બન્ને ભાઈઓ હતા. પણ શિક્ષક હોવાથી તેઓ મહેતા લખતા. બન્ને પાટીદાર હતા. અને દેશના સ્વાતંત્ર્ય સંગ્રામમાં બંને ભાઈઓનું યોગદાન ખૂબ મોટું હતું. બારડોલી સત્યાગ્રહ સાથે અને સુરતના પાટીદાર આશ્રમ સાથે કુંવરજીનું નામ જોડાયેલું છે. તેમનો જન્મ સુરત જિલ્લાના વિહાણ ગામમાં થયો હતો. પ્રાથમિક સાત ધોરણ પાસ કરી શિક્ષક બન્યા. સરકારી શાળામાં શિક્ષક હોવા છતાં કુંવરજીભાઈએ લોકજાગૃતિમાં ખૂબ ફાળો આપ્યો. સરકારે તેમની પ્રવૃત્તિથી દૂર દૂર બદલીઓ કરી. પરિણામે તેમણે સરકારી નોકરીને લાત મારી. સ્વદેશી કાપડની દુકાન કરી અને સાથે સાથે દારૂબંધી અને બીજી એવી સામાજિક પ્રવૃત્તિઓમાં તેમણે સક્રિય ભાગ લીધો હતો. ૧૯૧૪માં સુરતમાં હોમરૂલ લીગ સ્થપાઈ તેના પણ તે સભ્ય બન્યા. આજનો 'પાટીદાર આશ્રમ' જે 'વલ્લભ આશ્રમ' તરીકે જાણીતો છે, તે સત્યાગ્રહની પ્રવૃત્તિનો કેન્દ્ર હતો. કૉંગ્રેસ કચેરીને સીલ લાગે ત્યારે સરકાર આ આશ્રમને પણ સીલ લગાડી દેતું. બારડોલી તાલુકાના સત્યાગ્રહ વખતે કુંવરજીભાઈએ સરદાર પટેલના જમણા હાથ તરીકે સેવાઓ આપેલી છે. ૧૯૩૦માં સરદાર પટેલ જેલમાં હતા ત્યારે કોઈએ મહેસૂલ ભરવું નહીં તેની લડત તેમણે ચાલુ રાખી હતી. આઝાદીની લડતના બધા જ સત્યાગ્રહીઓને તેમણે મદદ કરી હતી અને પાટીદાર આશ્રમ માટે વિદેશમાંથી સારી એવી નાણાંકીય સહાય મેળવી હતી. તેમણે ઘણાં કાવ્યો અને લેખો પણ લખ્યા છે :

### ધરી કફની અમે અંગે

**અમારી જ્ઞાતિને માટે, ધરી કફની અમે અંગે,**
**બધી છોડી હવે મોજો, ધરી કફની અમે અંગે.**
**અમારી સુખ સંપત્તિ, દીધી જહાનમ મહીં ફેંકી,**
**હવે લગની લગી જ્ઞાતિ, ધરી કફની અમે અંગે.**
**છવાયાં ગાઢ પડકાળાં, અમારાં અંતરો ભેદી,**
**ખરે ઉચ્છેદ તે કરવા, ધરી કફની અમે અંગે.**
**સદાયે બેસતાં ઊઠતાં અમારી જ્ઞાતિથી ચઢતી**
**ચમક્યાં ચો દિશામાંહે, ધરી કફની અમે અંગે.**
**નથી નિંદાથી ડરવાના, નથી કંઈ માનની પરવા,**
**અમારે તો સૌ સરખું, ધરી કફની અમે અંગે.**

રહી છે અંતરે આશા, અમારી જ્ઞાતિના શ્રેયે,
મહેચ્છા પૂર્ણ એ કરવા, ધરી કફની અમે અંગે.

### સહુ ચલો ચલો ભારત સંતાનો

સહુ ચલો ચલો ભારત સંતાનો, દેવ દુંદુભી ગાજે,
દેશ યજ્ઞ બલિ કાજ ધસો, પળ છે અણમૂલી આજે.
નવયુગ આજે મંડાયો, અમ હિંદ આજ સંધાયો,
ધ્વજ નિજી તણો ફરકાવો, હર્ષાશ્રુ ગંગ વહાવો.
એ પુણ્ય ગંગ પુનિત ઉદકમાં જશે તણાયાં પાપો,
દૃઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી, પોકારો હિંદ હમારો.

વિનંતિ કરી કરીને થાક્યા
વ્યાખ્યાને મંડળ ગાજ્યા
મહાસભા ભરી કંટાળ્યા,
બહુ પંચોથી પરવાર્યા,
ઢંઢેરા લાંબા સુણ્યા,
કંઈ શબ્દ છટાએ મોહ્યા,
ગર્જ્યા પણ ના કદી વરસ્યા,
બહુ વરસે પાર જ પામ્યા,

હવે હિંદ સ્વાવલંબન પર છે મુસ્તાક હિમાલય જેવું,
દૃઢપ્રતિજ્ઞ થઈ, કર્તવ્યરણાંગણ આપ બળે ઝૂઝનારું.

પૂર્વનાં પાપો ધોશું,
કુરબાની કરી સોહાશું
સૌ હિંદી મળી જીતીશું,
સૌ હિંદી સાથ મળીશું.

બસ વિજય છે દૈવી યુદ્ધમાં, સાત શાંતિના શસ્ત્રો,
છે અભયદાન આત્માર્પણ એ જગ સંજીવનના મંત્રો – ૧

### ચંદુભાઈ નંદલાલ દેસાઈ

ચંદુલાલ નંદલાલ દેસાઈએ ઘણાં કાવ્યોમાં હિંદુ-મુસ્લિમ એકતાની વાત કરી છે. તેઓ 'જય જય બોલો હિંદુસ્તાન' કાવ્યમાં લખે છે :



હર હર મહાદેવ પુકારો, અલ્લાહો અકબર રહેમાન,
હિંદુ-મુસલમાન એક થઈને, જય જય બોલો હિંદુસ્તાન.

આ ભૂમિ આપણી, દેશ આપણો, એ પર જાન કરો કુરબાન,
ત્રીસ કોટિ ભારતના તનુજો, જય જય બોલો હિંદુસ્તાન.

એક કુટુંબી ભાઈ આપણે, માતા ભારતનાં સંતાન,
હિંદુ, પારસી, મુસ્લીમ સૌ, જય જય બોલો હિંદુસ્તાન.
મંદિર ને મસ્જિદ બન્ને છે, ઈશ્વર કેરાં ઊંચાં ધામ,
ભાઈ ભાઈમાં ભેદ ન હોય, જય જય બોલો હિંદુસ્તાન.
વિજયમાળા લઈ સ્વર્ગસુંદરી, તત્પર છે કરવા સન્માન,
માતૃવેદીમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિંદુસ્તાન.

### સદાચારી

સદાચારી તખલ્લુસ ધારણ કરીને એક પાટીદાર બંધુએ 'પટેલ બંધુ' નામના જ્ઞાતિમુખપત્રમાં અનેક કવિતાઓ લખેલી છે. તેમાં 'અમે તો ભૂમિપુત્રો' કાવ્ય ધ્યાન ખેંચે છે :

અમે ભૂમિપુત્રો હાં, સબળ સહુ પાટીદારો,
પરાર્થે પીંડને ધરવો, કુલાચાર એ અમારો. – અમે૦
દૂધ દહીંના રસિયા અમે કુદરત તણા સ્નેહી ખરા,
મ્હોલાત નહીં દોલ નહિ, સદ્‌ભાવથી અંતર ભર્યા,
કૃષિ ગોરક્ષ્ય અને વાણિજ્ય કેરા કર્મકારો. – અમે૦
કડવા ઉદા ને આંજણા, મતીયા અને વણી લેઉઆ,
ક્યમ ભિન્ન? રેશું નહીં અમે સૌ એક બાળ તણી પ્રજા?
ન લેવા લ્હાવ કાં હરિ, એક બીજાથી હજારો? – અમે૦
અદ્‌ભુત અજુ રખી રાજવી, શૂર દલો મ્હોરાં રૂપ રે,
વીર વેણીશા, સ્મરતાં ઉરે, કૈં અવનવા ચેતન સ્ફૂરે,
અદ્‌ભુત જોરાવરસિંહ રાજવી, વીર ભૂખણદાસ સ્મરતાં ઉરે,
હૈં અવનવા ચેતન સ્ફૂરે
રખોપાં રામનાં અમને, પછી કો ડારનારો? – અમે૦

### અમારી જ્ઞાતિનું હિત

અમે સ[illegible] બન્યા ત્યાગી, અમારી જ્ઞાતિના હિતે,
ભળીશું ભાવથી જૂથમાં, અમારી જ્ઞાતિના હિતે.
મૂકીશું મોહ મિથ્યામાન, અમારી જ્ઞાતિના હિતે,
સૂકાં છે સ્નેહ અને સન્માન, અમારી જ્ઞાતિના હિતે.
ઉડવશું માલ મિલકત સૌ, અમારી જ્ઞાતિના હિતે,
સુવિદ્યા દાન દઈશું બહુ, અમારી જ્ઞાતિના હિતે.
સહીશું કષ્ટ કોટી ત્યાં, અમારી જ્ઞાતિના હિતે,
ખભો સ્પર્શે ખભાને જ્યાં, અમારી જ્ઞાતિના હિતે.
અસલ ખર્ચાળુ રિવાજો, અમારી જ્ઞાતિના હિતે,
મૂકીશું વેગથી વહેતાં, અમારી જ્ઞાતિના હિતે.

શીખવશું શીશુને સાચું, અમારી જ્ઞાતિના હિતે,
બનવશું જ્ઞાતિ રૂપ ધારક, અમારી જ્ઞાતિના હિતે.
કરીશું કર્મ કર્તવ્ય, અમારી જ્ઞાતિના હિતે,
મચીશું મર્ણ પરયન્ત, અમારી જ્ઞાતિના હિતે.
ત્યજી મોટાઈ અને મમતા, અમારી જ્ઞાતિના હિતે,
સજી છોટાઈને સમતા, અમારી જ્ઞાતિના હિતે.

## ચંદુલાલ બેચરદાસ પટેલ

ચંદુલાલ બેચરદાસ પટેલે ઘણાં કાવ્યો લખ્યાં છે. તેઓ ભાવનગર કૉલેજમાં ભણતા. જ્ઞાતિએ કડવા પાટીદાર હતા. તેમનું 'સાચું સગપણ' નામનું કાવ્ય આપણું ધ્યાન ખેંચે છે :

સાચું સગપણ કર તું મનવા સીતારામનું રે,
સીતારામનું રે, સુંદરશ્યામનું રે. સાચું૦
સગા સંબંધી માયા જૂઠી, મિથ્યા મારો છો માથું ફૂટી,
સાચું સ્મરણ હરિનું અંતે કામનું રે. સાચું૦
ભક્તિવશ ભુદરજી પ્યારો, ભક્તોની પીડા હરનારો,
સહાય નક્કી કરનારો, સ્થળ આરામનું રે. સાચું૦
માયા સર્વે મોંઘી કીધી, સોંઘી ભક્તિ છાડી દીધી,
દેતાં પ્રભુનું નામ દામ નહીં કામનું રે. સાચું૦
ભક્તિ છે ગંગાનું પાણી, કહી જળ પીતાં ઊલટ આણી,
રામ નામ છે અમૃત મોક્ષના ધામનું રે. સાચું૦
હંસે જાતાં કાયા નકામી, માયા ને મુરાદ નકામી,
રટણ કરી લે માટે સીતારામનું રે. સાચું૦

## વીજ ભૂખણદાસ વાંઝવાળા

વીજ ભૂખણદાસ વાંઝવાળાએ જ્ઞાતિમુખપત્રોમાં અનેક કાવ્યો લખેલાં છે. તેઓ લેઉઆ પાટીદારનું મુખપત્ર પણ વાંઝથી બહાર પાડતા હતા. 'પાટીદાર વિદ્વાનોને વિનંતી' એ નામનું તેમનું કાવ્ય ખૂબ જ પ્રશંસા પામેલ છે :

પાટીદાર વિદ્વાન તમે તો પોતે પોતાનું જ કરો,
નિજ જ્ઞાતિના હિતને માટે દિલમાં કાં નહિ દાઝ ધરો?
પ્રાપ્ત કરેલી કેળવણીનો કરવાને ઉપયોગ ખરો,
જ્ઞાતિના હિતચિંતક થાવા ખાસ કરી વિચાર કરો. – ૧
કેળવણી પામેલા છે જ્ઞાતિમાંહે ઘણા નરો,
પણ એ માંહે તો ઘણાખરા તો દિપાવે છે નિજ ઘરો;
જેને લીધે કુટુંબ દીપે ગણાય વિદ્વાન ખરો,
આખી જ્ઞાતિ કુટુંબધારી, ચઢતી થાવા યત્ન કરો. – ૨

કેળવણીનો પ્રચાર થાયે સંસ્થા એવી ઊભી કરો,
નાણાંની તો ખોટ રહે નહીં બંધ કરો અઘટિત વરો;
અગ્રેસરની સાથે થઈને હે સઘળા વિદ્વાન નરો,
શ્રમ વેઠીને જ્ઞાતિસેવા હવે તમે કંઈ કરો કરો. – ૩
અગ્રેસરના જૂના વિચારો તે ફેરવવા યત્ન કરો,
સારી રીતે સિદ્ધ કરીને દર્શાવી દો માર્ગ ખરો,
ખરી રીતથી સામા પડવા, અગ્રેસરથી શીદ ડરો?
દુષ્ટ રિવાજો દૂર કરીને કોમ તણો ઉદ્ધાર કરો. – ૪
જ્ઞાતિહિતની સંસ્થાથી તો તમે બધાયે દૂર રહો,
એ રીતે સુખીયા કરવાને જ્ઞાતિજનને કેમ ચહો?
'અણસમજુ જ્ઞાતિ નવ સુધરે' જ્યાં ને ત્યાં શું એમ કહો?
હે વિદ્વાનો, તમ મુખ માંહે એવાં વેણ કદી ના હો. – ૫
જે જન દૃઢનિશ્ચયી જો હોય, તે તો તેનું ધાર્યું કરે,
નિજ હસ્તે પકડેલું કાર્ય પૂર્ણ કરે ત્યારે જ ઠરે;
બાંધી દેવા સુએજ કેનાલ સોળ વર્ષ જે હામ ધરે,
એવા લેસેપ્સ એન્જિનિયરના દૃઢ નિશ્ચયને ધન્ય ખરે. – ૬
અનુભવી સઘળા વિદ્વાન તમે પણ દૃઢ નિશ્ચય એવો જ કરો,
દર વર્ષે ઉત્સાહ ધરીને એક પરિષદ ખાસ ભરો;
શરૂઆતમાં એ જ કામને સારી રીતે હસ્ત ધરો,
જ્ઞાતિજન ભેગા થઈને, ખરા હિતાર્થે કામ કરો. – ૭
અનુભવી સઘળા વિદ્વાનો જ્ઞાતિનું અભિમાન ધરો,
જ્ઞાતિજન સુખીયા કરવાને જ્ઞાન તણો ઉપયોગ કરો;
દુઃખનાં ઝાડો કાપી કાઢો, યત્ન કરીને ખરેખરો.
વીજ ભૂખણ વંદી વિનવે છે, વિદ્વાનો કંઈક કરો કરો. – ૮

## નારણભાઈ જોરાદાર દેસાઈ

એમની કવિતાઓમાં ખાસ કરીને કુરિવાજો દૂર કરવાની ભલામણો જોવા મળે છે. તેમનાં કાવ્યોમાં બાળલગ્નરૂપી કુરિવાજ સામે સમાજને ભેગો કરવા માટે અનેક વાર વિનંતીઓ કરેલ છે. 'સમાજ મેળવવા પાટીદારોને વિનંતી' તે કાવ્યમાં તે લખે છે :

બંધુ હવે મળે સમાજ તો જઈએ,
તનની વ્યાધિ તે આગળ કહીએ.
અજ્ઞાન બિછાને પડી રહીને, વ્યાધિઓ ક્યાં લગી સહીએ,
રૂઢી રિવાજના રોગ હવે તો, આપે અમુઝણ હૈયે. – બંધુ૦
બાળલગ્ન, ક્ષય, પીડા આપી, પીએ રુધિર તન માંહીએ,
મિથ્યા વચનો કાળજ્વર તે, લાગ્યો છે કોને કહીએ. – બંધુ૦

ખાંસી ઠાંસી કફ ઉંધારાના કષ્ટ ક્યાં આગળ કહીએ,
ઈર્ષા દ્વેષનું ખરજવું રૂઝે ના હેરાન થઈએ. – બંધુ૦
નાડીચિકિત્સાના મળે ના વૈદ્યો, કોની સલાહો લઈએ,
ક્યારે મળે અનુભવિયા તેવા, મનથી એવું ચહીએ. – બંધુ૦
ઊંટવૈદ્યોની અવળી દવાઓ, લઈને થાક્યા છઈએ,
હાડપિંજર બની રહ્યાને બગડ્યાં લોહી કરી દઈએ. – બંધુ૦
હિતકર પુરુષો એમ જ કહે છે મનથી નહીં ગભરાઈએ,
મળશે સમાજે રોગના નાશક અનુભવી વૈદ્યો કહીએ. – બંધુ૦
કરી નિદાન ને રોગ પરીક્ષા, દેશે દવાઓ ગુણીએ,
જેમાંથી તન થાશે નિરોગી, લાગે ખરચ ન પઈએ. – બંધુ૦
પરમ કૃપાળુ ક્યારે મેળવે, સમાજ એ જાપ લઈએ,
હિતકર્તાની લઈ દવાઓ, તનથી સુખિઆ થઈએ. – બંધુ૦

## (૨) જીવને શિખામણ

જોને જોને જીવ જાગી રે ધીમે જ્ઞાતે તારો,
તેમાંનું શું કીધું રે, ગાળીને જન્મારો. – ટેક
જે જ્ઞાતિમાં દેહ ધર્યો, તેની શું સેવા કીધી,
કુટુંબ કબિલે મોટો માન્યો, તેની શું ખબરો લીધી,
દેખી દુઃખી જન રે, કીધા શા શા ઉપકારો. – જોને જીવ૦
આપ્તજનોની ઉન્નતિમાં કેટલું આગળ ધાયો,
સ્વાર્થને ત્યાગી પરમાર્થમાં શું ખરચી હરખાયો,
દયા ખાઈ દિલની રે, લીધા શા ઉપચારો. – જોને જીવ૦
ગર્વ ધરી જ્ઞાતિ હિતે શું વસુની વૃષ્ટિ કીધી,
કેળવણી દેવા જ્ઞાતે શું તનની મહેનત લીધી,
નિજ ગૃહસ્થાઈનાં રે પાડ્યો કયો વરતારો. – જોને જીવ૦
જોને જાગી મંદ અભાગી, પંડનું પોષણ કીધું,
સ્વાર્થ વિના બીજી વાતોમાં કદી ધ્યાન ન દીધું,
કોડી નવ આપી રે પોષવા નિરાધારો. – જોને જીવ૦
ભાંડ ભવૈયા વૈરાગી, મૂર્ખ ધુતારાને પોષે,
દુર્બળ જ્ઞાતિજનને દેખી, રહે ભરાયો રોષે,
દયાને કરી અળગી, સુણાવે કટુ ઉદ્‌ગારો. – જોને જીવ૦
દાન પુણ્ય જો કરે કદાપિ, સંભાળે ના જ્ઞાતિ,
અવર જાતિને આપીને, તું ભલે વધારે ખ્યાતિ,
સાચો નર કહેવાશે રે, જનહિત કરનારો. – જોને જીવ૦

## પ્રકરણ ૭

# ઉપસંહાર

આ સમગ્ર પુસ્તકમાં 'કૂર્મવંશીય ક્ષત્રિય કીર્તિકથા'નો ચિતાર આપવામાં આવ્યો છે. કૂર્મી શબ્દનો આપણા પૂર્વજોને જેટલો ખ્યાલ હતો તેટલો આજે આધુનિક પેઢીને તેનો ખ્યાલ નથી જ. પાટીદાર કવિઓનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જેના કારણે કલા અને સાહિત્યમાં પણ પોતાના યોગદાનમાં પાટીદારો પાછળ નહોતા તે સિદ્ધ કર્યું છે. આપણે ક્યાં હતા અને ક્યાં આવી ગયા, આપણી પ્રગતિમાં કયા અવરોધો એક રોડાનું કામ કરી રહ્યા છે તેનો પણ ખ્યાલ આપવામાં આવ્યો છે.

આપણા પૂર્વજોએ 'જ્ઞાતિ એકતા'નો યજ્ઞ શરૂ કર્યો છે. તેનો કડીબદ્ધ ઈતિહાસ આપવામાં આવ્યો છે. ભારતભરના કૂર્મીઓ એક જ છે. તેવું સનાતન સત્ય આ ગૌરવગાથામાં બતાવવામાં આવ્યું છે. તે વખતના આપણા પૂર્વજોની દૃષ્ટિ ખરેખર દાદ માગી લે તેવી ગણાય. આજથી સો વર્ષ પહેલાં ભારતભરના કૂર્મીઓને એકત્ર કરવાનો વિચાર નેવાંનાં પાણી મોભે ચઢાવવાં જેવી વાત હતી. છતાં તે વખતના ગુજરાતના શિક્ષિત સમાજ-સુધારકોએ આ કાર્યને પોતાનાં તન, મન, ધનથી મદદ કરી સિદ્ધ કરી બતાવ્યું કે, સમાજની પ્રગતિ માટે શું શું કરી શકાય? તેના તેઓ સાચા પથદર્શક બન્યા. કદાચ તેમના આદર્શો ઉપર ચાલ્યા હોત તો, આજે જે દશા ઉત્તરપ્રદેશ, બિહાર, ઝારખંડ અને મધ્યપ્રદેશના કૂર્મીઓની છે તેવી તો ન જ હોત. તે બધા કૂર્મીઓની સ્થિતિ મલાઈ વગરના દૂધ જેવી થઈ છે. વણિકના હાથે કે બ્રાહ્મણના હાથે કૂર્મીઓનું શોષણ જો તેઓ જાગૃત બન્યા હોત તો અટકી ગયું હોત, પણ આઝાદી મળ્યા બાદ આ કૂર્મી સંગઠનોમાં ઘણી ઓટ આવી ગઈ અને પ્રજાને રાજકારણીઓના ભરોસે મૂકી દેવામાં આવી.

પૂછો ન યહ ક્યા ક્યા દિયા તુમકો વિરાટ સમાજને,<br>
ક્યા ક્યા દિયા તુમને કહો માતૃતુલ્ય સમાજ કો.

સમગ્ર ભારતવર્ષમાં કૂર્મીઓની જ્ઞાતિ ઠેર ઠેર વેરવિખેર છે. તેમાંથી ઘણા  લોકો સુખી છે પણ મોટો વર્ગ અશિક્ષિત, બેકાર, ગરીબ, અંધશ્રદ્ધા અને કુરિવાજોથી પીડાઈ રહ્યો છે.

અખિલ ભારતીય કૂર્મી સંમેલનમાં રજૂ થયેલાં પ્રવચનો, અને તેમણે પસાર કરેલા ઠરાવોનો અભ્યાસ કરીએ તો આપણને જરૂર નવાઈ લાગે કે, આ લોકો

પાસે કેટલો વિશાળ દૃષ્ટિકોણ હતો. અને પોતાની કોમ માટે કેટલો પ્યાર હતો અને કોમની ઉન્નતિમાં તેમને કેટલી લગન હતી. આજની જ્ઞાતિપરિષદો અને સંમેલનોમાં તેમના ઉદ્દેશો ઘણા ઝાંખા લાગે છે અને દૃષ્ટિહીન લાગે છે. જ્યારે અખિલ ભારતીય કણબી સભામાં ભાગ લેનાર ગુજરાતના ઘણા પ્રતિનિધિઓ ધનપતિઓ અને સુશિક્ષિત હતા. પરંતુ તેમણે પોતાની કોમનું હિત હૈયે ધર્યું હતું. એટલું જ નહિ પણ સમાજસુધારણા તેમનું મુખ્ય ધ્યેય હતું.

આમ જોવા જઈએ તો આ પુસ્તક પોતે જ પથદર્શક છે. એટલે તેને ઉપસંહારની જરૂર હું જોતો નથી. આજે ભારતમાં કોમવાદનો દાવાનળ સળગી રહ્યો છે ત્યારે જ્ઞાતિવાદની સંકુચિતતા ન શોભે, છતાં આજના પ્રદૂષિત વાતાવરણમાં કોમવાદના નામે ચૂંટણીઓ લડાય છે. જેઓ જ્ઞાતિવાદ નાબૂદ કરવાનાં સૂત્રો પોકારે છે તે જ તેને બહેકાવી રહ્યા છે. ભારતની રાષ્ટ્રીયતા અને દેશની અખંડિતતા માટે સામૂહિક વિકાસની જ વાત કરી શકાય. અહીંયાં પાટીદાર ગૌરવગાથામાં કૂર્મીઓની અંધશ્રદ્ધા અને તેમનું પછાતપણું દૂર કરવાની વાત કરવાની સાથે સાથે તેમનો ઇતિહાસ ગૌરવપૂર્ણ છે તે પણ બતાવ્યું છે અને પોતાના ભૂતકાળનું ભાન કરાવવામાં આવ્યું છે, જેથી પછાતપણું દૂર થાય.

ભારતભરમાં અનેક જ્ઞાતિસંગઠનો પોતાની જ્ઞાતિના બચાવ માટે રચાય છે. ખુદ ગાંધીજી પણ જ્ઞાતિસંમેલનમાં ભાગ લેતા અને તે જ્ઞાતિના કુરિવાજો સામે ખોટા ખર્ચાઓ, પડદાપદ્ધતિ અને બાળલગ્ન સામે લાલબત્તી ધરતા હતા; એટલે સંગઠનની રચના કરવી તેમાં કંઈ ખોટું નથી. કોઈ પણ કોમ બીજાના સહારે આગળ નથી વધવાની. પોતે જ પોતાનો માર્ગ શોધી લેવાનો છે.

સામાજિક સંગઠનોનું નિરાકરણ સબળ સામાજિક સંગઠનો દ્વારા જ થઈ શકે છે. ભારતની અન્ય કોમોની જેમ ભારતની કૂર્મી જાતિમાં પણ ઘણી અંધશ્રદ્ધા અને કુરિવાજોનાં જાળાં બાઝેલાં છે. તેને દૂર કરવા માટે અથવા તેમાંથી મુક્ત થવા માટે સૌએ આગળ આવવું પડશે. દહેજપ્રથા, ખર્ચાળ લગ્નપ્રથા, આડંબરભર્યા રીતરિવાજો, નાણાંનો દુર્વ્યય, ગરીબાઈ, પડદાપ્રથા, બાળવિવાહ, સાટા-તેખડા, પુત્ર-પુત્રીનો ભેદ, સ્ત્રીશિક્ષણની જરૂરિયાત, ગોળપ્રથા, સુધરેલી ખેતી, શિક્ષણની ઉપેક્ષા – આ બધા દોષોને દૂર કરવા માટે સામૂહિક પ્રયાસ કરવો પડશે. તે માટે અનેક શિક્ષણ સંસ્થાઓ ખોલવી પડશે અને પ્રચારકાર્યની ઝુંબેશ ચલાવવી પડશે.



અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું સંગઠન આજથી સો વર્ષ પૂર્વે ૧૮૯૪માં થયું. પણ તેની કાર્યવિધિ ભૌતિક અગવડોને કારણે ખૂબ જ ધીમી

રહી હતી. ખેતી અને રણક્ષેત્ર અમારો ભૂતકાળ હતો તો હવે ઉદ્યોગ અને રાજસત્તામાં સશક્ત ભાગીદારી અમારું ભવિષ્ય છે.

આંધ્ર, મહારાષ્ટ્ર, બિહાર, કાનપુર વગેરે જગ્યાએ છેલ્લાં બે વર્ષમાં ઘણાં કૂર્મી સંમેલનો ભરવામાં આવ્યાં અને રાજકીય રીતે કૂર્મી પાટીદારોએ લોકમત જાગૃત કરવાની જરૂર છે. સોળમી ફેબ્રુ. ૧૯૯૪માં ટાઈમ્સ ઑફ ઈન્ડિયાએ પણ કૂર્મી પાટીદાર લૉબી જાગૃત કરવા માટે પટણામાં જે રાજનીતિજ્ઞોની આગેવાનીમાં સંમેલન મળ્યું તેનો ઉલ્લેખ કર્યો છે.

આ પુસ્તક લખવાનો મારો ઉદ્દેશ લુપ્ત થતા પાટીદાર ઈતિહાસને જાળવી રાખવાનું અને આપણી નવી પેઢી પોતાનો ગૌરવપૂર્ણ ઈતિહાસ જાણે તે છે. આ ઉપરાંત ભારતની પ્રમુખ છ જાતિઓમાં કૂર્મી ક્ષત્રિય જ્ઞાતિનું યોગદાન ખૂબ મહત્ત્વપૂર્ણ રહ્યું છે અને રહેશે તે પણ જાણે, પોતાની કમજોરીઓ દૂર કરે અને દરેક ક્ષેત્રમાં પ્રગતિ કરવા માટે કટિબદ્ધ બને અને રાષ્ટ્રના વિકાસમાં સાચો ભાગીદાર થતાં તથા પોતાનું મસ્તક ઊંચું રાખી જીવતાં શીખે તે માટે મેં આ પુસ્તકનું અવતરણ કર્યું છે.

'સૌ સાથે મૈત્રી, વેર કોઈ સાથે નહીં' એ સૂત્ર પાટીદારો માટે નવું નથી. એ તો તેને ગળથૂથીમાં મળેલું છે. કૃષિ પર આધારિત અન્ય જાતિઓ પણ આપણી સહોદર જ્ઞાતિ છે. તેની ઉપેક્ષા કેમ થઈ શકે? આ બધા સાથે ખભે ખભા મેળવી આગળ ચાલવું જોઈએ. સમસ્ત પછાત અને કમજોર વર્ગોને સાથે રાખી ચાલવું - તેમને આગળ વધારવા તે પાટીદારનો ધર્મ છે. બંધારણીય રીતે છૂતાછૂત સમાપ્ત થઈ ગયું છે. પણ વહેવાર માટે ભારતના અંગમાં કોઢની જેમ પ્રસરી ગયું છે. ઉદારતા, પરોપકાર, વિનમ્રતા, મિત્રતા, ત્યાગ, ભાઈચારો તથા સ્નેહ વગેરે દૈવી ગુણો દ્વારા 'દેવ માનવ બને અને પોતાની સઘળી જ્ઞાતિઓનું કલ્યાણ કરે,' વિશ્વની સંપૂર્ણ પીડિત અને દલિત માનવજાતિનો ઉદ્ધાર અમારું લક્ષ્ય છે. તે દિશામાં આગળ વધવું તે જ સાચો પુરુષાર્થ છે.

કૂર્મી (પાટીદાર જ્ઞાતિના) સંદર્ભમાં અનેક ગ્રંથો સમય સમય પર પ્રકાશિત થતા રહ્યા છે. પણ તે બાબતના વૈજ્ઞાનિક કે નૃવંશશાસ્ત્ર કે ઐતિહાસિક રીતે પ્રમાણબદ્ધવાળા ગ્રંથો લખાયા નથી. જ્યારે આ ગ્રંથમાં ઐતિહાસિક સત્ય દ્વારા જ્ઞાતિમહત્તાની માંડણી કરવામાં આવી છે.



પ્રાગ્ ઐતિહાસિક અને વૈદિક યુગ સુધીનાં પ્રમાણોના આધારે કૂર્મી ઉત્પત્તિના ઈતિહાસને આધારભૂત ગણવામાં આવે છે. મારા મિત્ર ડૉ. દિલાવરસિંહ જયસવાર, ડૉ. રામસિયાજી અને ડૉ. કશ્યપે આ દિશામાં ઘણું કામ કર્યું છે. મારું

હિન્દીમાં પ્રગટ થયેલું 'કૂર્મી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ' ઉત્તર પ્રદેશ, બિહારમાં તેમ જ મધ્યપ્રદેશમાં ખૂબ જ લોકપ્રિય બન્યું છે.

હિન્દુ સંસ્કૃતિની વર્ણવ્યવસ્થાને ઘણા સંક્રાંતિકાળમાંથી પસાર થવું પડ્યું છે. તેનો ઇતિહાસ ઘણો લાંબો છે. દેશમાં એવો સમય આવ્યો કે વર્ણવ્યવસ્થા દેશની ઉન્નતિમાં બાધક પણ બની રહી. આજે પણ એવું જ ચિત્ર છે. સમાજ-સુધારકોએ આમાંથી મુક્ત કરાવવાનો પ્રયાસ કર્યો છે; તેમ છતાં બ્રાહ્મણવાદે પોતાના નિજી સ્વાર્થ તથા મિથ્યાભિમાનના કારણે સમાજ પર જબરજસ્ત પક્કડ જમાવી, જેના પરિણામે એનાં ખાટાં ફળો ભારત ભોગવી રહ્યું છે. બ્રાહ્મણવાદને અસફળ બનાવવા માટે ઘણા પ્રયાસો થયા અને થતા રહ્યા છે, પરંતુ તે બધા અસફળ નીવડ્યા છે. ચાર વર્ણોમાંથી અનેક જ્ઞાતિઓની પરંપરાઓ સર્જાઈ અને ઊંચનીચના વર્ગભેદની પરંપરાઓ પણ એમાંથી જ શરૂ થઈ. દેશ જ્યારે ૨૧મી સદીમાં ડગ માંડવાની તૈયારીમાં છે ત્યારે આપણી પાસે બચેલી સંસ્કૃતિમાં માત્ર સડી ગયેલી વર્ણવ્યવસ્થા જ બચી ગઈ છે.

હિંદુ સમાજમાંથી પણ જ્ઞાતિવાદની રૂઢીઓ, શોષણ અને અત્યાચારનો એક દિવસ જરૂર અંત આવશે. પણ ક્યારે? તેનો ઉત્તર ન તો મારી પાસે છે કે ન આપની પાસે. તે સમયના ખોળામાં છુપાઈને પડ્યો છે. જ્યાં સુધી હિંદુ સમાજમાં જ્ઞાતિ-પાંતિને ઉખેડીને ફેંકી દેવામાં નહીં આવે ત્યાં સુધી આ જ્ઞાતિઓ બની રહેવાની.

ઇતિહાસ સાક્ષી છે, આપણા સંતો અને સુધારકોએ જ્ઞાતિવાદના કુરૂપને મિટાવવા માટે અનેક ચળવળો ચલાવી હતી. સાથે સાથે સમાજને સુધારવા માટે ક્રાંતિકારી કદમો ભરવાનું આહ્વાન પણ આપતા રહ્યા છે. જ્ઞાતિપ્રથા ઉન્મૂલન અભિયાન અથવા સમતા આંદોલન ભારતીય ઇતિહાસમાં સામાજિક સુધારણાના ઇતિહાસનું ઊજળું પાનું છે. ગીતામાં સાચું જ કહ્યું છે કે, "મનુષ્ય પોતાનાં કર્તવ્યોનું યથાર્થ પાલન કરી, જીવનના અંતિમ લક્ષ્ય મોક્ષને પ્રાપ્ત કરી શકે છે." પોતાના કર્તવ્યપાલન દ્વારા સમાજની સેવા કરવાનું દરેકનું ધ્યેય હોવું જોઈએ. પાટીદાર કોમ જ્ઞાતિપ્રથાની પક્ષપાતી નથી, તે આ ઇતિહાસ દ્વારા સિદ્ધ થાય છે.

કૂર્મી જ્ઞાતિનો ઉદ્ભવ કેવી રીતે થયો? તેઓનો વિકાસ કઈ રીતે થયો? દેશના જુદા જુદા પ્રદેશમાં તેમની ઓળખ શું છે? કયા કયા ઉતાર અને ચઢાવ તેમણે જોયા છે અને કઈ કઈ મુશ્કેલીમાંથી પસાર થયા છે? તેનાં ઘટકો પ્રાચીનમાં શું હતાં અને વર્તમાનમાં શું છે? ગુજરાતના પાટીદારોની સ્થિતિ, આંતરભારતીય ક્ષેત્રે અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે તેમનું પ્રદાન, તેમની પ્રગતિ, કલા અને સાહિત્યમાં

તેમનું યોગદાન આ ગ્રંથમાં રજૂ થયાં છે. તેનાં મૂળ પ્રાગ્ ઐતિહાસિક કાળથી મળે છે. વેદોમાં કૂરમ, કૂર્મી શબ્દ ઋચાઓમાં પણ મળે છે. કૂર્મી આજે દેશની મોટી વસ્તીનો ભાગ છે. જે કૂરમી, કૂણબી, કુનબી, કુર્મા, કણબી, પટેલ, મરાઠા, રેડ્ડી, વલ્લિરગામ, કાપૂ, નાયડુ નામથી ઓળખાય છે.

ભારતભૂમિનો ભવ્ય બગીચો,
નંદનવન ગુજરાત;
જ્યાં રોક જેવા કૂર્મીઓનું વતન છે ગુજરાત
અમારું નંદનવન ગુજરાત...

એ બગીચો ખીલવ્યો કોણે?
કોણે પાણી પાયાં?
જમીન તોડી, ખેડી, ખીલવી,
કુસુમ ક્યાંથી આવ્યાં?...

પંજાબથી કંઈ કૂર્મી આવ્યા,
કણબી થઈને ઘસીયા,
પટેલ, પાટીદાર, અમીન ને
દેસાઈ થઈને વસીયા....

ગાંધીએ અવતાર લીધો જ્યાં,
ભારત તારણહાર
વલ્લભ-વિઠ્ઠલ રત્ન થયાં જ્યાં,
કૂર્મી ક્ષત્રિય અવતાર
અમારું નંદનવન ગુજરાત...

ધમધમ ધમધમ ધરતી ધ્રૂજતી,
દુનિયા ખેડી નાખી,
એવી પાટીદાર પ્રજાનું
વતન છે ગુજરાત
અમારું નંદનવન ગુજરાત...

# APPENDIX

## Origins of the Patidars

By : PRADEEP MALLIK

AHMEDABAD, August 28, 1994

ALL those who believe the Patidars to be just a class of toiling masses without a history, moving up the social ladder by virtue of hard work, would do well to revise their beliefs. Patidars are Kshatriyas, according to Mr. M. R. Patel, reader in the department of history at Gujarat University. And, he has evidence, both historical and logical, to buttress his theory.

He has authored two books on this theory. One of them, in fact, proclaims Patidars to be Kshatriyas on the cover itself : *Kulmi Kshatriya Patidaron ka Itihas.* The other, *Patidaro ni Gaurav Gatha,* was published recently.

The purpose of writing these books was to place matters in the right perspective, Mr. Patel said. Historical explanations regarding the origin of the Patidars were far from satisfactory. Even stalwarts like Dahyabhai Patel and Uttamramji relied on hearsay evidence. The legend that they came from the 52 *dhinglis* (dolls) created by Goddess Parvati or 105 dolls received prominence over reasoning and logic, he said.

Mr. Patel accepts that his interpretations regarding the varna affiliations of the Patidars are not final. New explanations which stand the test of reason may spring up. "A historian should always be ready to accepts refutals to his theory. After all, society is built and rebuilt on healthy debates."

He recalls the public debate organised to determine the caste of the Kulmi Patidars way back on May 25 and 26, 1906. Deepnarayan Singh and Pandit Damodar Shashtri, the latter quoting from the *Skandapurana,* asserted that "Kunbis" were Kshatriyas. Pandit Madanmohan Pathak of Varanasi objected, saying that the Kulmis were not marrying into other Kshatriyas, they were tillers, their customs were different and, and most importantly, they were not sporting the sacred thread.

However, Pandit Rajaram Shahstri clarified that agriculture was not a mean profession and that the ancient texts allowed members of the higher classes to till the soil in emergency. The *Manusmriti* (Chapter 10) and *Parasharsmriti* (Chapter 2) allowed Brahmans and Kshatriyas to adopt the Vaishayas' calling — agriculture, trade and commerce and animal husbandry — during *apad kaal* or the moment of crisis.



He also argued that divided as the castes were into sub-castes, Hindus did not marry even outside their subcastes. Kunbis were no exception to this practice.

They had to discard the sacred thread, just as many other *dwijas* (twice-born) Hindus had to do, to evade persecution during periods of strife in the medieval times.

Mr. Patel holds that Kulmi, Kunbi, Kanbi are all the impure or polluted forms of Kurmi which, in turn, owes its origin to the name of Sage Kurmi considered to be the ancestor of the Patidars.

He said that *Sukta 55* of the eighth *mandala* and *sukta 37* of the third *mandala* of the *Rig Veda* testified to Kurmis being of a Kshatriya descent. The *Shatapatha Brahamana,* the *Yajur Veda* and the *Atharveda Veda,* too, supported this. Even in the *Sayana Bhashya* the term, Kurmi, was used in reference to Kshatryas and to qualities traditionally attributed to them.

Prof. William in his Sanskrit-English dictionary said, "Kurmah" means power, powerful person, bravery, brave person.

The Kunbis, Mr. Patel asserted, rose to become land-owners during the post-Siddharaja days under the reign of Kumarpal. He quotes from Hunter's *Statistical Account of Bengal,* "Kurmis though generally engaged in agriculture, make good soldiers and were good-deal employed as such before the Mutiny. Mr. Magrath suspects that Kurmis are found in Madras. Chhuta Nagpur, Orissa and among the Marathas. Sivaji was a Kurmi and the rajas of Gwalior and Satara are said to be of the same race."

According to Reverend Sherring's *Tribes and Castes,* "The Kurmis and Kunbis are in reality one class of people, and yet under them are subdivisions ... some of which do not intermarry."

The *Imperial Gazetteer of India* (New Edition, Volume V) records : "The Kunbis who number 101000 are an important class. Some have risen to high positions in Government service or have, acquired wealth in trade but the majority are engaged in agriculture and, form the greater part of the peasant proprietors in Gujarat. There is no real difference of caste between Kunbis and Patidars though Patidar will not now intermarry with ordinary Kunbis. The latter are divided into three classes — Levas, Kadvas, Anjana."

Mr. Patel's attempt to write the history of a caste should not be treated as characteristic of a medieval mindset in a modern world fast approaching the 21st century. "It could be treated as an iffort to write the history of a 'people without history.' It is important to point out abhorrent customs in a society. These are aplenty among the Patidars. In fact, they have stunted their social growth in Gujarat, Rajasthan and Madhya Pradesh."



"Besides, even if we talk of the 21st century, caste still plays a dominant role in our society. It is part of our culture," he added.

**(The Times of India)**

# EXTRACTS FROM THE BOOKS OF EUROPEAN SCHOLARS

## CARNEY'S RACES, TRIBES AND CASTES OF OUDH

"Sindhia of Gwalior, the ex-Raja of Satara and the ex-Bhonsale of Nagpur were Kurmis or of the classes akin to them. Mr. Campbell has pointed out that the Kurmi element was the foundation of the Maharatha power, and Shivaji and many of his chiefs were Kurmis. There are also Kurmi Rajas in Gorakhpur and Gujarat. Darshan singh of Atraulia of this caste earned the title of Raja during rebellion"

"Well to-do members of these classes adopt the honorary distinction of Choudhari. They were formerly many and still are some Kurmi land properties in Oudh. A Tupa sub-division containing more than 50 villages was formerly owned by them in Fyzabad."

ENCYCLOPAEDIA BRITANNICA (Vol 13, published.in 1945 by Encyclopaedia Britannica Inc. Chicago, London, Toronto)

**Kunbi :** house holder, the great agricultural caste of western India (post-vedic skt. Kutumbika, which may be a sanskritised form of an aboriginal word). The name becomes Kurmi in the north where the caste is numerous the Ganges and to the south of that river. The Kunbi corresopnds to the kapu of the Telugu country in Madras, and to many castes elsewhere. The Maratha is really an upper class kunbi, who in many parts of the population Maratha or Maratta, is not originally a caste name, being derived from the sanskrit Maharashtra. "Great kingdom" a territory. In 1921, the kunbis numbered 67,69,502 including the kurmis.

## BOMBAY GAZETTEER, BELGAUM, Vol. XXI

kunbis... they have two hundred and ninety two surnames of the whole number one hundred and twenty two trace their origin to the moon, seventy eight trace their origin to the sun, and eighty one go to Brahma. The ninety nine remaining surnames are said to belong to miscellanious tribes."

## CASTES IN INDIA - BY G. H. HUTTON

"The wide spread cultivating caste of the west, the kunbi, the typical peasent of western India, who probably contributed largely to the rank and file of that fighting race of Marathas. The marathas first heard of in the thirteenth or fourteenth century and nearby became masters of India in the eighteenth:".



## E. T. DALTON'S DESCRIPTIVE ETHNOLOGY OF BENGAL PAGE 318

"The celebrated Bhonsale family were originally Patels of Deori, and also, I believe kurmis"

**BOMBAY GAZETTEER-BY SIR J. C. CAMPBELL K.C.S.I.**

"The derivation, which has the approval of Prof. Bhandarker, remains that Maharashtra is the Sanskritised form of Maharatha that is, the country of the Marathis of Maharathas, that is, the Great Rathis, a tribe which under the name of Ratta or Ratthis and its sanskrit form Rashrtraksa or Rastrikas, form very early time and have at intervals ruled the Bombay Deccan, and Bombay karnatak."

**THE PRINCIPAL NATIONS OF INDIA**

"Maharattas - the agricultural kunbis are the chief tribe, the same as the kurmis of Northern India. To them peculiarly belongs the name Maharatta. About the middle of the 16th Century, the Marattas under Shivaji, recovered the power they had before the Muhammadans invaded the Deccan. Shivaji was born in fort, his greatness arose from his forts and in a fort he died."

**BOMBAY PRESIDENCY & CENTRAL PROVINCES**

"The Kurmis and kunbis are in reality one class of people and yet are known in various parts of the country by these separate designations under them are submissions into numerous tribes some of which do not intermarry. They are very industrious and preseviering, commonly thrigty and frugal and living in the enjoyment of health and much social comfort"

**HUNTER'S STATISTICAL ACCOUNT OF BENGAL,**
**VOL. XI, PAGE 46 AND 47**

"Kurmis thought generally engaged in agriculture, make good soldiers and were good-deal employed as such before the Mutiny"

"Mr. Magrath suspects that kurmis are found in Madras, Chhuta Nagpur, Orrissa and among Marathas"

"Shivaji was a kurmi and Rajas of Gwalior and Satara are said to be the same race."

"Kurmis make good soldiers and before the Muntiny many of them were so employed."

**ELLIOT'S HISTORY, FOLKLORE AND**
**DISTRIBUTION OF RACES, N.W.P. AND OUDH**

"There are several Kurmis or Kunbis among the Marathas and the Gwalior as well as the Satara families are of that stock."

**REVEREND SHERRING'S TRIBES AND CASTES, VOL. I PAGE 156-157 (N.W.P. AND OUDH AND BENGAL)**



"In some parts of the country members of this caste have large possessions in land. In the year 1848, out of 31 estastes of which the paraganna of Dhata in the Fatehpur District was posed, no fewer than twenty seven were in the hands of Kumb his, there called Kurmis, which

circumstance, it was rightly conjectured, was the chief cause of the thriving condition of that paraganna."

**BOMBAY PRESIDENCY AND CENTRAL PROVINCES**

"The Kurmis and Kunbis are in reality one class of people, and yet are known in various parts of the country by these separate designations, under them are sub-divisions in to numbers tribes, some of which do not intermarry. They are very industrious and persevering commonly thrifty and frugal, and living in the enjoyment of health and much social comfort."

**THE PRINCIPAL NATIONS OF INDIA**

"The kunbi fond of asserting his independence. The following are some of his proverbs : Where it thunders there the Kunbi is a landlord." "Crores follow the Kunbi but the Kunbi follows no man."

**BOMBAY GAZETTEER, SATARA VOL. XIX PAGE 75**

"Marathas are found all over the district. The 1881 Census includes them under KUNBIS from they do not form a separate caste. The distinction between Kunbis and Marathas in almost entirely social. The Marathas seem to have no histories or rege dary evidence as to when and from where they came in to the district. Though somewhat fairer in colour and more refined manners as a class cannot be distiguished from Kunbis with whom all eat and the poorer marry."

**BOMBAY GAZETTEER, KHANDESH VOL. XII PAGE 68**

"Marathas are said to have originally come from Nasik, Poona, Satara and Ahmadnagar during the region of the last Peshwa; are of 2 classes. Though generally called Marathas, they have special surnames known to familiar friends, such as Gaekwar, Mahante, Jagtap, Sinde, Nimbalkar and Pavar. They eat with Tilola or Pajna and other Kunbis."

**BOMBAY GAZETTEER, KOLHAPUR VOL. XXXIV PAGE 65**

"Marathas are returned as numbering 62287 and are found over the whole State. The Kolhapur Marathas have a special interest as their head the Maharaja of kolhapur is the only representative of Shivajee the founder of the Maratha power... Marathas can not be distingished from Marathi speaking Deccan Kunbis with whom all eat and the poorer intermarry... Kolhapur Marathas claim to belong to 4 branches or us as, Brahma vuns or the Brahma Branch, Shesh vuns or the Serpent branch, Som vuns or the Moon branch and Surya vuns or the Sun branch."



"At the Khati feast Marathas sit in full dress each with a sword by his side. Marathas do not allow widow marriage, known nothing of polyandry and practise polygamy"

**IMPERIAL GAZETTEER OF INDIA, NEW EDITION. VOL V. PAGE 97 AND 98. AHMEDABAD DISTRICT.**

"The Kunbis who number 101000 are an important class, some have risen to high positions in Government service or have acquired wealth in trade but the majority are engaged in agriculture and, form the greater part of the peasant properties in Gujarat. There is no real difference of caste between Kunbis and Patidars though Patidar will not now intermarry with ordinary Kunbis, the latter are divided in to 3 classes—Levas, Kadvas, Anjana. Female infanticide owing to the ruinous expenses attached to marriage having been found prevalent among the Kunbis the provisions of Bombay Act VII of 1870 were applied to the Kadva and Leva Kunbis. Next in position to the Kunbis are the Rajputs."

**VOL VIII BOMBAY PRESIDENCY, PAGE 300 AND 304**

"The general proportion of females recorded in 1901 is 938 to 1000 males in British Districts. In Sindh, the proportion is very low. An excess of females over males is noticeable among the low castes and wild tribes. Infanticide formerly prevailed among the Rajputs and Kunbis of Gujarat but is believed to be no longer practised. The cause of this barbarous practice was the difficulty of securing bridegrooms from the sections of these castes with whom custom prescribed that intermarriages should take place."

"The Marathas consist of 1900000 Kunbis, 350000 Konkanis and 1500000 Marathas not otherwise specified. The term Maratha is in some respects loosely applied, that it is difficult to determine its precise significance. Let it variously be used to describe members of the various castes living in Maharashtra those whose mother tongue is Marathi, and more correctly perhaps to designate the descendants of Shivaji's warriors including this Maratha Kunbis and below Ghat Maratha who were the backbone of the Peshwa's confederacy it is the common impression at the present day that the Marathas probably so called are divided into two groups which do not intermarry, but Kunbi or agriculturist being the inferior and the warrior, landowner of high class Maratha claim being superior origin... But the dividing line is not of the nature of permenant barrier and can be passed by wealthy Kunbis with ambition in proportion to their means."

**VOL. XIII PAGE 247, HYDRABAD STATE**



"The Kapus of Kunbis the great agricultural caste in the state number 2953000 persons or 26 percent of the whole population."

**VOL. XVI PAGES 261 AND 262, MADRAS PRESIDENCY**

"Of the Hindu castes of Madras the largest are the Kapus numbering 2576000 in 1904. They are divided and subdivided in endless sub-castes which keeps severally or eve to eat together."

**VOL XVI PAGES 436, MAHARASTRA**

"Maharastra is the country of Marathas who form 30 percent of its population.... the term is now reserved for the decedants of the old fighting stock, a hardy and vigorous class once the terror of India, now merged very largely in the cultivating class known as Kunbi... Three million persons in the Konkan and Deccan returned themselves as Marathas in the Bombay Presidency, found of their traditions of deeds of valour embodied in the ballads of the country-side. The Maratha peasantry are a frugal and peace loving people content to extort a bare subsistance from the stomy. Daccan uplands or the rocky spurs of the Ghats. At holiday season they make pilgrimages to numerous slines of saints and neroes scatterred over the country side and expand small sums in harmless merry-making when the business of the pilgrimage has been disposed of. It is possible that the Marathas are connected with the Reddis of the Telugu."

**VOL. XVIII PAGES 193 AND 194, MYSORE STATE**

"The Hindus have been arranged in the 72 castes or classes, of these the strongest unmerically are Wakkaligars (1287000)

The Wakkaligars (in Hindustani Kunbi) are the cultivators or ryots. They include numberous tribes some of Kanarese and some of Telugu origin who neither eat together nor intermarry. Their headmen are called Gaudas... The Wakkaligars are mostly vegetarians and do not drink intoxicating liquor. The Ganadekara who form nearly one half of the class, are purly Kanarese, found chiefly in the central and southern tracks. They represent the subjects of the ancient Gangavans which formed the nucleus of the Ganga Empire. At the present day they are followers sowertsive and some of vishnu... next in number we the Morasu Wakkaligars, chiefly in Kolar and Bangalore Districts. They appear to have been originally immigrants from a district called Marasunad to the east of Mysore whose chiefs formed settlements at the end of the fourteenth century in the past round Nadidroog... In the old days many of them acted in the Kandachar or native miltia. They are not only cultivators but sometimes trade in grain. The Reddis are found chiefly in the east and north and have numerous sub-divisions. To some extent they seem to be of Telugu origin and have.been supposed to represent the subjects of the ancient Ratto vade or kingdom of Rattos."

**REVD. SHERRING'S HINDU TRIBES AND CASTES VOL. III PAGE 258. THE UNITY OF THE HINDU RACE**



"The Kunbhi or Kurmi caste as it is variously styled, is in point of numbers the principle branch of the cultivating castes, and as every body acquainted with the subject knows, is a very fair representative of all such castes. The Kurmi has a strong bony hand natural to a man of his employment. His complexion is of a deep mahogay colour, never black

nor approaching to it. He is sometimes and in Upper India ferquently, tall and powerful, is manly, outspoken and independent in manner, and is altogether free from the cringing obsequiousness so peculiar to many of the self-contemning outcastes below the Sundres. As a drawback to this, he is rather dull of intellect which is no matter of surprise considering the nature of his duties, which in every country excise a deadening influence on the understanding. These castes exhibit various qualities, not seen in lower castes, and forming striking characteristics of the higher. They are free from the servility and sense of fear, amounting frequently to terror which are so distressigly visible among the outcaste races in their intercourse with the superior castes."

**GOVERNMENT ORDER, No. 251-VIII-186-A DATED 21st, MARCH 1896 TO THE INSPECTOR GENERAL OF POLICE, N.W.P. AND OUDH POLICE DEPARTMENT.**

"His Honnor is, however, of opinion that Kurmis constitute respectable community which he would be reluctant to exclude from Government Services."

**INDRA, RV. 8-37-2 INDIRA SANSKRIT WORTHERBUCH (ST. PETERSBURG EDN. OF 1864)**

"Tuvi Kurmi is, i. or Tuvi-Kurmin, i, ini, i, veda, efficaious, an epithet of Indra."

**PROF. M. WILLIAMS, SANSKRIT-ENGLISH DICTIONARY**

"Koormees - those pepople state that they migrated from the south 1200 years ago. They claim desent from Raja Bal Bhudr, a Sooraj Bans, who lived in the Tretrayug, the second age of the world."

**MEMO. ON THE PREVAILING IN THE DISTRICT OF JHANSE**

"Kunbis, including the four divisions of Anjana, Kadva, Leva and Matia, with a strength of 1,410,422 from 14.26 percent of the Hindus of Gujarat. They claim to be of Kshatriya stock. According to one story they are desendants, and according to another the followers of Lava and Kush, children of Ram and Sita, who driven out of Ayodhya and settled in Mathura, and again to move, passed through Marwar in to Gujarat. Their arrival in Gujarat is supposed to have taken place about two thousand years ago."

**BOMBAY GAZETTEER VOL. IX, PART I**



"Ramchandra had two sons, one Lava and second Kush. From Lava came Levas and from Kush the Kadvas."

**BOMBAY GAZETTEER VOL. IX, PART I**

Kurma, as, as... name of a son of Gritsmada, author of several hymns of the Rigveda." Prof. M. William's Sanskrit-English Dictionary.

■ ■ ■



"The Kurmis and Kunbis are in reality one class of people, and yet are known in various parts of the country by these separate designations, and under them are sub divisions into numerous tribes, some of which do not intermarry. They are very industrious and persevering, commonly thrifty and frugal, and living in the enjoyment of health and much social comfort."

***Bombay Presidency and Central Provinces***

